

સ્વ. સર રમણભાઈ મહીપતરામ નીલકંઠ

નાઈટ

જન્મ :

તા. ૧૩-૩-૧૮૬૮

દેહોત્સર્ગ :

તા. ૬-૩-૧૯૨૮

# હાસ્યમંદિર

લખનાર :

રમણભાઈ મહીપતરામ નીલકંઠ

વિદ્યાગૌરી રમણભાઈ નીલકંઠ



પ્રકાશક :

જીવનલાલ અમરશી મહેતા

અમદાવાદ અને મુંબઈ-૨

મુંબાઇના એજન્ટસ્

**જીવનલાલ એન્ડ સન્સ**
૧૨૮, પ્રિન્સેસ સ્ટ્રીટ
મુંબઇ-૨

આવૃત્તિ ૩ જી.
સંવત ૧૯૯૩.





મૂલ્ય ~~રૂપિયા બે~~



: મુદ્રક :
મણિલાલ કલ્યાણદાસ પટેલ
અમદાવાદ.

: મુદ્રણસ્થાન :
સૂર્યપ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસ
પાનકોરના નાકા-અમદાવાદ

## ઉપહાર

હાસ્યનો પ્રસંગ આવતાં જેમની શિકલ
ઘુવડ જેવી થઈ જાય છે, અને,
જેઓ હસી શકતા નથી કે
હસાવી શકતા નથી
તેમને આ પુસ્તક
વગર રજાએ
અર્પણ
કર્યું
છે.

# પ્રસ્તાવના

હાસ્યનું પણ મંદિર હોય છે. બીજાં મંદિર પેઠે એ મંદિરમાં પણ ભક્તિના, આનન્દના, ઉત્સાહના, અભ્યાસના પ્રસંગ હોય છે. એ મંદિરમાં પણ એકાન્તમનન કરવાના, આત્મપરીક્ષા કરવાના, તેમ જ, બીજા ભકતોના સંગમાં તેમના સરખી લાગણીઓ અનુભવવાના અવસર મળે છે. વિશુદ્ધિના અને ઉત્કર્ષના પ્રયાસ પણ એ મંદિરમાં થઈ શકે છે. એવા મંદિરની સ્થાપના કરવા અમે કેટલાક પ્રયત્ન કરેલા તેનો સંગ્રહ આ પુસ્તકમાં કર્યો છે.

કયો લેખ કોનો લખેલો છે તે અનુક્રમણિકામાં દર્શાવ્યું છે.

અમદાવાદ, તા. ૨૩ માર્ચ ૧૯૧૫

રમણભાઇ મહીપતરામ નીલકંઠ
સૌ. વિદ્યા રમણભાઈ નીલકંઠ

---

## બીજી આવૃત્તિ.

આ પુસ્તકની પહેલી આવૃત્તિ ખલાસ થવાથી આ બીજી આવૃત્તિ છપાવી છે. આમાં છેવટે નવા ત્રણ લેખો ઉમેર્યા છે, અને નવાં ત્રણ ચિત્રો પણ ખાસ તૈયાર કરાવીને મુકયાં છે. વિશેષ ફેરફાર કંઇ નથી.

ઇ. સ. ૧૯૨૬

ર. મ. નીલકંઠ.
વિ. ર. નીલકંઠ.

---

# અનુક્રમણિકા

## ચિત્રોની અનુક્રમણિકા

# હાસ્યમંદિર

## ૧

## હાસ્યરસ*



હસવાની શક્તિ એ માણસજાતનો એવો વિશેષ ધર્મ છે કે તે વડે મનુષ્યના લક્ષણની વ્યાખ્યા થઈ શકે તેમ છે એમ કેટલાકનું કહેવું છે. આ ઉપરથી, 'man is a laughing animal,'– 'હસતું પ્રાણી તે મનુષ્ય,' એવી પણ માણસની વ્યાખ્યા કરવામાં આવી છે. પરંતુ, પૃથ્વીના એક ભાગમાં હસતાં વાંદરાં મળી આવ્યાં છે, અને તેથી 'હસતાં પ્રાણી' એ પદમાં તે વાંદરાનો પણ સમાવેશ થાય તેમ છે. એને માટે એ વ્યાખ્યા અતિવ્યાપ્તિના દોષવાળી હોઈ નિરર્થક જાય છે. પરંતુ, માણસ સિવાય બીજાં પણ કોઈ હસનારાં હોય† અને તેથી હાસ એ મનુષ્યનો અસાધારણ ધર્મ તર્કશાસ્ત્ર

* "જ્ઞાનસુધા" માસિક પત્રના નવેંબર ૧૯૧૧ થી ઑગસ્ટ ૧૯૧૩ સુધીના અંકોમાં છપાયેલો નિબંધ.

† હાથીમાં હાસ્યવૃત્તિ છે એનું ઉદાહરણ થોડા વખત ઉપર મળી આવ્યું છે. એક નહાની છોકરી પોતાના ગામમાં આવેલા 'સરકસ' નાં પશુઓ જોવા ગઈ. પશુઓને ખવડાવવા સારૂ થોડાં ફળ તે સાથે લેતી ગઈ. પરંતુ 'સરકસ'માંના હાથીઓ આગળ વધતાં તે એટલી બીધી કે તે પોતે તેમને ફળ આપી શકી નહિં. આ ઉપરથી 'સરકસ' ના વ્યવસ્થાપકે ફળની ટોપલી પોતાના હાથમાં લીધી અને ટોપલીમાં નારંગીઓ હતી તેમાંની એક એક હાથીને એક પછી એક આપવા માંડી. છ હાથીઓ હતા તેમને એ રીતે છ નારંગીઓ આપી હતી તે પછી ટોપલીમાં બીજી વધી. છઠ્ઠા હાથીથી

પ્રમાણે ન ગણાય તોપણ પ્રધાનપણે એ માણસનો જ વિશેષ ગુણ છે અને માણસના સ્વભાવમાં તેનું મૂળ રહેલું છે એ નક્કી છે. એ ગુણ આગન્તુક નથી. હસવાની ટેવ કોઈ કોઈ મનુષ્યોને બંધાય છે એમ બનતું નથી, પણ, માણસ જાતની એ કુદરતી ખાસીએત છે. આ કારણથી, રસશાસ્ત્રના સંસ્કૃત ગ્રન્થોમાં હાસ્યને રસ ગણ્યો છે અને હાસને તેનો સ્થાયીભાવ ગણ્યો છે. મનુષ્યચિત્તમાં હાસના જે સ્થાયી સંસ્કાર રહેલા છે તેનો જ્યારે સાક્ષાત્કાર થાય છે ત્યારે હાસ્ય-રસ નિષ્પન્ન થાય છે એમ કહ્યું છે. આ રીતે, હાસ તે કોઈ પ્રકારે મનુષ્યત્વની ખામીનું ફળ નથી. જેનામાં મનુષ્યત્વ પરિપૂર્ણપણે વિકાસ ન પામ્યું હોય તે લઘુતાને લીધે હાસવૃત્તિનો અનુભવ કરે એમ નથી; પણ એ વૃત્તિ તે મનુષ્યચિત્તનો એક કાયમનો અંશ છે, અને જે તેનો અનુભવ યથાર્થ રીતે કરી શકે નહિં તેનામાં એટલી મનુષ્ય-સ્વભાવની ન્યૂનતા હોય છે. કેટલાક હાસવૃત્તિને મનુષ્યચિત્તની નિર્બલ-તા માને છે તેમની ભૂલ દૂર કરવા પ્રથમ સ્થાયીભાવના સ્વરૂપ પર દૃષ્ટિ કરીશું, અને સાહિત્યદર્પણકાર વિશ્વનાથે દર્શાવેલી સ્થાયી ભાવનાં લક્ષણની વ્યાખ્યા લક્ષમાં લઈશું. તે કહે છે, 'વિરુદ્ધ હોય કે અવિરુદ્ધ હોય એવા સહુ મનુષ્યો જે ભાવનું તિરોધાન કરવાને–જે ભાવને ઢાંકી દેવાને કે કહાડી નાખવાને અસમર્થ છે, અને જે ભાવ આસ્વાદના અંકુરનું મૂળ છે તે સ્થાયીભાવ છે.' હાસ પણ આ પ્રકારનો સ્થાયી-

---

નારંગીઓ ફરી આપવાનું તે શરૂ કરે તો બીજા હાથીઓને પ્રથમ એમ લાગે કે છઠ્ઠાને એકલાને બે આપી. આવી ઈર્ષ્યા અટકાવવા વ્યવસ્થાપકે ફરીથી પહેલા હાથી પાસે જઈ ત્યાંથી એક પછી એક નારંગીઓ આપવાનું શરૂ કર્યું. આમ બીજી વાર છ નારંગીઓ આપી રહ્યા પછી પણ ટોપલીમાં એક વધી. બીજો કાંઈ ઉપાય ન રહ્યો તેથી વ્યવસ્થાપકે તે નારંગી હાથમાં લઈ હાથ ઊંચો કરી બધા હાથીઓને બતાવ્યું કે હવે એક જ નારંગી રહી છે; પછી, હાથ નીચો લઇ નારંગી ધીમે રહીને ફોલી વ્યવસ્થાપક પોતે તે ખાઈ ગયો. આ જોઈ હાથીઓને રમુજ પડી હોય તેમ સહુ પોતાના ખભા ખૂબ હલાવીને ડોલ્યા.

ભાવ છે. એ ભાવ તે ચિત્તની અવિકસિતતાનું ચિહ્ન નથી. પણ, જે ભાવનાઓથી ચિત્તનું સુસંસ્કારમય સ્વરૂપ બંધાય છે અને જે ભાવના ખાસ મનુષ્યત્વમાંથી બાતલ કરી શકાતી નથી, તેમાંની એ એક ભાવના છે. તેજ માટે વિશ્વનાથ એવી વ્યાખ્યા કરે છે કે, 'વાચા વગેરેના વૈકૃત ( કઢંગાપણા ) થી જે ચિત્તનો વિકાસ થાય, તે હાસ છે.'

હાસવૃત્તિ આમ સ્વાભાવિક છે, મનુષ્યચિત્તના બંધારણમાં ગુંથાયેલી છે, તેથી જ તેનું પૃથક્કરણ કરવું બહુ અઘરૂં પડે છે. મનુષ્યના ચિત્તમાં સ્મૃતિ શી રીતે થાય છે, શોક શી રીતે થાય છે, વિસ્મય શી રીતે થાય છે, એ પ્રશ્નો જેવા કઠણ છે તેવો જ હાસ શી રીતે થાય છે એ પ્રશ્ન પણ કઠણ છે. આ મનોવ્યાપારો અને મનોવૃત્તિઓ શા કારણથી થાય છે, અર્થાત્ મનુષ્યના મનનું બંધારણ અમુક પ્રકારનું શા કારણથી છે, એ ગહન પ્રશ્ન રસશાસ્ત્રમાં અસ્થાને છે; પરંતુ ચિત્તના બીજા વ્યાપાર અને બીજી વૃત્તિઓના ઉદ્દ્ભવથી હાસનો ઉદ્દ્ભવ શી રીતે જુદો પડે છે, એ પ્રશ્નનું અન્વેષણ રસ સંબંધે થઈ શકે એવું છે અને જરૂરનું છે.

હસવાની શારીરિક ક્રિયાનો સાથે સમવાયસંબંધ* કલ્પી શકાતો નથી. રસની નિષ્પત્તિ વેળાએ ઉદ્દ્ભવતા શારીરિક વિકાર, જેને સંસ્કૃત રસશાસ્ત્રમાં અનુભાવ કહે છે તે, રસ સાથે જોડાયેલા તો હોય છે જ; પણ, એ વિકારોમાંથી કોઈ અમુક વિકાર એવો નથી કે તે તો અમુક રસના સાક્ષાત્કાર વખતે દેખાવો જ જોઈએ, અને, તે ન દેખાય તો તે રસ નિષ્પન્ન થએલો ન ગણાય એમ બનતું નથી. હસવાની ક્રિયા જે અનુભવે છે તે હાસ્યરસના અનુભવ વખતે થવી જોઈએ એવો નિયમ નથી. પરંતુ, હાસ્યરસના મીમાંસકો એ રસ પરત્વે હસવાની ક્રિયાનું ઘણું મહત્ત્વ કલ્પે છે, અને બીજા કોઈ અનુભાવનું કોઈ રસ પરત્વે એટલું મહત્વ તેઓ કલ્પતા નથી. આંસુ પણ અનુભાવ છે, પરંતુ, કરુણરસના નિરુપણમાં આંસુનું ઝાઝું વિવેચન થતું નથી. આંસુના પ્રવાહી

* એક બીજાથી કદી જુદી ન પડે એવા બે વસ્તુઓનો હમેશનો અને નિકટ સંબંધ તે 'સમવાયસંબંધ.'

પણામાંથી હૃદય ‘આર્દ્ર’ થવાની અને ‘પિગળાવાની’ કલ્પના કદાચ ઉદ્‌ભૂત થઈ હશે, પણ, એ શબ્દોના ઉપયોગ સિવાય બીજી કોઈ રીતે શોકવૃત્તિના કે કરુણરસના પૃથક્કરણમાં આંસુને સામેલ કરવામાં આવતાં નથી. હાસ્યરસના પૃથક્કરણમાં અને નિરુપણમાં, હસવાની ક્રિયા કેવી રીતે ઉદ્‌ભૂત થાય છે અને તેના કેવા કેવા પ્રકાર છે તેનું સૂક્ષ્મતાથી વિવેચન કરવામાં આવે છે. હસવાના જુદા જુદા પ્રકારનો અને હાસ્ય-રસનો સંબંધ હવે પછી વિચારીશું, પણ, હસવાની ક્રિયાનો ઉદ્‌ભવ પૃથક્કરણના આરંભમાં જ લક્ષમાં લેવા જેવો છે.

હસવાની ક્રિયા વખતે પેટ અને છાતી વચ્ચેના પડદા (diaphragm) ઉપરનું શરીર ઉપડીને ઉંચું તેમ જ આડું ઉભું હાલે છે, ચહેરાના તથા ખાસ કરીને હોઠના સ્નાયુઓ વિશેષ પ્રકારે ગતિમાન થાય છે, આંખોમાં એક જાતનો ચળકાટ આવે છે, ફેફસામાંથી થડકાતો થડકાતો ઉચ્છ્વાસ નિકળે છે, અને કંઠમાંથી રસ ગળતો, કાંઈક રણકાદાર, અને કાંઈક ખખડાટવાળો અવાજ નિકળે છે. આ સર્વ ક્રિયા વખતે શરીરનાં એ અંગોમાં રમુજ, વિનોદ, ખુશાલી વ્યાપી રહેલાં અને પ્રદીપ્ત થતાં દેખાય છે; સ્થાયી ભાવ રૂપે રહેલો હાસ સાક્ષાત્કારથી પ્રગટ થઈને હાસ્ય-રસરૂપે નિષ્પન્ન થતાં અંગોઅંગમાં બળ પ્રસારી રહ્યો છે, એવું દર્શન થાય છે. રસનું આ વાવાઝોડું કોઈક પ્રકારના સંઘટ્ટન (collsion)-થી એકાએક ઉત્પન્ન થયેલું જણાય છે, કોઈક વસ્તુસ્થિતિઓ અકસ્માત્ સામસામી આવી અથડાવાથી ગુપ્ત રહેલાં બળો ઉપડી આવ્યાં છે એમ જણાય છે. એ અવસ્થા સંઘટ્ટનની છતાં તેમાં કાંઈક સુયોગ રહેલો છે. સામસામી આવેલી સ્થિતિઓ એકબીજાથી વિષમ છતાં તે એવી રીતે ગોઠવવાથી થતું આશ્ચર્ય સંતોષકારક લાગે છે, તેથી ગમ્મત થાય છે, અને પરિણામે હાસના સંસ્કાર જાગૃત થાય છે. સંસ્કારની આ જાગૃતિને સમગે ઉપજતા વિચારના વિવિધ સ્વરૂપ પ્રમાણે હસવાની ક્રિયા ઓછી વધતી થાય, મુખ પર માત્ર સ્મિત થાય, કે એવી કાંઈ પણ શારીરિક ક્રિયા ન થાય; તોપણ, સંઘટ્ટન વિના સંસ્કારની જાગૃતિ થતી

નથી, તેથી, એ સંઘટ્ટનથી થતા માનસિક અનુભવનું શારીરિક અનુકરણ કરી વિશેષતાથી સંઘટ્ટન દર્શાવનારી હસવાની ક્રિયાને હાસ્યરસના વિવરણમાં મહત્ત્વ પ્રાપ્ત થાય છે. આ કારણથી હસવાની શારીરિક ક્રિયા અને હાસ્યરસના અનુભવની માનસિક ક્રિયાને એકઠી કરી લી હન્ટ વ્યાખ્યા કરે છે કે, '(આ સ્થિતિનું) કારણ થોડું શારીરિક છે અને થોડું માનસિક છે. આશ્ચર્યથી થતા ઉલ્લાસના પ્રમાણમાં શ્વાસનું કાંઈક રોકાણ થાય છે; રસ્તે જતાં મહોલ્લાને ખુણે વળવાનું આવે ત્યાં સામેથી આવતા મનગમતા મિત્ર સાથે આપણે એકાએક અજાણ્યે અથડાઈએ તેવી જ જાતનું એ રોકાણ હોય છે, પણ, એટલા ધક્કાવાળું હોતું નથી. એ રીતે રોકાયેલો શ્વાસ પાછો હઠે છે, પણ તરત જ બમણા જોરથી પાછો ઉપડે છે અને ક્રિયામાં જે સુદૈવથી પ્રાપ્ત થયેલો દિલપસંદ તાણ જેવો ક્ષોભ થાય છે તે હાસ્ય (હસવાની ક્રિયા, laughter) છે.' (વિટ એન્ડ હ્યુમર.)

કેટલાકનું માનવું એવું છે કે હસતી વખતે હસનાર હાસ્યપાત્ર કરતાં પોતાને ચઢીઆતો ગણે છે, અને એ રીતે ફતેહ અને કીર્તિની વૃત્તિઓ હાસ્યરસના મૂળમાં રહેલી છે. હૉબ્સ કહે છે, 'હાસ્યનો આનંદ વાક્ચાતુર્યથી થાય છે, અને જે મશ્કરી કહેવાય છે તેનાથી થાય છે એ વાત અનુભવથી ખોટી પડે છે, કારણ કે માણસો અકસ્માત્ હાનિઓ અને અશ્લીલ દેખાવોથી હસે છે અને તેમાં કાંઈ પણ વાક્ચાતુર્ય કે મશ્કરી હોતાં નથી. વળી, હાસ્ય ઉત્પન્ન કરનારી વસ્તુ ગમે તેવી હોય, પણ, એનીએ વસ્તુ સાધારણ કે જુની થઈ જાય ત્યારે તે હસવા સરખી લાગતી નથી, તેથી તે નવી અને અણધારેલી હોવી જોઈએ. માણસો (ખાસ કરીને પોતે સાફ રીતે કરેલા દરેક કામ માટે પ્રશંસા મેળવવાના લોભી માણસો) ઘણી વાર પોતાનાં જ કાર્યો પોતાની ધારણા કરતાં સહેજ પણ વધારે સારાં કરાયાં હોય તો હસે છે; પોતે કરેલી મશ્કરીઓથી હસે છે; અને આવી સ્થિતિમાં એ ખુલ્લું છે કે હસનારને પોતાનામાં કાંઈ શક્તિ હોવાનું એકાએક ભાન થવાથી તે હસી પડે છે. તેમ જ મનુષ્યો

બીજાઓની નિર્બળતા જોઈ હસે છે, અને તેની સાથે સરખા-મણીમાં પોતાની વધારે ઉંચી શક્તિ તેમના મન આગળ તે વખતે પ્રકટ થયેલી હોય છે. વળી મનુષ્યો મશ્કરીઓમાં હસે છે ત્યારે બીજાની બેવકુફી ખુબીદાર રીતે જણાઈ આવી હોય છે અને મન આગળ પ્રત્યક્ષ થયેલી હોય છે, તે સ્થિતિમાં હાસ્યનું હાર્દ રહેલું હોય છે; અને આ વખતે પણ હસનારને પોતાની સરસાઈ તથા ચઢીઆતા-પણાની કલ્પના થયેલી હોય છે; કારણ કે, બીજા માણસની નિર્બળતા અને બેવકુફી સાથે સરખામણીમાં પોતાને માટે સારો મત બાંધવા તરફ વળણ થાય એ પોતાની ઉત્કૃષ્ટતાની કલ્પના નહિં તો બીજું શું ? તેથી જ, જ્યારે આપણી મશ્કરી થઈ હોય છે અથવા જે મિત્રની અપકીર્તિથી થતી હાનિમાં આપણે સામેલ થઈએ છીએ તે મિત્રની મશ્કરી થાય છે, ત્યારે આપણે કદી હસતા નથી. તે માટે હું એ અનુમાન કરૂં છું કે હસવાની બુદ્ધિ તે બીજું કાંઈ નહિ પણ આપણામાં ચઢીઆતાપણું હોવાનું એકાએક ભાન થવાથી ઉપજતી તાત્કાલિક કીર્તિ (મહોટાઈ, વડાઈ) નો ભભુકો છે; એ ભાન બીજાઓની નિર્બળતા સાથે અથવા આપણી પોતાની પ્રથમની નિર્બળતા સાથે સરખામણી કરવાથી થાય છે; કારણ કે માણસોને પોતે ભૂતકાળમાં કરેલી મૂર્ખાઈઓ એકાએક યાદ આવે છે ત્યારે પણ તેઓ હસે છે; ફક્ત એ મૂર્ખાઈથી હાલ અપકીર્તિ થતી હોય તો તેથી નથી હસતા. તેથી; માણસોને પોતાની મશ્કરી થાય કે હાંસી થાય, એટલે કે પોતાપર કોઈની સરસાઈ થાય ત્યારે ઘણું ખોટું લાગે છે.' (ટ્રીટિઝ ઑન હ્યુમન નેચર.) લી હન્ટને આ મત સર્વથા સ્વીકાર્ય લાગતો નથી. તે કહે છે કે, 'આપણું બંધારણ એવું છે કે જેથી વાસ્તવિક રીતે દુઃખ ન થાય એવી સ્થિતિમાં મન ખુશીથી આવે છે, અને તેનું કારણ એ હશે કે તે વેળા આપણા અસ્તિત્વમાં રહેલી શક્તિનું આપણને ભાન થાય છે, અને ધરેલું બીડું ઝડપી લેવા આપણે તૈયાર છીએ એમ આપણે માનીએ છીએ, પણ, હોબ્સ કહે

છે તેવો તિરસ્કાર એ વૃત્તિમાં રહેલો નથી. માણસ ઠંડો થઈ પોતાની મ્હોટાઈ માને છે એવું હાસ્યનું કારણ હોબ્સ બતાવે છે. આપણે પોતાને બીજાંથી ચઢીઆતા ગણી તેનો તિરસ્કાર કરીએ અથવા એમ કરીએ છીએ એવું ધારીએ ત્યારે હસીએ છીએ એવા ઘણા પ્રસંગ આવે છે એ ખરૂં છે. પણ, માત્ર વિનોદ અને રમુજના પ્રસંગ હોય ત્યારે તો ફક્ત આપણી બુદ્ધિ તથા ગ્રહણશક્તિની સામે ગમ્મતભર્યો અનાદર ખડો થાય છે તે ઉપર જ આપણું ચઢીઆતાપણું આપણને લાગે છે. આપણે ઉદ્ધત થઈને પોતાની ફતેહ માનતા નથી પણ માત્ર ખુશાલીમાં આવીને આપણી ફતેહ માનીએ છીએ. કોઈ નીચો પડ્યો છે એમ માનતા નથી પણ આનંદમાં આવ્યા છીએ અને સંતોષની પ્રતીતિ થઈ છે તેથી આપણે ફતેહ થયેલી માનીએ છીએ.' મિત્ર સાથે અથડાવાનું ઉપર કહેલું ઉદાહરણ આપી લી હન્ટ કહે છે, 'એવે પ્રસંગે શું આપણે મિત્ર ઉપર ફતેહ થયેલી માનીએ છીએ? બેશક નહિં જ. ફક્ત અણધારી અને એકાએક વિષમ અથડાઅથડી થઈ અને તત્ક્ષણે આપણે પ્રતિપક્ષીઓની સ્થિતિમાં આવી ગયા એમ લાગ્યું તેથી ફતેહ થયાનું આપણને લાગે છે.'

હાસ્યરસને પ્રસંગે ચઢીઆતાપણાનો અનુભવ થાય છે, એ ખરૂં છે, પણ, 'હું ફલાણાથી ચઢીઆતો છું, અને તે મારાથી ઉતરતો છે,' એવું અભિમાન એ અનુભવમાં હોતું નથી. જ્યાં અભિમાન હોય છે ત્યાં હાસ્યરસ હોતો નથી. અભિમાની મનુષ્યો પણ અભિમાનનું ભારેખમપણું અને અતડાપણું મુકી દઈ બરોબરીઆપણાની અને મિલનસારપણાની વૃત્તિમાં આવે છે ત્યારે હાસ્યનો અનુભવ કરી શકે છે. હાસ્યરસના અનુભવમાં રહેલું ચઢીઆતાપણું અભિમાનથી નહિં પણ ઉપર કહી તેવી વિષમતાથી ઉત્પન્ન થાય છે. સામસામી આવેલી બે સ્થિતિઓ સરખી નથી હોતી, પણ, તેમાંની એક સ્વાભાવિક તથા યથાયોગ્ય હોય છે અને બીજી વિલક્ષણ તથા તરેહવાર હોય છે ત્યારે તે સ્થિતિઓ એક બીજાથી વિષમ થાય છે; પણ, તે વિષમતા

એનાએ વિષયની હોય છે. જે લક્ષણ એકમાં સ્વાભાવિક રીતે હોય છે તે જ લક્ષણ બીજીમાં હોવાં જોઈએ છતાં નથી હોતાં અગર મરડાઈ ગયેલાં અને વાંકાં થઈ ગયેલાં હોય છે. આ રીતે, સમાનતાનો પ્રસંગ હોવા છતાં જ્યાં અસમાનતા હોય છે, જ્યાં સરખામણી થઈ શકે તેવું હોય છે અને એવી સરખામણીમાં બે સ્થિતિઓ એક બીજાને અનુકૂળ જણાવી જોઈએ છતાં વિચિત્ર રીતે પ્રતિકૂળ જણાય છે, ત્યાં વિષમતા ઉત્પન્ન થાય છે. આ વિષમતાના અનુભવને પ્રસંગે આપણે સ્વાભાવિક અને યથાયોગ્ય સ્થિતિ પારખી શકીએ અને સાચવી શકીએ તેવા છીએ, આપણે સરખામણીમાં અનુકૂળતા પ્રકટ કરી શકીએ તેમ છે, અને એવી જે ઉલટી સ્થિતિ છે તેમાં આપણે નથી, એવું જ્ઞાન હાસ્યરસ અનુભવનારને થાય છે અને એ ભાનથી તેને પોતાનું ચઢીઆતાપણું લાગે છે. થોડાં ઉદાહરણ તરફ દૃષ્ટિ કરીશું.

રસ્તે ચાલતાં કોઈ માણસને ઠોકર વાગે અને તેની પાઘડી પડી જાય, ત્યારે આપણે સંભાળીને ચાલીએ એવા છીએ અને આપણે એવી દશામાં આવીએ એવા નથી એવું ચઢીઆતાપણાનું ભાન જેમને થાય તેમને રમુજ પડે છે. જેમને એ અકસ્માતથી તે માણસ તરફ દિલસોજી થાય તેમને ચઢીઆતાપણું લાગતું નથી અને રમુજ પડતી નથી. તે માણસને પડી જવાથી વાગ્યું હોય તો જેઓ દયાહીન હોય તેમને જ પોતાનું ચઢીઆતાપણું લાગે અને રમુજ પડે. આવે પ્રસંગે જે વિષમતા ઉપસ્થિત થાય છે તે રસ્તે ચાલતાં સંભાળથી સચવાતી સુસ્થતાની અને ગફલતથી આવી પડતી દુર્દશાની વચ્ચેની હોય છે. રસ્તે ઉંચું જોઈ ચાલતા બે માણસો અથડાઈ પડે ત્યારે પણ જે વિષમતા થાય છે તે તેમના બેની વચ્ચેની નહિં, (એ બે તો સમાન જ હોય છે,) પણ, સામું જોઈ ચાલવાની ટેવ અને ઉંચું જોઈ ચાલવાના પ્રસંગ વચ્ચેની વિષમતા થાય છે: અને હાસ્યરસ અનુભવ-નાર પોતે પોતાનામાં સામું જોઈ ચાલવાની ટેવ માની પોતાનું ચઢી-આતાપણું ધારે છે. 'રાત પડે ત્યાં વાસો કરજે' એ શિખામણ

ચેરથી સાંભળી મુસાફરીએ નિકળનાર 'અડવો' ખેતરની વાડના ખોડીબારામાં એક પગ મુકતાં સૂર્યને આથમતો જોઈ અટકીને ઉભો રહે અને એક પગ ખોડીબારાની અંદર અને એક બહાર એમ આખી રાત 'વાસો કરે,' એવી વાત સાંભળતાં શિખામણના ખરા અર્થ અને વગર સમજ્યા અર્થ વચ્ચેની વિષમતા ઉદ્દ્ભૂત થાય છે, અને આપણે ખરો અર્થ કરી શકીએ એવા છીએ એવું આપણું ચઢીઆતાપણું આપણને લાગે છે. 'મુસાફરી કરતો કરતો તે હિમાલય પર્વત આગળ જઈ પહોંચ્યો ત્યારે હિમાલયની સામે જોઈ રહ્યો, અને હિમાલયની સાથે પોતાની નામનાની સરખામણી વિષે મનન કરી બોલી ઉઠ્યો, "તું ધતિંગ લેઈ બેઠેલો છે," (ઇંગ્રેજી પરથી.)' એ વૃત્તાન્તમાં હિમાલયની ઉત્તુંગતા અને માણસની અલ્પતા વચ્ચેની વિષમતાથી હાસ્યપ્રસંગ થતો નથી (કેમકે એમ હોય તો 'હિમાલયની તળેટીમાં માણસ ઉભો હતો' એટલું સાંભળતાં જ હાસ્ય ઉત્પન્ન થાય), પરંતુ હિમાલયની વાસ્તવિક વિશાળતા અને મનુષ્ય સાથેની તુલનામાં કલ્પેલી તેની અલ્પતા, એ બે વચ્ચેની વિષમતાથી હાસ્ય થાય છે, અને હાસ્ય અનુભવતાં આપણને આપણું ચઢીઆતાપણું એ લાગે છે કે આપણે તો તેની વિશાળતાનો સ્વીકાર કરીએ. અલબત્ત, સૂર્યના કદ સાથેની સરખામણીમાં હિમાલયને ક્ષુદ્ર કલ્પ્યો હોય તો હાસ્ય ઉત્પન્ન ન થાય.

પરંતુ હાસ્યરસમાં વિષમતા અને ચઢીઆતાપણા સિવાય બીજા અંશ પણ રહેલા છે. પ્રથમ તો, ઉપર કહ્યું તેમ એ પ્રસંગની વિષમ સ્થિતિઓ એનાએ વિષયની હોવી જોઈએ. એનાં એ લક્ષણ વિરોધી સ્વરૂપે–સ્વાભાવિક અને અસ્વાભાવિક સ્વરૂપે–સામસામાં આવવાં જોઈએ, સરખામણીની શકયતા હોવી જોઇએ. બુદ્ધિવિવેક (judgment) અને બુદ્ધિચાતુર્ય (wit) નો ભેદ દર્શાવતાં લૉક કહે છે, 'વિચારોનો સમુદાય કરી તેમાંથી જેમાં મળતાપણું કે અનુરૂપતા માલમ પડે તે વિચારોને ઝડપથી અને વિવિધ રૂપે પાસે પાસે ગોઠવવા અને એ

કાંઈ અચંબો ન હોય, કંઈ નવીનપણું ન હોય, તો હાસ્યનું કારણ લાગતું નથી. આ માટે જ હાસ્યમય યુક્તિઓ જુની થઈ જાય ત્યારે તેની પુનરુક્તિ રુચિકર થતી નથી અને હાસ્ય ઉપજાવતી નથી,

હાસ્યરસનું આશ્ચર્ય તે અદ્ભુતરસના વિસ્મયથી જુદી જ વૃત્તિ છે. સંસ્કૃત અલંકારશાસ્ત્રમાં આપેલી વિસ્મયની કેટલીક વ્યાખ્યાઓ તરફ દૃષ્ટિ કરીશું તો આ હકીકત સ્પષ્ટ થશે. ‘ ચિત્તનો વિસ્ફાર (ફરકવું) તે વિસ્મય કહેવાય. ’ ( સાહિત્યદર્પણ. ) ‘ વસ્તુના માહાત્મ્યનું દર્શન થવાથી ચિત્તનો જે વિસ્ફાર થાય તે વિસ્મય છે. ’ ( કાવ્યપ્રદીપ. ) ‘ લોકસીમાની પાર રહેલા વિવિધ પદાર્થો પ્રતિ ચિત્તનો જે વિસ્ફાર તે વિસ્મય કહેવાય છે.’ આ વ્યાખ્યાઓનું તાત્પર્ય એ છે કે વિશ્વમાં વસતા મહત્ત્વનું, વિશ્વમાં રહેલી વિશાલતાનું દર્શન કોઈ પદાર્થદ્વારા મનુષ્યને જ્યારે થાય છે ત્યારે તેનું ચિત્ત ઉલ્લાસ પામે છે, અને ફરકે છે તે વૃત્તિ તે વિસ્મય છે. વિસ્મયમાં જે ઉંડું મનન આ રીતે સમાયેલું છે તે આશ્ચર્યમાં હોતું નથી. જગન્નાથ એવી વ્યાખ્યા કરે છે કે ‘ અલૌકિક વસ્તુના દર્શન વગેરેથી જન્મ પામતી જે વિશેષ વૃત્તિ આશ્ચર્ય દર્શાવે છે તે વિસ્મય છે.’ ( રસગંગાધર. ) અહીં વિસ્મયનું લક્ષણ આપવા ‘ આશ્ચર્ય ’ શબ્દ વાપર્યો છે, પરંતુ, વધારે યોગ્ય શબ્દને અભાવે જ તે શબ્દ વાપર્યો જણાય છે. પરંતુ, વધારે આશ્ચર્યની વૃત્તિ તે વિસ્મય નહિં પણ અલૌકિક વસ્તુના દર્શનથી ઉદ્ભવ પામતી આશ્ચર્યની વૃત્તિ વિસ્મય છે, એવો અર્થ ફલિત કરનારની વ્યાખ્યા અપાઈ હોત તો તે વધારે વાસ્તવિક થાત. અલૌકિકતાનું ભાન કરાવનારી વસ્તુ, સાધારણ લોકવ્યવહારમાં જોવામાં નથી આવતું એવા મહત્ત્વની પ્રતીતિ કરાવનારી વસ્તુ વિસ્મયના અનુભવ માટે આવશ્યક છે, આશ્ચર્ય માટે એવી આવશ્યકતા નથી. તત્કાલ નવાઈ પમાડે, સારી કે ખોટી વિચિત્રતાથી ચિત્તને વિશેષ દિશામાં ગતિ આપે તે આશ્ચર્ય છે. એ રીતે આશ્ચર્ય પમાડનારી વસ્તુમાં અલૌકિકપણું હોય, મહત્વનું દર્શન હોય તેની વિચિત્રતા સારા પ્રકારની અને ઉચ્ચતા-

વાળી હોય તો આશ્ચર્યને પરિણામે વિસ્મય થાય અને તેથી અદ્‌ભુત રસ થાય. પરંતુ, એવા અંશ વિનાનું કેવળ તરેહવારપણાનું આશ્ચર્ય હોય ત્યાં હાસ્યરસ થાય.

આ આશ્ચર્ય વિચિત્રતાના દર્શનથી તત્કાલ ઉત્પન્ન થાય છે અને વિચિત્રતાની પાછળ કંઈ રહેલું છે એવો ખ્યાલ આવતો નથી ત્યારે હાસ્યરસનો પ્રસંગ આવે છે. વિચિત્રતામાં ગંભીરતાનું કે શોકનું કારણ રહેલું છે એવો વિચાર ન આવે અને એવો વિચાર કરવાનો વખત ન રહે એવી સ્થિતિ હોય ત્યારે આશ્ચર્ય સાથે રમુજ અને વિનોદનો અનુભવ થાય છે. વિલિયમ હેઝ્લિટ કહે છે, 'એકાએક આવી પડેલી વિપત્તિના પ્રસંગની વિલક્ષણતા તત્કાલ દૃષ્ટિએ પડવાથી વિપત્તિનાં પરિણામની અનિષ્ટતા જ્યાં સુધી ધ્યાનમાં નથી આવતી, અને બેવકુફીભરેલી કૃતિની અયોગ્યતા અથવા સમજાય નહિં એવી વિચિત્રતા સહુથી વધારે પ્રબલતાથી મન ઉપર અસર કરે છે ત્યાં સુધી હાસ્યની વૃત્તિ શોક વૃત્તિ કરતાં પ્રધાન થઈ પ્રવર્તે છે.' (લેકચર્સ ઑાન ધિ ઇંગ્લિશ કૉમિક રાઇટર્સ.) આ રીતે જે વિનોદ અને આશ્ચર્ય હાસ્યરસ માટે આવશ્યક છે તે બન્નેનો આધાર તાત્કાલિકતા ઉપર છે. હકીકત બનતાં તત્કાલ થયેલી અસરથી એ વૃત્તિઓ ઉત્પન્ન થાય છે. જીવરામ ભટ્ટ રતાંધળા હોવાથી અંધારે તેમને માર્ગ સુઝતો નહોતો પણ મિથ્યાભિમાનને લીધે કોઈની મદદ ન લેતાં સાસરાની પાડીનું પુંછડું ઝાલી તેની પુંઠે પુંઠે ચાલ્યા જતા હતા, એવામાં ખાડો આવતાં પાડી તેમાં ઉતરી અને જીવરામ ભટ્ટ પછડાઈને નીચે પડયા તથા તેમની પાઘડી, લાકડી, તુંબડી, ગાંસડી, સહુ ગબડીને આઘાં જઈને પડયાં; એ વૃત્તાન્ત વાંચતાં તત્કાળ જીવરામ ભટ્ટની બેવકુફીથી થયેલી કઢંગી સ્થિતિનો ખ્યાલ આવે છે, અને તેથી હાસ્ય થાય છે. જીવરામ ભટ્ટને વાગ્યાથી થયેલી પીડાનો વિચાર તે પછીથી આવે છે, અને તે વેળા પણ પીડા ભયંકર નથી એ જ્ઞાન હાસ્યરસની ક્ષતિને અટકાવે છે. મિથ્યાભિમાનથી થયેલી ઘણી

બેવકુફીઓને પરિણામે બહુ ઈજાઓ ખમી જીવરામ ભટ્ટ મરણની પથારીને વશ થાય છે ત્યારે હાસ્યરસ લુપ્ત થાય છે અને કરુણરસ પ્રવર્તે છે. (મિથ્યાભિમાન નાટક.) એ જ પ્રમાણે ચોરોની સાથે ડોશીના ઘરમાં ચોરી કરવા પેસનાર મૂર્ખાનું ઉદાહરણ લઈએ. ચોરોએ ડોશીને ઉંઘતી જોઈ તેના ઘરમાંથી દુધ ચોખા અને ખાંડ એકઠાં કરી ચુલો સળગાવી દુધપાક કર્યો, તેવામાં ડોશીએ ઉંઘમાં હાથ લાંબો કર્યો તેથી મૂર્ખાઓએ જાણ્યું કે ડોસી દુધપાક માગે છે અને કડછી ભરીને ઊનો ઊનો દુધપાક ડોશીની હથેળી પર રેડ્યો તેથી ડોશી ચમકીને જાગી ઉઠી; એ હકીકત તત્કાળ આશ્ચર્ય અને રમુજ ઉત્પન્ન કરે છે. બેવકુફીથી થયેલી અયોગ્યતા જ પ્રથમ ચિત્ત આગળ પ્રત્યક્ષ થાય છે. ડોશી દાઝી અને મૂર્ખાઓ પકડાયા એ અનિષ્ટ પરિણામનો ખ્યાલ પાછળથી આવે છે, અને તે પહેલાં તો હાસ્યરસ જામી ગયો હોય છે.

આશ્ચર્યની આ તાત્કાલિકતાને પ્રધાનતાથી લક્ષ્ય કરી વિલિયમ હેઝલિટ હાસ્યની એવી વ્યાખ્યા કરે છે કે, 'હાસ્ય તે ઈચ્છા વગર તાણ સરખી થતી ક્રિયા છે; તે માત્ર આશ્ચર્યથી કે વિરોધથી ઉત્પન્ન થાય છે; તે વેળા વધારે ગંભીર મનોવૃત્તિ થયેલી હોતી નથી અને વિરોધમય દેખાવો સંબંધે વિચાર કરી સમાધાન પામવાનો ચિત્તને વખત મળે તે પહેલાં એ ક્રિયા ઉદ્ભૂત થાય છે. કલ્પના ઘડીમાં ઉશ્કેરાય છે અને ઘડીમાં મંદ હોય છે. અને એ પ્રમાણે વારાફરતી થવાથી સ્નાયુઓમાં અને જ્ઞાનતંતુઓમાં અનિયમિત તાણ થાય છે તે શારીરિક ક્રિયા હાસ્ય કહેવાય છે. ગંભીરતાની વૃત્તિ એવી હોય છે કે બીનાઓ અમુક સ્થાપિત ક્રમમાં એક પછી એક નિયમિત પ્રકારે બનશે એ ધારણા ઉપર ભાર મુકવાની ચિત્તને ટેવ બંધાય છે અને એવી બીનાઓના જ્ઞાનમાં પરોવાઈ ચિત્ત તે જ્ઞાનને વજનદાર ગણે છે. ચિત્તની ધારણાનો આ ભાર જ્યારે અણધારી રીતે શિથિલ થાય છે કે છુટો થાય છે અને તેની હમેશાની ઉંડાઈ રહેતી નથી ત્યારે હાસ્યની વૃત્તિ થાય છે. આ વેળા વિચારોનો ક્રમ એવો એકા-

એક અદલબદલ થાય છે કે ચિત્ત એચિંતું ઝલાઈ જાય છે, સાવધાનપણાથી ખસી જાય છે, અને ચમકી ઉલ્લાસભર્યા આનંદની સ્થિતિમાં આવે છે, ખેદભર્યા વિચારો માટે તે વેળા અવકાશ પણ નથી હોતો અને વૃત્તિ પણ નથી હોતી. આ રીતે, હાસ્યનું તત્ત્વ અસંગતતામાં રહેલું છે; એક વિચાર સાથેનો બીજા વિચારનો સંબંધ તુટી જાય અથવા એક લાગણી પર બીજી લાગણી ધક્કો ખાઈને અથડાય એમાં હાસ્યનું તત્ત્વ રહેલું છે.'

આ અસંગતતા, સંબંધભંગ અને સંઘટ્ટનની અસર મન ઉપર અણધારી અને તાત્કાલિક થાય તેમાં જ હાસ્યની ખુબી હોય છે. અને એ કારણથી, હાસ્યપ્રસંગના વર્ણન પછી જે માણસને તેમાં રહેલી હસવાની વાત સમજાવવી પડે અથવા તે વર્ણન સાંભળ્યા પછી ઘણીવારે વિચાર કરીને જે માણસ હસે તેની હાસ્યરસપરીક્ષા બહુ મંદ છે એમ આપણને લાગે છે.

સંસ્કૃત અલંકારશાસ્ત્રમાં કોઈક પ્રકારના વિકૃતિના (કઢંગાપણાના) દર્શનને હાસ્યરસનું કારણ ગણ્યું છે. 'વિકૃત (કઢંગ) આકાર, વાચા, વેશ, ચેષ્ટા વગેરેના છળથી હાસ્ય થાય છે.' (સાહિત્યદર્પણ.) 'વાચા, અંગ વગેરેના વિકારના દર્શનથી ઉત્પન્ન થતી, વિકાસ દર્શાવતી ચિત્તવૃત્તિ તે હાસ છે.' (રસગંગાધર.) 'વ્યંગ (વિકૃતિ) અને વ્રીડા (ખોટું અણછાજતું શરમાળપણું) વગેરેના દર્શનથી ચિત્તવિકાસ થાય તે હાસ છે.' (કાવ્યપ્રદીપ.) આ વ્યાખ્યાઓમાં માત્ર દેખાવની અને શબ્દની વિકૃતિઓને હાસની કારણભૂત કહી છે. પરંતુ, બુદ્ધિની અને વિચારની વિકૃતિ પણ એ જ રીતે હાસની કારણભૂત થાય છે. મનુષ્યોની મૂર્ખાઈઓનાં ઉપર જે ઉદાહરણ આપ્યાં છે તેમાં બુદ્ધિની અને વિચારની જ વિકૃતિઓ રહેલી છે. કદાચ 'વાચાની વિકૃતિ' માં કેવળ શબ્દોચ્ચારણનું કઢંગાપણું નહિ પણ વાચાથી પ્રગટ થતા વિચારોનું કઢંગાપણું આવી જાય છે એમ કહી શકાશે, અને 'વ્રીડા' માં બુદ્ધિની ન્યૂનતા રહેલી

જ છે. માત્ર બેડોળ દેખાવ કે વૈકલ્યવાળા ઉચ્ચાર પ્રદર્શિત કરવાના હેતુથી જ્યાં દેખાવની કે શબ્દની વિકૃતિ રચવામાં આવે ત્યાં હાસ્ય બહુ ઉતરતા પ્રકારનું હોય છે. પણ એવા બેડોળપણાથી કે વૈકલ્યથી કોઈ જાતની મૂર્ખતા કે હીનતા દર્શાવવાનો હેતુ હોય ત્યાં હાસ્ય ચઢીઆતા પ્રકારનું હોય છે. કોઈ માણસ માત્ર કાણો દેખાવા સારૂ પોતાની એક આંખ મીંચી કાણાનો ચહેરો કરે તેના કરતાં કોઈ અમુક કાણાની ખંદાઈ પ્રદર્શિત કરવા સારૂ તેના જેવી કાણી આંખ અને તેના જેવો ચહેરો કરે તો હાસ્યરસ ઉપજાવવા તે વધારે સફલ થાય એ સ્પષ્ટ છે, એમ જ ( જાણી જોઈ ) લચકાતી જીભે તોતડું બોલવાના કરતાં કોઈ અમુક તોતડાની ભાષાનું અનુકરણ કરી તેની મૂર્ખતા પ્રદર્શિત કરવી એમાં હાસ્યરસની વધારે સફલતા છે એ પણ સ્પષ્ટ છે.

અલબત્ત, આ રીતે અંગની વિકૃતિથી હાસ્ય ઉપજાવનારે એ પ્રયત્નમાં પોતે તિરસ્કારપાત્ર થવું ન જોઈએ. વિકૃતિ તેને વશ છે અને તે વિકૃતિને વશ નથી એ સૂચન કાયમ રહેવું જોઈએ. તેમ જ વિકૃત કેવળ અર્થ વગરની હોવી ન જોઈએ. કોઈ માણસ ગંભીર સભા વચ્ચે જીભ બહાર કાઢી, કાખલીઓ કુટી કે ગુલાંટ ખાઈ હાસ્ય ઉપજાવવા પ્રયાસ કરે તો તે તિરસ્કારપાત્ર થાય, અને એવે સમયે જે હાસ્ય થાય તે દેખાવની વિકૃતિના દર્શનથી નહિં ( બીજો કોઈ માણસ એવો બેડોળ હશે એવા સૂચનથી નહિં ) પણ બુદ્ધિની વિકૃતિના દર્શનથી ( આ ચેષ્ટા કરનાર મૂર્ખ હોઈ કેવી રીતે હાસ્ય ઉપજાવવું તે નથી જાણતો એવા સૂચનથી ) થાય છે.

એ જ પ્રમાણે, ખુબી વગરની, અસ્થાને રચાતી વિષમતાનાં ઉપર જે ઉદાહરણ આપ્યાં છે તે બુદ્ધિની વિકૃતિના દર્શનથી હાસ્ય ઉપજાવી શકે. ‘ આંધળો કહે કે દોડતા જઈએ, ’ ‘ પાંગળો કહે કે જોવા જઈએ. ’ ‘ આગીઆ આગળ મહાસાગર શી વિસાતમાં ! ’ એવાં વિષમતાના સ્વરૂપના અજ્ઞાનથી રચાયેલાં વાકય કોઈ મનુષ્ય હાસ્યરસ ઉપજાવવા

વાપરે તો તેની બુદ્ધિહીનતા જે વિકૃતિ દર્શાવે તેથી હાસ્ય થાય. પરંતુ તેણે વર્ણવેલી સ્થિતિઓ હાસ્યરસ માટે જોઈતી વિષમતા ઉપજાવી શકે નહિં. ભાટ અને ચારણની સુપ્રસિદ્ધ વાર્તા પણ આ જ અંશો દર્શાવે છે. ચારણે ભાટની મશ્કરી કરી કે 'ભાટ ભાટ ભાટુડી, કોટે બાંધી ચાટુડી;' તે વાક્યવડે પ્રાસના સામર્થ્યથી ભાટની કોટે ચાટુડી બાંધવાની વાસ્તવિકતા દર્શાવી અને એ રીતે કોટ અને ચાટુડીનો સંબંધ નહિં છતાં સંબંધ બેસાડી તેણે વિષમતાનું દર્શન કરાવ્યું. ભાટે ઉત્તરમાં કહ્યું કે 'ચારણ ચારણ ચારણીઓ, કોટે બાંધ્યું ઘંટીનું પડ.' પ્રાસ બેઠો નહિ એમ તેને કહેવામાં આવ્યું, ત્યારે તેણે કહ્યું કે 'ઘંટીને ભારે તો મરશે.' આ રીતે હાસ્યવૃત્તિની ખામીને લીધે ભાટ હાસ્યરસ માટે જોઈતી વિષમતા વિનાનો થઈ પડયો. પરંતુ, તેને હાસહીનતા, તેની બુદ્ધિહીનતા ચારણની હાસકુશલતા સાથે સરખામણીમાં આવતાં હાસ્યમય વિષમતા ઉત્પન્ન થઈ. ભાટથી હાસ્યરસ ઉત્પન્ન થઈ ન શકયો, પરંતુ, આખી વાર્તાના કહેનારથી હાસ્યરસ ઉત્પન્ન થઈ શકયો. હાસ્યરસ ઉપજાવવામાં નિષ્ફળ જનાર પોતે હાસ્યપાત્ર થાય છે, અને, એવું હાસ્યપાત્ર ચિત્ર આપવાથી હાસ્ય ઉપજાવી શકાય છે. નાટકોમાં હાસ્યરસને ઠેકાણે થતી ઠઠ્ઠામશ્કરી અને ધપ્પાબાજી એ પ્રસંગો રચનાર ગ્રન્થકર્તાને આ રીતે હાસ્યપાત્ર બનાવી હાસ્ય ઉપજાવે છે. વર્તમાનપત્રોમાં અને માસિકોમાં જુદાં જુદાં મથાળાંથી પ્રકટ થતા હાસ્યહીન નિષ્ફળ 'ટુચકા' પણ આ જ પરિણામ ઉપજાવે છે.

આ ઉપરથી એક બીજા અંશની આવશ્યકતા સમજાશે. તે અંશ તે કલ્પનાશક્તિ છે. બીજા રસોમાં કલ્પનાશક્તિ રસમય ચિત્ર શોભાવવામાં સહાયભૂત થાય છે, પણ, હાસ્યરસમાં તો હાસ્યના પ્રસંગો ઉદ્‌ભૂત કરવા સારૂ કલ્પનાની જરૂર પડે છે. ઉદ્દીપનોનું હાસ્યરસમાં એટલા પ્રાધાન્યથી દર્શન થાય છે કે તે ઉદ્દીપનોને લાવીને હાજર કરનાર કલ્પના બહુ આગળ પડતી જણાય છે. આ કારણથી કલ્પનાને મહત્ત્વનો

અંશ ગણી ફ્રેડરિક હૅરિસન એવી વ્યાખ્યા કરે છે કે ' હાસ તે સેમ્યુઅલ જોનસનના કહેવા પ્રમાણે ' કઢંગી કલ્પના ' છે. કઢંગી એટલે વિકૃત આકૃતિની, અસ્વાભાવિક. અર્થાત્ હાસ તે કલ્પનાનો વ્યાપાર છે. તે વ્યાપાર મનુષ્યના ભાવને કંઈક વિકૃત અંશ સાથે અથવા યોગ્ય પ્રમાણથી ઉલટાઈ ગયેલા અંશ સાથે દર્શાવે છે, અને એવા દર્શનથી તત્કાળ રમુજ ઉપજે છે. એ વૃત્તિ કલ્પનાશીલ હોવી જોઈએ, એ વૃત્તિ મનુષ્યભાવના દૃઢ પાયાએ જઈ અટકવી જોઈએ, તેનાથી વિનોદની ઉત્પત્તિ થવી જોઈએ; ક્રોધની કે તિરસ્કારની ઉત્પત્તિ થવી ન જોઈએ.' ( સ્ટડીઝ ઈન અર્લી વિક્ટોરીઅન લિટરેચર. )

કલ્પનાના આ પ્રાધાન્યથી હાસ્યપ્રસંગોની નવીનતા જળવાય છે, અને હાસ્યરસ અનેક પ્રકારે ઉત્પન્ન થઈ શકે છે. જુની મશ્કરીઓ વાસી અને લુખી લાગે છે તે હકીકત નવીનતાની જરૂર બતાવે છે. રસમાત્રમાં રમણીયતા માટે જે નવીનતાની આવશ્યકતા છે તેને હાસ્યરસમાં વિશેષે કરી આગળ પડતી કરવાનું સામર્થ્ય કલ્પનાથી સાધ્ય થાય છે. હાસ્યપ્રસંગોના આ બાહુલ્યને લીધે હાસ્યરસની વ્યાખ્યા કરવી મુશ્કેલ થઈ પડે છે, એમ દા. બૅરો ધારે છે, અને તે કહે છે, ' વક્તવ્ય વસ્તુ તે શી છે? અને આ વિનોદમયત્વનો અર્થ શો છે? એમ પ્રશ્ન કરવામાં આવે તો માણુસની વ્યાખ્યા પુછનારને ડીમોક્રિટસે કહ્યું હતું તેમ હું કહું કે " આપણે સહુ જોઈએ છીએ અને જાણીએ છીએ તે એ છે." હું વ્યાખ્યા કરૂં તેના કરતાં પરિચયથી એ વસ્તુ વધારે સારી રીતે સમજાય તેવી છે. ખરેખર, એ વસ્તુ એવી પરિવર્તન પામનારી અને અનેક રૂપની છે, તે એવા વિવિધ આકારે, એવા વિવિધ ડોળે, એવા વિવિધ વેષે દેખા દે છે, જુદી જુદી નજરે અને જુદી જુદી બુદ્ધિએ તે એવી એવા જુદી જુદી જાતની માલમ પડે છે કે તેનું સ્પષ્ટ અને ચોકસ સ્વરૂપ નક્કી કરવું તે ઘડી ઘડી આકૃતિ બદલતા પ્રોટીઅસની છબી કહાડવા જેવું કે ઝડપથી વહી જતા વાયુની આકૃતિની વ્યાખ્યા કરવા જેવું કઠિન છે. કોઈ વેળા ખરા જોગ વખતે

જાણીતી વાર્તાના ઉલ્લેખમાં એ વસ્તુ (હાસ્ય) રહેલી હોય છે, અથવા નજીવી ઉક્તિ પ્રસંગાનુસાર લાગુ પડવાથી તે (વસ્તુ) થાય છે, અથવા નવી વાત સમયોચિત જોડી કહાડવાથી થાય છે; કોઈ વેળા દ્વિઅર્થી-પણાનો કે અવાજના સરખાપણાનો લાભ લઈ તે શબ્દોના અને પદાવલીઓના ખેલ કરે છે; કોઈ વેળા સુપ્રકાશિત વાકયનો પોશાક તેને વિંટલાયેલો હોય છે, કોઈ વેળા વિચિત્ર ઉપમા પાછળ તે સંતાયેલી હોય છે, કોઈ વેળા તે વાંચનવાળા પ્રશ્નમાં ગોઠવાયેલી હોય છે; કોઈ વેળા ચતુર માર્મિક ઉત્તરમાં કે ઉડાઉ કારણુમાં કે સૂક્ષ્મમતિવાળા ઈશારામાં કે પેચથી વાંધો કહાડી નાખવામાં કે ખબરદારીથી વાંધો પાછો ઉપસ્થિત કરવામાં તે સમાયેલી હોય છે; કોઈ વેળા બોલી જવાનાં વચન હિમ્મતથી ઘડી કહાડવાની યોજનામાં તેનો નિવાસ હોય છે, કોઈ વેળા તીવ્ર કરડાકીમાં, કે આડંબરભરેલી અતિશયોક્તિમાં કે અજાયબીથી ચમકાવે એવા રૂપકમાં, કે વિરોધના સમાધાન માટે રજુ કરેલા ઉપર ઉપરથી ખરા દેખાય એવા ખુલાસામાં કે કેવળ અર્થહીન પ્રલાપમાં તેનું સ્થાન હોય છે. કોઈ વેળા માણુસોનો કે પદાર્થોનો દેખાવ કરી બતાવવાથી તેનો પ્રસંગ આવે છે, કે તરકટી બોલીથી કે નકલી શિકલથી અથવા ચેષ્ટાથી તેનો અવસર આવે છે. કોઈ વેળા સાદાઈના ઢોંગથી, કોઈ વેળા ગુમાનભરેલી તોછડાઈથી તેનો ઉદ્ભવ થાય છે. કોઈ વેળા ફક્ત વિલક્ષણ વાત ઉપર સુભાગ્યે ચોટ લાગી જવાથી તેની ઉત્પત્તિ થાય છે; કોઈ વેળા ચોખ્ખી બાબતને પ્રસ્તુત પ્રયોજન સારૂ કુટિલતાથી મરડવાથી તેનો ઉદય થાય છે. ઘણી વેળા તો તેનો સમાવેશ શેમાં થયો છે તેની ખબર નથી પડતી અને તે શી રીતે ઉત્પન્ન થાય છે તે કહી શકાતું નથી. તેના પ્રકાર અચિન્ત્ય અને અકથ્ય છે; કલ્પનાતરંગનાં અસંખ્ય ભ્રમણુ અને વાણીનાં અસંખ્ય ચક્રને અનુસાર એ પ્રસંગ હોય છે.' (સર્મન્સ.) દા. બૅરોએ કહેલા આ અનેક પ્રકાર તે હાસ્યના જુદા જુદા અંશ નથી. કલ્પનાના અંશમાં તે સર્વનો સમાવેશ થાય છે, અને કલ્પના કેવા ભિન્ન ભિન્ન માર્ગે

પ્રકટ થઈ નવીનતાની સિદ્ધિ કરે છે તેનું એ વર્ણનથી દર્શન થાય છે.

ઉપર ગણાવેલા પ્રકારમાંથી થોડાનાં ઉદાહરણ શોધી કહાડી તે ઉપર દૃષ્ટિ કરીશું તો હાસ્યરસમાં કલ્પના કેવી સહાયભૂત થાય છે તે વધારે પ્રત્યક્ષ થશે.

'(દુષ્ટરાય-) "ઠીક છે ત્યારે. જોજો આજ બંદાનાં પરાક્રમ, પણ તમે યાદ રાખજો હો !"

"હા હા:" કરી નરભેરામ મનમાં બોલ્યો: 'અડચણ પડે તો મને કહેજો. હું હાથીને શિયાળવે કહ્યું હતું તેમ કહીશ,-**भगवन् मम पुच्छकावलंबनं कुरु**-ભાઈ, પૂંછડું પકડો મ્હારૂં."

— સરસ્વતીચંદ્ર, ભા ૧.

અહીં હાથીને છેતરી કાદવમાં નાખનાર શિયાળની વાતનો પ્રસંગોપાત ઉલ્લેખ કરી, દુષ્ટરાય ફસાયા પછી તેની હાથી સરખી અસહાયતા॰ નરભેરામ પોતાના મનમાં કલ્પે છે અને તેની એવી દશાના દર્શનથી વિનોદ પ્રાપ્ત કરે છે.

'લેઉઆ કુળ ઊજળાં, કંકુવર્ણાં ગાત્ર;
જેની ફુંકે ઊંટ ઊડે, માનવિ કોણ જ માત્ર.'

— પટેલપોથી.

લેઉઆ પાટીદારોની ફુંકથી ઊંટ ઉડી જાય એમ કહેવામાં તેમની કાંઈ સ્તુતિ નથી, અને આ ઉટંગ અલંકારથી કલ્પના અજાયબીથી ચમકાવી હાસ્ય ઉત્પન્ન કરે છે.

'ભોળાભટ-(માર વાગતાં) ઓ મારા બાપલારે ! અરરર ! ઓ મારા દાદા ! ખોદાને માટે જવાદોરે ! ઓરે ! મિયાં સાહેબ,હું વૈદ છું,-જોશી છું-ગાંધી છું,-ગવંડર છું-હજામ છું-કલેકટર છું-મોચી છું-જે કહો તે છું."

— ભટનું ભોપાળું.

ભોળાભટ વૈદ નહિં છતાં વૈદ હોવાનું કબુલ કરે તે સારૂ તેને માર પડે છે ત્યારે 'ખોટું કહેવું હોય તો તો 'જે કહો તે છું' એમ

સૂચવી એવી કબુલતની હાસ્યપાત્રતા દર્શાવવા માટે 'ગાંધી,' 'ગવંડર,' 'હજામ' વગેરે જાતજાતની પાયરીએ બોલી જવાની હિંમતથી ઘડી કઢાડેલી યોજના કલ્પનાનો પ્રભાવ બતાવે છે.

'સિદ્ધરાજ—પ્રધાનજી, સેના સજ કરો, સોરઠ જઈએ.

રંગલો–કુંભારની ઝુંપડીમાં તારી સેના કેમ માશે? ઘોડાનો ત્યાં ખપ નથી.

સિદ્ધરાજ—કેમ ઘોડાનો ખપ નથી, અલ્યા રંગલા ?

રંગલો—કુંભારને ત્યાં ગધેડાં ઘણાં છે, તે પર સ્વારી કરજો; તમારી એ નવી રાણી તો બેસતાં શીખી હશે.'

— ભવાઈસંગ્રહ.

રાણકદેવીને પોતાની રાણી બનાવવા આતુર થયેલા સિદ્ધરાજને કુંભારને ઘેર જતાં, ગધેડાનો ઉપયોગ કરનાર કુટુંબનો પરિચય થશે એવી તીવ્ર કરડાકી ગધેડા પર બેસતી રાણકદેવીની કલ્પના કરી રંગલો પ્રકટ કહે છે અને એ રીતે હાસ્ય ઉત્પન્ન કરે છે.

'બાદશાહ—(ગુસ્સે થઈને) લઉઆ! તારા અને ગધેડા વચ્ચે કેટલું છેટું ?

લઉઓ—(પોતાની અને બાદશાહની વચ્ચેનું અન્તર વેંતથી માપી) જહાંપનાહ! ચાર વેંતનું.'

અહીં સ્પષ્ટ રીતે ઉદ્દિષ્ટ કરેલા બુદ્ધિના અન્તરને દિશાના અન્તરના અર્થમાં કુટિલતાથી મરડવાની કલ્પનાથી અને અન્તર માપવાની નકલી ચેષ્ટા કરનારની કલ્પનાથી હાસ્યનો ઉદ્ભવ થાય છે.

'સરસમાં સરસ જમણમાં છે વેઢમી,
ઈઝ ઈટ ધિસ ડોગ ઑર ધંટ કૅટ ટેલ મી'

— દલપતરામ.

'વેઢમી' સાથે 'ટેલ મી' નો પ્રાસ મેળવવા સારૂ વેઢમાની વાનીનાં વખાણ સાથે હાવર્ડકૃત ગ્રામરમાંનું 'Is it this dog or that ca ttell me' એ વાક્ય ગોઠવ્યાથી કેવળ અર્થહીન પ્રલાપ થાય છે અને એવો અર્થહીનતા આણવાની કલ્પના હાસ્યને પ્રદિપ્ત કરે છે.

'द्रष्टुं चित्रविचित्रितां तरुलतां बन्दा गया बागमें.।'
'अल्लाताल्लाप्रसादेन सर्वकार्यं फतेहवत्.'

આવી ભાષાઓની ભેળસેળ વાણીનાં ચક્ર ફેરવવાની કલ્પના રચાય છે, અને એ ચક્ર ફરવાની સાથે હાસ્ય ઉત્પન્ન થાય છે.

કલ્પનાના પ્રભાવને સીમા નથી, અને કલ્પના કેવા કેવા હાસ્ય-પ્રસંગો રચી શકે તેમ છે તેની સંપૂર્ણ ગણના થઈ શકે તેમ નથી. પરંતુ, આ નમુના ઉપરથી આ વિષયના કલ્પનાવ્યાપારનું સ્વરૂપ કળી શકાશે. અલબત્ત, એ નમુનામાં હાસ્યના બીજા અંશો પણ વિદ્યમાન છે, કેમકે, એકલા કલ્પનાવ્યાપારથી હાસ્યનો ઉદ્ભવ થતો નથી, પણ તેની સાથે વિષમતા, આશ્ચર્ય વગેરે ઉપર કહેલા અંશની પ્રવૃત્તિ હોય છે ત્યારે તેનો ઉદ્ભવ થાય છે.

પ્રો. હેન્રી બર્ગસને "લાફ્ટરઃ એન એસે ઑન ધ મિનિંગ ઑફ ધ કૉમિક" (ફ્રેંચ ઉપરથી ઇંગ્રેજી ભાષાન્તર કરનાર ક્લાઉડ્સલી બ્રેરટન અને ફ્રેડ રૅાથવેલ, સને ૧૯૧૧.) નામના પુસ્તકમાં દર્શાવેલા કેટલાક વિચાર ઉપરના નિરુપણથી કેટલીક રીતે જુદા પડે છે; અને, આગળ વધતા પહેલાં તે વિશે અહીં કેટલુંક વિવેચન કરીશું. પ્રથમ તો, પ્રો. બર્ગસન કહે છે કે જ્યાં માનવ અંશ ન હોય ત્યાં હાસ્યરસ હોઈ શકતો નથી. અર્થાત્ માણસ સિવાય બીજા કોઈ વિશે હાસ્ય ઉત્પન્ન થઈ શકતું નથી. કુદરતનો કોઈ દેખાવ સુન્દર હોય, ઉન્નત હોય, કદરૂપો હોય, પણ હસવા સરખો હોઈ શકે નહિં. કોઈ પશુને જોઈ આપણને હસવું આવે તો માણસના સરખી કાંઈ અંગસ્થિતિ કે મુખમુદ્રા તે પશુમાં દેખાઈ હોવી જોઈએ. કોઈ પાઘડી જોઈ હસવું આવે તો તેમાંના વસ્ત્રથી રમુજ થતી નથી, પણ માણસે તેની કેવી આકૃતિ કરી છે અને માણસનો કેવો તુરંગ તે આકૃતિથી પ્રકટ થાય છે એ જોઈ રમુજ થાય છે. આ કારણથી, પ્રો. બર્ગસન કહે છે કે, જેમ 'હસતું પ્રાણી તે મનુષ્ય' એવી વ્યાખ્યા થાય છે તેમ

'હાસ્યપાત્ર પ્રાણી તે મનુષ્ય' ( man is an animal which is laughed at' ) એવી વ્યાખ્યા પણ થઈ શકે. હાસ્યરસમાં માનવ અંશ જોઈએ એ ખરૂં છે, પરંતુ, પ્રો. બર્ગસનના મતનું તાત્પર્ય એમ હોય કે એકલા હાસ્યરસમાં જ માનવઅંશ આવશ્યક છે તો તે ખરું નથી. શૃંગારરસમાં પણ માનવ અંશ એવી જ રીતે આવશ્યક છે. સ્ત્રી પુરુષ સિવાય શૃંગારરસ હોઈ શકતો નથી. સારસ, મોર, કબુતર વગેરે પક્ષીઓના વૃત્તાન્તમાં શૃંગારરસ હોવાની કલ્પના થાય છે તે માત્ર મનુષ્યના ભાવનું આરોપણ હોય છે. એ પક્ષીઓમાં નર-માદા વચ્ચે પ્રેમ હોવો જોઈએ એમ અનુમાન થઈ શકે છે. તેમનાં મન કે લાગણીઓ ખરેખરી રીતે જાણવાનાં સાધન મનુષ્યને હાથ લાગ્યાં નથી, તો પણ એ અનુમાન ખરૂં લાગે છે. તથાપિ, તેમનાં ચિત્તમાં રતી સરખો સ્થાયીભાવ છે અને તેઓ કવિત્વમય શૃંગારરસનો સાક્ષાત્કાર કરે છે એમ માનવાનું કાંઈ કારણ નથી. તેમના પ્રસંગમાં કલ્પાતો શૃંગારરસ તે માત્ર તેમના પ્રેમ ઉપર રચાયેલા મનુષ્યભાવનું ચિત્ર હોય છે. સમુદ્ર અને નદી વચ્ચે કાન્ત–કાન્તાનો સંબન્ધ કલ્પાય છે તે તો પ્રેમના અસ્તિત્વ રૂપી પાયા વગરનું માત્ર રૂપક જ હોય છે. એ જ પ્રમાણે કરુણરસ, વીરરસ, રૌદ્રરસ વગેરેનું અધિષ્ઠાન પણ મનુષ્ય-માં જ હોઈ શકે છે. માણસો જ શોક કરતા, ઉત્સાહથી પરાક્રમ કરતા કે ક્રોધ કરતા હોઈ શકે છે. કદાચ એમ કહેવામાં આવશે કે અદ્‌ભુતરસ તથા ભયાનકરસ માનવઅંશ વિના ઉદ્‌ભૂત થઈ શકે છે, કેમકે જડ પ્રકૃતિમાં પણ એ રસના સ્થાયીભાવ વિસ્મય અને ભયનાં સ્થાન–જોવામાં આવે છે. સાગરનો વિસ્તાર કે પર્વતની ઉંચાઈ જોઈ વિસ્મય લાગે છે, અને પર્વતનાં કોતર કે જંગલનો દવ જોઈ ભય લાગે છે, એ ખરૂં છે; પરંતુ, વિસ્મય અને ભય માણસને જ હોઈ શકે છે, સાગરને કે પર્વતને કે જંગલને એ ચિત્તવૃત્તિઓ હોઈ શકતી નથી. વૃત્તિઓ અનુભવનાર માણસ ન હોય તો પ્રકૃતિના એ પદાર્થોમાં પોતા-નામાં વિસ્મય કે ભય વસેલા છે એમ કલ્પી શકાતું નથી. તેથી, માનવતાનો આ અંશ હાસ્યરસની વ્યાખ્યા કરવામાં સહાયભૂત થતો નથી.

પ્રો. બર્ગસન બીજો અંશ દર્શાવે છે કે હાસ્યને પ્રસંગે લાગણીનો અભાવ હોવો જોઈએ. તેઓ કહે છે કે માણસનું ચિત્ત જ્યારે સર્વશઃ શાન્ત અને અક્ષુબ્ધ હોય ત્યારે જ હાસ્યરૂપી વિકૃતિ થઈ શકે છે. તેમના મતનો ભાવાર્થ એ છે, કે, હાસ્યપાત્ર મનુષ્ય તરફ આપણને સમભાવ ન હોય, તેની લાગણી સરખી આપણી લાગણી ન હોય અને તેના તરફ આપણે બેદરકાર હોઈએ ત્યારે જ આપણને તેને સંબંધે હાસ્યની વૃત્તિ થઈ શકે.

લાગણીના અભાવનું ઉદાહરણ પ્રો. બર્ગસન આ પ્રમાણે દર્શાવે છે. જનસમાજના અમુક મંડળમાં જે જે વચનો બોલાતાં હોય અને જે જે કૃતિઓ થતી હોય તેમાં આપણું મન આપણે પરોવીએ; તે મંડળમાંના જે મનુષ્યો કૃતિઓ (કાર્યો) કરતા હોય તેમની સાથે પ્રવૃત્તિ કરી આપણે પણ તે કૃતિઓ કરીએ છીએ એમ આપણા મનમાં કલ્પીએ; અને તે મંડળમાંનાં જે મનુષ્યોને લાગણીઓ થતી હોય તેમની સાથે દિલસોજી ધરાવી આપણે પણ તે લાગણીઓ અનુભવીએ; આવી સ્થિતિમાં આવતાં તે મંડળમાંની દરેક વાત આપણને મહત્ત્વની લાગશે, છેક નજીવી વાત પણ ધ્યાન આપવા લાયક જણાશે, બધે ખેદભરેલી ચિંતાનું આવરણ પસરેલું લાગશે, અને મંડળમાંનું કાંઈ પણ હસવા સરખું નહિં લાગે. ત્યારબાદ, હવે આપણી કલ્પના બદલી એ સમભાવની વૃત્તિમાંથી આપણે ખસી જઈએ. લાગણીઓ અનુભવ્યા વિના માત્ર આઘા ઉભા ઉભા આપણે એ મંડળના વૃત્તાન્તનું નિરીક્ષણ કરીએ એવી સ્થિતિમાં આવતાં, એ મંડળમાંના ઘણા બનાવો આપણને ક્ષુલ્લક અને હસવા સરખા લાગશે. લાગણી હતી ત્યારે એની એ વસ્તુઓ આપણે ગંભીર વૃત્તિથી જોતા હતા, અને લાગણીને અભાવે આપણને એ વસ્તુઓ તરફ હાસ્યવૃત્તિ થાય છે.

બીજું ઉદાહરણ તેઓ નૃત્યનું આપે છે. સંગીત થતું હોય અને તેના તાલ પ્રમાણે સ્ત્રીપુરુષો નૃત્ય કરતાં હોય તેવે પ્રસંગે કાન બંધ કરી

આપણે પોતાને સંગીતનું શ્રવણ થવા ન દઈએ તો નૃત્ય કરનાર સર્વે જનો આપણને હાસ્યપાત્ર ભાસશે એમ તેઓ કહે છે.

આ ઉપરથી પ્રો. બર્ગસન એ અનુમાન ફલિત કરે છે કે હૃદય ક્ષણભર બહેર મારી ગયું હોય એવી સ્થિતિ ( anesthersia ) થઈ હોય ત્યારે જ હાસ્યનો ઉદ્‌ભવ થઈ શકે છે; અને હાસ્ય તે કેવળ બુદ્ધિનો વિષય છે, લાગણીનો વિષય નથી.

અહીં પ્રો. બર્ગસન ભાવ અને સમભાવ વચ્ચેના—લાગણી અને દિલસોજીની લાગણી વચ્ચેના—ભેદની અવગણના કરે છે અને તેથી આવું ભૂલભરેલું અનુમાન બાંધે છે. આપણા હૃદયમાં હાસ્યપાત્ર મનુષ્ય તરફ સમભાવ ન હોય ત્યારે બીજી લાગણી હોઈ શકે છે, તેના તરફ દિલસોજીની લાગણી ન હોય ત્યારે બીજી લાગણી હોઈ શકે છે. સમભાવનો અભાવ તે ભાવમાત્રનો અભાવ નથી. દિલસોજીની લાગણી તે ઘણી લાગણીઓમાંની એક લાગણી છે. પરંતુ, પ્રો. બર્ગસન એમ કલ્પે છે કે જેને વિશે હસવું આવે તેના તરફ આપણને સમભાવ ન હોય ત્યારે આપણું હૃદય ભાવશૂન્ય હોવું જોઈએ, તેની લાગણીની આપણને કદર ન હોય ત્યારે આપણું હૃદય લાગણી વગરનું અને બહેર મારી ગયેલું હોવું જોઈએ. આ કલ્પના નિરાધાર છે. હસવા સરખી સ્થિતિમાં આવી જનાર સાણસ તરફ આપણને સમભાવ હોય, દિલસોજી હોય, તો આપણને હાસ્યની વૃત્તિ ન થાય એ ઉપર પ્રથમ કહ્યું છે. તેથી, હાસ્યની વૃત્તિ થવા સારૂ સમભાવનો—દિલસોજીનો—અભાવ આવશ્યક છે એ ખરૂં છે; પરંતુ, હાસ્યની વૃત્તિ એ જાતે જ એક ભાવ છે; સ્થાયીભાવ રૂપે ચિત્તમાં વસેલી હાસવૃત્તિને અનુકૂળ પ્રસંગ મળતાં તે વડે હાસ્યરસની નિષ્પત્તિ થાય છે એ વિશે પ્રથમ વિવેચન કર્યું છે તે પરથી સમજાશે કે એ સમયની સ્થિતિ ભાવહીન નહિ પણ ભાવમય હોય છે. હાસ્યનું પૃથક્કરણ કરતાં અમુક પ્રકારના ભાવનું સંચલન એ જ કારણભૂત જણાય છે. બીજી કોઈ રીતે હાસ્યનો ખુલાસો થતો નથી. હાસ્ય જો રસ છે તો

તેમાં ભાવ હોવો જ જોઈએ. લાગણી વગર રસની નિષ્પત્તિ થઈ શકતી નથી. સંઘટ્ટન, ચઢિયાતાપણું, આશ્ચર્ય, તાત્કાલિકતા, એ વગેરે અંશો ઉપર વર્ણવ્યા તે સર્વ ભાવના અસ્તિત્વની સાક્ષી પુરે છે, એ સહુ હૃદયમાં થઈ આવેલી લાગણીની હકીકત બતાવે છે. હાસ્ય જો લાગણીનો વિષય ન હોય અને બુદ્ધિનો વિષય હોય તો ક્યારે હસવું અને ક્યારે ન હસવું તેનો આધાર આપણી ખુશી પર હોય, હસવું કે ન હસવું એ આપણે વિચાર કરીને નક્કી કરી શકીએ, અને હાસ્ય તે ગંભીર મનનને પરિણામે ઉત્પન્ન થાય; પરંતુ, માણસ માત્રનો અનુભવ તેથી ઉલટો છે. આપણે જાણીએ છીએ કે હસવું, ન હસવું એ આપણી ખુશીની વાત નથી. આપણે હસીએ છીએ ત્યારે હાસ્યરસને વશ હોઈએ છીએ, લાગણી થતાં ચિત્તક્ષોભ થાય છે તે દાબી રાખી શકાતો નથી અને તેને પરિણામે આપણે હસીએ છીએ. આ હસવા જેવું છે કે નહિં એવો વિચાર કરીને હસી શકાતું નથી, અને જે વિચારમાં પડી જાય છે તે હાસ્યવિમુખ થઈ જાય છે. જેના હૃદય ઉપર અસર થાય, જેને લાગણી થાય તે જ હાસ્યનો અનુભવ કરી શકે છે.

પ્રો. બર્ગસને આપેલાં ઉદાહરણોની પરીક્ષા કરીશું તોપણ આ જ અનુમાન નિકળશે. અમુક જનમંડળમાંની લાગણીઓ અને કૃતિઓ સાથે આપણી દિલસોજી હોય ત્યાં સુધી તેમાં રહેલી હાસ્યતા આપણને ન સમજાય એ ખરૂં છે. ઘોડીઆમાં સુતેલી છોકરીઓને ફુલના દડા સાથે પરણાવીને પછી તે દડાને કુવામાં નાખી એવી છોકરીઓને વિધવા થયેલી ગણવાનો કડવા કણબીઓનો રિવાજ હસવા સરખો છે એમ જેઓ કડવા કણબી ન હોય તેમને જ લાગે છે, અથવા જે કડવા કણબીઓનું દિલ એ રિવાજ ઉપરથી ઉઠી ગયું હોય તેમને જ લાગે છે; બાકીના કડવા કણબીઓને એ રિવાજ અભિમાનથી સાચવી રાખવા જેવો લાગે છે. 'પોમલી જણે ને પોમલો સુવાવડ ખાય' એ રિવાજની હાસ્યતા એ મંડળ બહારનાને જ સમજાય છે. માથા પરની ચોટલીઓ દોરડા પેઠે વળ દઈને લાંબી ગુંથવામાં આબરુ છે.

એમ ચીનાઓને લાગતું હતું. એ વિચાર અને દેખાવ હસવા સરખા છે એમ બીજી પ્રજાઓને લાગતું હતું, તેમ તેમને લાગતું નહોતું, પણ, મંચુ રાજકુટુંબ તરફનો પૂજ્યભાવ ઉઠી જતાં ચીનાઓએ પોતે જ એવી ગુંથેલી ચોટલીઓ કાપી નાખવા માંડી છે. આ રૂઢિઓ આપણને હસવા સરખી લાગે ત્યારે આપણું હૃદય બહેર મારી ગયેલું હોય એમ આપણે કદી કબુલ કરી શકીશું નહિ. હૃદયને ખુશાલીની મઝા સમજાય એવી સ્થિતિમાં આપણે છીએ, હૃદય લાગણીથી પિગળે અને રમુજ મેળવી શકે એવી વૃત્તિમાં આપણે છીએ, તેથી આપણને હાસ્યની કદર થાય છે, એમ આપણને લાગે છે. કદાચ, એમ કહેવામાં આવશે કે બુદ્ધિથી વિચાર કરતાં એ રૂઢિઓને આપણે અનિષ્ટ ગણીએ છીએ માટે તેને હસીએ છીએ; પરંતુ, વાસ્તવિક રીતે હાસ્યતાનો આધાર અનિષ્ટતા પર રહેલો નથી. ચીનાઓની ચોટલીઓમાં અનિષ્ટતા કંઈ નથી, એથી માથાને નુકસાન થાય છે એવું આપણે જાણતા નથી કે માનતા નથી. માત્ર એવી ચોટલીઓના આકારની વિલક્ષણતા અને એવી ચોટલીઓ માટેના આદરની વિચિત્રતા હાસ્ય ઉત્પન્ન કરે છે. પોમલા સુવાવડ ખાય તેથી તેમને કાંઈ હાનિ થતી નથી, અને પ્રસૂતિ પછી તરત બહાર ફરી શકે અને કામ કરી શકે એવા શરીરબળવાળી પોમલીઓને કાંઈ હાની થતી હોય એમ લાગતું નથી. માત્ર જન્મેલા બાળકની માવજત માને બદલે બાપ કરે અને સુવાવડમાં શરીરરક્ષણ માટે ઘેર સુઈ રહેવાનો મા માટેનો નિયમ વિનાકારણ બાપ પાળે એ ઉલટસુલટપણું હાસ્યજનક થાય છે. બાર વર્ષે એક વાર લગ્ન કરવાનો કડવા કણબીઓનો રિવાજ ઘણો અનિષ્ટ છે અને એ રિવાજને લીધે ફુલના દડા સાથે લગ્ન કરવાની રીત નીકળી છે એ ખરૂં છે; પરંતુ, હાસ્યતા ફુલના દડાને વર ગણવામાં અને તેનું મરણ થયેલું માનવામાં રહેલી છે. આવાં લગ્નથી પરિણામે સંસારમાં ઉપજતી અનિષ્ટતા વિશેના વિચારથી તો ખેદ થાય છે, હાસ્ય થતું નથી.

નૃત્યનું પ્રો. બર્ગસને જે ઉદાહરણ આપ્યું છે તેના સરખું બીજું

એના એ વિષયની છતાં તેમાંની એક સ્વાભાવિક તથા યથાયોગ્ય છે છે અને બીજી વિલક્ષણ તથા તરેહવાર છે એમ હસનારને લાગે છે; અને તે સાથે પોતે એમાંની સ્વાભાવિક તથા યથાયોગ્ય સ્થિતિ પારખી શકે તથા સાચવી શકે તેમ છે અને તે કારણથી સામી સ્થિતિવાળા કરતાં પોતાનામાં એટલું ચઢિયાતાપણું છે એમ તેને લાગે છે. આ સ્વાભાવિકતાની તથા યથાયોગ્યતાની પુષ્ટિ માટે, આ ચઢિયાતાપણાની પુષ્ટિ માટે, તેને બીજાઓની જરૂર લાગે છે. બે સ્થિતિઓમાંની પોતાની સ્થિતિ સ્વાભાવિક અને યથાયોગ્ય છે એ અનુભવ પાકો કરવા માટે તેને એવી કલ્પના કરવી પડે છે કે બીજાઓ પણ એ જ સ્થિતિમાં છે અને હાસ્યપાત્ર માણસ એકલો જ વિલક્ષણ તથા તરેહવાર સ્થિતિમાં છે, એવી મદદની કલ્પના વિના તેને ચઢિયાતાપણું પાકા પાયાનું લાગતું નથી. હાસ્યપાત્ર માણસની પેઠે તે પોતે પણ પોતાની સ્થિતિમાં એકલો હોય તો તેની પોતાની સ્થિતિ જ વખતે વિષમ હોય એવો સંશય તેને ગમતો નથી, અને તેથી, તેના મનને બીજાઓની સામેલગીરી જરૂરની લાગે છે. તેથી, સાથે હસનાર મંડળ વધારે હોય તેમ હાસ્ય વધારે જોરથી પ્રવર્તે છે અને વધારે લાંબા વખત સુધી ચાલે છે, તે આવી સામેલગીરીને લીધે થાય છે. પરંતુ, એ લક્ષમાં રાખવું જોઈએ કે એવી સામેલગીરી વાસ્તવિક હોય તેમ કલ્પિત પણ હોઈ શકે; અર્થાત્, માણસ એકલો હોય ત્યારે પણ હાસ્યપ્રસંગ જોઈ હસી શકે અને મારા સરખા બીજાઓ હાજર હોય તો તેઓ પણ હસે, એમ કલ્પના કરી તે સામેલગીરીનો ટેકો મેળવી શકે. પ્રો. બર્ગસને દર્શાવેલું આગગાડીની મુસાફરીનું ઉદાહરણ લેતાં એમ બની શકે કે હસનાર મંડળથી દૂર બેઠેલો મુસાફર પણ તે મંડળની વાતો સાંભળી તેમની વૃત્તિ સાથે એકદિલ થાય તો તે દૂર બેઠો બેઠો પણ હસી શકે. અલબત્ત, એકલા બેસી હસનારને બીજાઓ વિના કારણે અથવા ખોટા કારણે હસતો ધારી મૂર્ખ ગણે એવો સંભવ છે, અને તેથી તે મ્હોં નીચું અથવા આડું કરી હસે છે, અને,

કોઈ તેને જુએ છે ત્યારે તે હસવું બંધ કરવાનો પ્રયત્ન કરે છે અથવા તો જોનારને પોતાનું હાસ્યકારણ કહી બતાવી તેને હાસ્યમાં સામેલ કરવા પ્રયત્ન કરે છે; આ હકીકત પણ સામેલગીરીની આવશ્યકતા બતાવે છે.

હાસ્યપાત્ર મનુષ્યનું જે લક્ષણ હાસ્ય ઉપજાવે છે તેનું સ્વરૂપ શું છે એ વિશે વિવેચન કરી પ્રો. બર્ગસન એ સિદ્ધાંત બાંધે છે કે એ લક્ષણ તે mechanical inelasticity ( જડ યંત્ર સરખી વિશેષ પ્રસંગને અનુકૂળ થવાની અશક્તિ ) છે. ઉદાહરણાર્થે તેઓ કહે છે કે રસ્તામાં દોડતો માણસ પથ્થરની ઠોકર લાગવાથી ગબડી પડે છે ત્યારે તે જોઈ બીજાઓને હસવું આવે છે, તેનું કારણ એ છે કે તે ધ્યાન વગર દોડ્યો ગયો અને વચમાં પથ્થર આવ્યો તે વિશેષ પ્રસંગાનુસાર પોતાની ગતિ ન બદલતાં તેણે એકધારી ગતિથી દોડવું ચાલુ રાખ્યું. કુંચી દીધાથી ચાલતા જડ પુતળા પેઠે તે વર્ત્યો, તેના શરીરમાં જડ વસ્તુ સરખી હઠીલાઈ માલુમ પડી, સચેતન પ્રાણી એવે પ્રસંગે સાવધ થઈ પોતાની ગતિ બદલે તેમ તેણે કર્યું નહિં. એ ધ્યાન વગરની સ્થિતિ ( absent-mindedness ) નું કઢંગાપણું હાસ્યનું કારણ બને છે, તેમ જ કોઈ માણસને રોજના કામકાજની ઝીણી ઝીણી બાબતો ગોઠવી મુકેલી ગણતરી પ્રમાણે કરવાની ટેવ હોય, તેના ઉપયોગની વસ્તુઓ કોઈ તોફાન ખાતર ફેરવી નાખે, તે ખડીઆમાં કલમ બોળે ત્યાં કલમ કાદવવાળી થઈ બહાર આવે, તે ખુરશી પર બેસવા જાય ત્યાં ખાલી જગાએ બેસવા જતાં ભોંય પર પડી જાય, એવા વૃત્તાંતમાં ટેવને વશ થઈ ગયેલા માણસની અસાવધતા હાસ્ય ઉત્પન્ન કરે છે. રોજ વર્તતો હોય તે જ પ્રમાણે તે વર્તવા જાય છે, જડ યંત્ર પેઠે ગોઠવેલી જ કૃતિઓ કરી શકે છે, પણ, આવી પડેલા અવસર પ્રમાણે તે નવું વર્તન કરી શકતો નથી.

આ સિદ્ધાંત હાસ્યના સર્વ વિષયોમાં પ્રો. બર્ગસન લાગુ પાડે છે. ઉચિતતા પ્રમાણે બદલાવાની શરીરની અશક્તિ જેમ ઉપર કહ્યા-પ્રમાણે હાસ્ય ઉત્પન્ન કરે છે તેમ મનની અને નીતિલક્ષણની એવી

અશક્તિ પણ હાસ્ય ઉત્પન્ન કરે છે એમ તેઓ કહે છે. આ મત તેઓ આ પ્રકારે પ્રતિપાદન કરે છે. અમુક એક વિષયના વિચારમાં ગરક થઈ જઈ કોઇ માણસ અસંભવિત કલ્પનાઓમાં ઉતરી પડે છે ત્યારે તેનું મન ધ્યાન વગરનું થઈ જાય છે. જાદુથી મ્હોટા મ્હોટા વૈભવ મેળવવાના સ્વપ્નમય વિચાર કરનાર પોતાની આસપાસ પરીઓ, ઉડતા મહેલો અને સોનાના ડુંગરો જુએ છે, ચારે તરફની ખરી દુનિયાને તે જોઈ શકતો નથી, અને એ તેનું બેભાનપણું તેના મનની જડતા તથા યથાયોગ્ય ઘટનામાં ગોઠવવાની અશક્તિ સૂચવી હાસ્ય ઉત્પન્ન કરે છે. નીતિલક્ષણની ન્હાની ખામીઓનું પણ આ જ સ્વરૂપ છે. મ્હોટી ખામીઓથી દુર્ગુણ ઉદ્‌ભવે છે; અને તે કરુણરસનો વિષય બને છે. પરંતુ ન્હાની ખામીઓ હાસ્ય ઉપજાવે છે, તેનું કારણ એ છે કે એ ખામીવાળો માણસ બેભાન હોય છે, પોતાની હાસ્યમય ખામીઓની તેને ખબર નથી હોતી, જડ યંત્ર પેઠે પોતાના બંધાયેલા લક્ષણને માર્ગે વર્ત્યો જાય છે અને પોતાનું ચારિત્ર્ય યોગ્યતા પ્રમાણે બદલી શકતો નથી.

મનુષ્યોની આકૃતિઓને અને ચેષ્ટાઓને પણ તેઓ આ જ સિદ્ધાન્ત લાગુ પાડે છે. કદરૂપા માણસની આકૃતિમાં જડતા ભરેલી હઠીલાઈ જણાય ત્યારે તે હાસ્યપાત્ર થાય છે એમ તેઓ કહે છે. તેમને મતે ખુંધા માણસને જોઇ હસવું આવે છે તેનું કારણ એ છે કે તેના દર્શનથી એવો આભાસ થાય છે કે તેને ખુંધા રહેવાની કુટેવ પડી ગઈ છે, એ કુટેવ પ્રમાણે જ તે વર્ત્યો જાય છે, અને જોઈએ ત્યારે સીધા થવાની તેનામાં અશક્તિ છે. આ અશકિતના મૂળમાં બેભાન-પણું રહેલું જણાય છે, અને તેથી, જે કદરૂપાપણું હાસ્યપાત્ર થાય તે નકલ થઈ શકે એવું હોવું જોઈએ, સાવધ માણસથી સાધ્ય હોવું જોઇએ, એમ તેઓ કહે છે. જાહેર ભાષણો કરનાર વકતાને બોલતી વખત હાથના કે ડોકાના ચાળા કરવાની ટેવ પડી ગઇ હોય છે તેથી હાસ્ય થાય છે, તેનું કારણ પણ તેમને મતે એ છે કે, ભાષણ દરમ્યાન ભાવ

અને કલ્પના પ્રતિક્ષણ રૂપાન્તર પામતાં જાય છે, પરંતુ, ચાળાઓ તો એના એ જ રહે છે અને એના એ જ રૂપે ઘડી ઘડી પ્રકટ થયા કરે છે; આથી વક્તામાં બેભાનપણું જણાય છે, જડ યંત્રની ગતિ પેઠે તેના ચાળા થતા હોય એમ લાગે છે અને વિવિધ પ્રસંગ પ્રમાણે જુદી જુદી ચેષ્ટા કરવાની તેની અશક્તિ હાસ્ય ઉત્પન્ન કરે છે.

આમ બધા હાસ્યપ્રસંગોમાં બેભાનપણું (absent-mindedness) રહેલું હોય છે, અને તેને લીધે અવસરનું અનુસરણ કરવાની અશક્તિ (inelasticity) દેખા દે છે તથા હાસ્ય ઉપજાવે છે; એવું પૃથક્કરણ કરી પ્રો. બર્ગસન એ અનુમાન કરે છે કે આશ્ચર્ય, વિષમતા, સરખા અંશોથી હાસ્યનો ખુલાસો કરવો એ ભૂલ છે. એ અંશોની આવશ્યકતા તેઓ એટલી જ સ્વીકારે છે કે જ્યાં હાસ્યરસ વાસ્તવિક રીતે હોવા છતાં કોઈ રૂઢિના આચ્છાદનને લીધે હાસ્યરસનું દર્શન થતું નથી ત્યાં એ અંશો રૂઢિના આચ્છાદાનને દૂર કરે છે. ઉદાહરણાર્થ, અમુક જાતનાં વસ્ત્ર પહેરવાની રૂઢિ પ્રચલિત હોય ત્યારે એ વસ્ત્રો પહેરનારા હસવા સરખા જણાતા નથી. પણ, એ રૂઢિ બંધ પડી જાય તે પછી એ વસ્ત્રોના આકારનું હસવાસરખાપણું ધ્યાનમાં આવે છે, અને, એ રીતે ભૂતકાળના પહેરવેશથી હાસ્ય થાય છે. પહેરવેશથી રૂઢિ વર્તમાન હોય ત્યારે પણ તે રૂઢિથી જે પોતાનું ચિત્ત આઘું ખસેડી શકે તેને તેમાં રહેલી હાસ્યતા સમજાય છે. આ રીતે, આશ્ચર્ય અને વિષમતા તે માત્ર હાસ્યકરણના દર્શનમાં અવરોધ કરનાર રૂઢિના સાતત્યનો ભંગ કરે છે, અને એ પ્રકારે હાસ્યકારણને પ્રગટ કરવામાં સહાયભૂત થાય છે, એમ તેઓ કહે છે.

પરંતુ, આશ્ચર્ય અને વિષમતા પ્રો. બર્ગસન કહે છે તેવા ગૌણ અંશ નથી. પ્રસંગાનુસરણની આવી અશક્તિ (inelasticity) તે આખરે વિષમતા જ છે. જ્યાં એવી શક્તિ સ્વાભાવિક રીતે હોવી જોઈએ ત્યાં એવી અશક્તિનું દર્શન તે વિષમતા સિવાય બીજું કાંઈ

નથી. inelasticity એ મૂળ જડ પદાર્થનું લક્ષણ છે, જેની આકૃતિ તાણીને બદલી શકાય નહિં એવા જડ પદાર્થનું તે વિશેષણ છે. માત્ર રૂપક વડે એ વિશેષણ ચેતનભાવને લગાડી શકાય છે, અને એ વિશેષણ બહુ ખેંચી ખેંચીને જ પ્રો. બર્ગસન મન, નીતિલક્ષણ વગેરેને લગાડી શકે છે, અને એ પ્રયોગ અસંતોષકારક લાગે છે. inelastic કહેવાય એવું ઉપરનાં ઉદાહરણોમાં વાસ્તવિક રીતે કશું નથી એમ સરવાળે આપણો અભિપ્રાય થાય છે. વળી, elasticity (બદલાવાની શકિત ) નો મુખ્ય અર્થ લક્ષમાં રાખીશું તો જણાશે કે elasticity હોય–પ્રસંગે બદલાવાની શકિત હોય–ત્યાં પણ હાસ્યકારણ હોઈ શકે છે. ઉદાહરણાર્થ, ખુંધાની નકલ કરનાર માણસ ઘડીમાં ખુંધો અને ઘડીમાં ખુંધ વગરનો સીધો દેખાવાનો ડોળ કરતો હોય તો એ elasticity જ બે સ્થિતિઓને પાસે પાસે આણી તેમની વિષમતા દર્શાવી હાસ્ય ઉત્પન્ન કરે છે. રંગભૂમિ ઉપર ઘડીમાં મૂર્ખાઈ ભરેલું અને ઘડીમાં ડહાપણ ભરેલું આચરણ કરનાર, ઘડીમાં જૂઠું બોલનાર અને ઘડીમાં સાચું બોલનાર પાત્ર પણ એ જ પ્રમાણે elasticityથી વિષમતા ઉત્પન્ન કરી હાસ્યકારણ ઉપજાવી શકે છે.

આશ્ચર્ય પણ ગૌણ અંશ નથી, inelasticity આશ્ચર્ય આગળ ગૌણ છે. inelasticityના દર્શનથી આશ્ચર્ય થતું ન હોય તો એ દર્શન હાસ્યરસ માટે નકામું છે. છોકરો નિશાળમાં હીસાબ ગણતાં સરવાળામાં એક આંકડો ભૂલી જાય, તે પ્રો. બર્ગસનની વ્યાખ્યા પ્રમાણે મનની inelasticity છે, પણ, તેથી હાસ્ય થતું નથી. પરંતુ પોતાની મંડળીની કુલ સંખ્યા ગણવામાં કોઈ માણસ પોતાને ગણવો ભૂલી જાય તો એ inelasticity હાસ્ય ઉત્પન્ન કરે છે. બન્ને પ્રસંગમાં સરવાળાની ભૂલ હોય છે, બન્ને પ્રસંગમાં મનનું બેભાનપણું હોય છે, બન્ને પ્રસંગમાં મનની જડતા હોય છે, બન્ને પ્રસંગમાં મનની યથાયોગ્ય ગોઠવવાની અશકિત હોય છે, બન્ને પ્રસંગમાં inelasticity હોય છે, પણ, પહેલા પ્રસંગમાં આશ્ચર્યનો અંશ નથી અને બીજા પ્રસંગમાં

આશ્ચર્યનો અંશ છે તેથી ફેર પડે છે. તેથી, આશ્ચર્ય એ આવશ્યક અંશ છે અને તેનો આધાર inelasticity ઉપર નથી.

આટલું પર્યાલોચન કરી હાસ્યરસના વિવેચનમાં હવે આગળ વધીશું. "હાસ્ય" શબ્દ હસવાની શારીરિક ક્રિયા માટે તેમ જ હાસ્યરસ માટે વપરાય છે, અને વળી, હાસ્યરસના નિરૂપણમાં હસવાની શારીરિક ક્રિયા ક્યારે થાય છે એ ઘણી વેળા દર્શાવવામાં આવે છે. આ બે હકીકત પરથી કદી કદી એવો ખ્યાલ થાય છે કે હસવાની શારીરિક ક્રિયા ન હોય ત્યાં હાસ્યરસ હોય નહિં. પરંતુ, આ વિવેચનના આરંભમાં કહ્યું છે તેમ એ શારીરિક ક્રિયાનો અને હાસ્યરસનો સમવાયસંબંધ નથી. એ શારીરિક ક્રિયા ન થતી હોય ત્યાં પણ હાસ્યરસ હોય છે, અને તે ઉંચા પ્રકારનો હોય છે આ વસ્તુસ્થિતિ સમજવા સારૂ હાસ્યરસનાં પ્રદેશો ઉપર દૃષ્ટિ કરીશું.*

ઇંગ્રેજી વિવેચકો હાસ્યરસના Wit અને Humour એવા બે ભાગ પાડે છે. સ્વ. નવલરામે witનો અર્થ 'મર્માળા કટાક્ષવચન' એ પદથી કર્યો છે, humourનો અર્થ 'ઠાવકું હાસ્ય' એ પદથી કર્યો છે. 'નર્મયુક્તવાક્ચાતુર્ય' અને 'સમર્મ હાસ્યરસ' એવી શબ્દયોજના અનુક્રમે કરીશું તો તે કદાચ વધારે યોગ્ય થશે. Witમાં નર્મ હોય છે, Humourમાં સમર્મ હોય છે. નર્મ એટલે મજાક, મશ્કરીનું છુટું વચન. મર્મ એટલે રહસ્ય, ઉંડો હાસ્યાનુભવ મર્મ હોય છે ત્યાં વિલક્ષણ વાક્યરચનાથી હાસ્યરસ થાય છે, અને સમર્મ હોય છે ત્યાં વિલક્ષણ વસ્તુસ્થિતિ ખુલ્લી પાડવાથી હાસ્યરસ થાય છે.

Wit ('વિટ') અને Humour ('હ્યુમર')માં, નર્મના અને મર્મના હાસ્યરસમાં, પ્રાણપદ અંશ એનો એ જ હોય છે. બન્નેનું સ્વરૂપ એ હોય છે કે તેમાં બે વિચારો કે બે ભાવો કે બે સ્વભાવો કે

* આ લેખકે ગુજરાત સાહિત્ય સભા સમક્ષ તા. ૧૩ નવેમ્બર ૧૯૦૪ ના રોજ 'ગુજરાતી સાહિત્યમાંનો હાસ્યરસ' એ વિષય ઉપર ભાષણ કરેલું તેનો સુધારા વધારા સાથે આ પછીના વિવેચનમાં સમાવેશ કર્યો છે.

બે વૃત્તિઓ કે બે વલણો કે બે પ્રસંગો વિરોધી છતાં એકાએક એવા સંયોગમાં આવી જઈ અથડાય છે કે તેમનો યોગ વિચિત્ર લાગે છે. તોપણ કોઈ રીતે સંતોષકારક લાગે છે અને તેથી રમુજ થાય છે. પરંતુ, એ વિરોધી સંયોગવાળી વિચિત્રતા દર્શાવવાના તે બન્નેના પ્રકાર જુદા હોય છે. તેમજ, તે બેમાં હાસ્યરસનું ઉંડાણ સરખું હોતું નથી. જ્યાં બે ઉક્તિઓ કે વચનો એવી વાકયરચનામાં ગોઠવવામાં આવે કે તેમની વચ્ચે રહેલો વિરોધ પ્રથમ દર્શને જ પ્રગટ થાય અને બેમાંથી એકને નીચે ઉતારી પાડવામાં વિનોદમય વિચિત્રતા જણાય ત્યાં મર્મયુક્તવાક્ચાતુર્ય ( 'વિટ' ) હોય છે. જ્યાં અમુક સ્થિતિ કે પ્રસંગ એવી રીતે વર્ણવવામાં આવે કે એ જ વિષયના સાધારણ અવ્યવસ્થિત સ્વરૂપ સાથે સરખામણી સૂચિત થાય, અને સરખામણી-ને પરિણામે જણાતા વિરોધને લીધે વર્ણવેલી સ્થિતિ કે પ્રસંગમાં વિચિત્ર ખામી વસેલી અને ઠસેલી લાગે, તથા તેથી વિનોદ થાય, ત્યાં સમર્મ હાસ્યરસ ( 'હ્યુમર' ) હોય છે. બન્નેમાં ઉત્કર્ષ–અપકર્ષના દર્શનથી વિનોદ થાય છે, પણ ' વિટ 'માંનો અપકર્ષ કોઇ વાતને તે ઘડીએ ઉતારી પાડયાથી થયેલો લાગે છે, અને, 'હ્યુમર'માંનો અપકર્ષ ઘણા વખતથી ચાલ્યો આવેલો હોઈ તે વખતે ખુલ્લો પાડેલો લાગે છે. 'વિટ'માં અમુક વિશેષ બિનાની વિલક્ષણતા ઉદ્દિષ્ટ કરેલી હોય છે, અને 'હ્યુમર' માં અમુક સામાન્ય સ્થિતિની વિલક્ષણતા ઉદ્દિષ્ટ કરેલી હોય છે. 'વિટ'-નો હાસ્યરસ પ્રથમ દર્શનનો અને ઉપરની સપાટીનો હોય છે, અને 'હ્યુમર'નો હાસ્યરસ ઉંડા અને અન્તરમાં ઉતરેલા અનુભવનો હોય છે. રમુજી ટુચકા, હાજર જવાબ, સભાચાતુર્ય, રંગલા–લઉઆ–વિદૂ-ષકનાં વચનોઃ એ સહુમાં 'વિટ'નો પ્રદેશ હોય છે. ઈસપનીતિ, પંચતંત્ર, અમુક સ્વભાવના માણસોની કે અમુક જાતના રીવાજોની મૂર્ખાઈ ચિતરનાર વાર્તાઓ, અમુક પ્રકારના વિલક્ષણ પ્રસંગોનું પૃથક્કરણ કરી તેમાંની અયુક્તતા ( absurdity ) સૂચવનાર વર્ણનોઃ એ સહુમાં 'હ્યુમર'નો પ્રદેશ હોય છે. 'વિટ'થી થતું હાસ્ય (હસવાની ક્રિયા) ઉછળતું

અને ખળભળતું હોય છે. ‘ હ્યુમર ’થી થતું હાસ્ય ‘ ઠાવકું ’ હોય છે. સહેજ સ્મિતથી મ્હોં મલકાય, એથી વધારે હાસ્યનું તેમાં દર્શન થતું નથી; અને ઘણી વેળા એટલું હાસ્ય પણ તેમાં બહાર પડતું નથી; પરંતુ, તેનો હાસ્યરસ ઉંડો અને ઉંચા પ્રકારનો હોય છે, વસ્તુસ્થિતિનું પૃથક્કરણ કરી તેની અંદર રહેલી હાસ્યમયતાનું તે કુશલ દર્શન કરાવે છે. ‘વિટ’નું હાસ્ય અમુક વચનથી કે વાક્યથી ઉદ્‌ભાસ થાય છે, પણ, ‘હ્યુમર’નું હાસ્ય તેવું ન હોતાં આખી વાર્તાના કે આખા વર્ણનના ભાવાર્થથી ફલિત થાય છે.

ઈંગ્રેજી ભાષામાં Witનો મૂળ અર્થ ‘બુદ્ધિ’ છે અને Humour-નો મૂળ અર્થ ‘શરીરમાંનો પિત્તાદિ રસ’ છે. આ વ્યુત્પત્તિને પરિણામે બુદ્ધિની ચતુરાઈથી ઉત્પન્ન થતા હાસ્યરસને witનું નામ અપાયું છે, અને, ( શરીરમાંના રસથી બનતી ) સ્વભાવની ખાસીઅતથી ઉત્પન્ન થતા હાસ્યરસને Humourનું નામ અપાયું છે. એ બે શબ્દોના ઉપર કહ્યા તેવા અર્થ હવે રૂઢ થયા છે, પરંતુ, ઈંગ્રેજી વિવેચકો એ શબ્દોની જે વ્યાખ્યાઓ કરે છે તેમાં આ વ્યુત્પત્તિની રેખાઓ નજરે પડે છે. લી હન્ટની વ્યાખ્યા આ પ્રમાણે છેઃ ‘અણસરખા વિચારોને ચાલાકીથી અને ઉલ્લાસથી ભેળી દેવાના હેતુથી કે જુદા પાડવાના હેતુથી કે ઘણું ખરૂં બન્ને હેતુથી એવા વિચારોને સ્વચ્છંદી રીતે પાસે પાસે મુકવા તે “વિટ” છે. વિચાર અને લાગણીના જે પ્રકારનો બહુ ખુલાસો થઈ શકતો નથી પણ જે વિનોદમય છે એમ સમજાય છે તે પ્રકારો તરફ ગતિ કરવાનું મનનું વલણ તે “હ્યુમર” છે.****“વિટ”માં સ્વચ્છંદી વિચારોના વિરોધનો સમાવેશ થાય છે, “હ્યુમર”માં ચારિત્ર્ય અને પ્રસંગના વિરોધનો સમાવેશ થાય છે.’ ( ઇમૅજીનેશન ઍન્ડ ફૅન્સિ. ) આ વ્યાખ્યાઓમાં કહેલી વિચારોને પાસે પાસે મુકવાની ચાલાકી તે વાક્યરચના ગોઠવવાની બુદ્ધિની ચતુરાઈ છે, અને, મનનું વિનોદમય વલણ તે સ્વભાવની એવી ખાસીઅત છે કે જે સ્થિતિઓની અને પ્રસંગોની વિચિત્રતા શોધી કહાડે છે.

આ બેનો ભેદ વિલિયમ હેઝ્લિટ આ પ્રમાણે દર્શાવે છેઃ 'હાસ્યજનક વસ્તુ જાતે જેવી હોય તેવી વર્ણવવી તે "હ્યુમર" છે. બીજાં કશા સાથે તેની સરખામણી કરી કે તેનો વિરોધ દર્શાવી તે વસ્તુને પ્રકટ કરવી તે "વિટ" છે. "હ્યુમર" તે જાણે કે કુદરત અને અકસ્માતથી ઉપજે છે, "વિટ" તે કલા અને તરંગમય કલ્પનાથી ઉપજે છે. પુસ્તકોમાં "હ્યુમર"નું જે દર્શન થાય છે તે માણસજાતમાં કુદરતી રીતે આવેલી કે ટેવ બંધાયાથી આવેલી મૂર્ખાઈઓનું અનુકરણ હોય છે, અથવા તો, અમુક આકસ્મિક પ્રસંગમાં, અમુક સ્થિતિમાં કે અમુક ચારિત્ર્યમાં જે હાસ્યજનક હોય તેનું એ અનુકરણ હોય છે. બે વસ્તુઓ વચ્ચેની અણધારી સરખામણીથી કે વિરોધથી એ મૂર્ખાઈનો ભાવ વધારે પ્રબળ કરી દર્શાવવો તે "વિટ" છે, અને તેથી જે ગુણની આપણે મશ્કરી કરીએ છીએ કે જે ગુણને આપણે ધિક્કારીએ છીએ તે વિશેષ તિરસ્કારપાત્ર અથવા વિશેષ સ્પષ્ટ રેખાવાળો થઈ પ્રાદુર્ભૂત થાય છે. * * * * વિનોદ કે પીડાના વિષયોમાં "વિટ" હલકા અને નજીવા ભાવની સીમા આસપાસ ફર્યા કરે છે; ગંભીર વસ્તુનું ગંભીર વર્ણન થાય ત્યાંથી "વિટ" લુપ્ત થાય છે અને તેની બીજા રૂપમાં સંક્રાન્તિ થાય છે. * * * ઈસપ કદરૂપો ગુલામ હતો પણ તેણે મનુષ્યસ્વભાવ તરફ તિરછી દૃષ્ટિ નાખી હતી. તેણે માણસ જાતની નબળાઈઓ અને ભૂલોનું નિરીક્ષણ કર્યું, અને, તે બીજી જાતને નામે ચઢાવી. દુર્ગુણ અને સદ્‌ગુણ તે તેને ઇન્દ્રિયગમ્ય પદાર્થો જેવા સ્પષ્ટ દેખાતા હતા. માણસ તે બોલબોલ કરતું, મૂર્ખાઈ ભરેલું, હઠીલું, મગરૂર અને ક્રોધી પ્રાણી છે એમ તેને જણાયું, અને, તેણે આ ગુણો જુદા પાડી તે સાથે પાંખો કે ચાંચ કે પુંછડી કે પંજા કે લાંબા કાનવાળું શરીર જોડ્યું, અને એ રીતે પશુઓના એ અંગમાં ચિત્રરૂપ અક્ષરોએ લખાયેલી ભાષા ઉકેલી. તેનું નીતિશાસ્ત્ર તે પ્રાણિવિજ્ઞાન છે. તે ગધેડા પાસે ડહાપણ ભુંકાવે છે અને દેડકા પાસે દયાળુતા આરડાવે છે. તેની રચનામાં નીતિવિષયના સત્યનો જે ખજાનો છે અને એ સત્ય સદાકાળ

ટકનારા રૂપમાં દર્શાવવાની કલ્પનાશક્તિનો જે ભંડાર છે, એ રૂપનો જે સુગ્રાહ્ય અને સુગમ પ્રકાર છે, એ રૂપ આબાલવૃદ્ધ સર્વને બધા જમાનામાં અને બધી પ્રજાઓમાં જે પ્રકારે આનંદ આપે છે, તે અદ્ભુત ચમત્કારમય છે. નીતિમય સાર દર્શાવવા સારૂ પશુપક્ષીઓની અસંભવિત વાત (Fable) જોડી કહાડવી એ મનુષ્યના બુદ્ધિપ્રભાવની અનુપમ શક્તિ છે કે તે મેળવવાની આપણને બહુ આકાંક્ષા થાય એમ હું ધારૂં છું. જે સત્યની કુંચી બીજી કોઈ રીતે હાથમાં આવતી નથી, તે એ માર્ગે જડી આવે છે. અને, એ સત્ય એક વાર એ રીતે જડ્યા પછી કદી ભુલાતું નથી. યુક્લિડની ભૂમિતિનો કર્તા થવાને બદલે ઈસપની વાર્તાઓનો કર્તા થવાનું હું વધારે પસંદ કરૂં.' (લેક્ચર્સ ઑન ધિ ઈંગ્લિશ કૉમિક રાઈટર્સ.) હાસ્યજનક વસ્તુઓનું મૂળ સ્વરૂપ આકસ્મિક પ્રયોગો દ્વારા બહાર પાડવાની 'હ્યુમર'ની શક્તિને અહીં કુદરતથી કે અભ્યાસથી ટેવથી ઉત્પન્ન થતી કહી છે તે સ્વભાવની ખાસીઅત છે, અને, એ સ્વરૂપને લઘુભાર સરખામણી કે વિરોધથી પ્રકટ કરવાની શક્તિને 'વિટ' કહી છે તે વાક્ચાતુર્ય છે.

મનુષ્યસ્વભાવમાં રહેલી નિર્બળતા અને વિલક્ષણતાને પ્રકાશિત કરી એ રીતે નીતિતત્ત્વ સ્થાપિત કરવાની 'હ્યુમર'માં રહેલી અજબની શક્તિનું દર્શન ઈસપનીતિ સરખા ગ્રન્થો દ્વારા કેવી રીતે થાય છે તે હેઝલિટે યથાર્થ રીતે વર્ણવ્યું છે. મનુષ્યસ્વભાવમાંની વિલક્ષણતાઓમાં સત્યનું દ્વાર રહેલું છે, અને, હાસ્યરસના સર્જની પરીક્ષા વિના તે દ્વાર દેખાતું નથી; પરીક્ષા સાધારણ દૃષ્ટિબિન્દુથી બનતી નથી; પણ, સામા ઉભા રહેવાને બદલે આડા ઉભા રહી વસ્તુના અન્તરમાં દૃષ્ટિ નાખ્યાથી થાય છે. એ દર્શન જેને થાય છે તેના ચિત્તમાં વિશેષ સામર્થ્ય રહેલું હોય છે. બીજાને ગુંચવાવી નાખે, મૂંઝવી નાખે, [illegible] પ્રસંગમાં એ મુશ્કેલીથી ચઢતી પદવીમાં રહી [illegible] સ્થિતિનો ચતુરાઈથી અનુભવ કરી શકે તેને હાસ્યરસનો અનુભવ થાય છે

હેઝલિટની ઉપરની વ્યાખ્યાને ડેવિડ હેને ખામી ભરેલી ગણે છે. તે કહે છેઃ સરખામણીથી " વિટ " થાય છે એમ હેઝલિટ કહે છે, પણ " હ્યુમર " અને " વિટ " બન્ને માટે સરખામણીની જરૂર છે. પરંતુ, એ બે શબ્દોના અર્થમાં કેવો વિકાસ થયો તે હેઝલિટની વ્યાખ્યા દર્શાવે છે. ગોલ્ડસ્મીથે એવી વ્યાખ્યા કરી હતી કે, "વિટ" મનુષ્યસ્વભાવને તેની સાધારણ સપાટી કરતાં ઉંચે લઈ જાય છે. "હ્યુમર' તેથી ઉલટું કાર્ય કરે છે, અને મનુષ્યસ્વભાવને નીચે લઈ જાય છે. "હ્યુમર"માં ઉન્નતિની ધારણા કરવી એ શબ્દવિરોધ છે. "હ્યુમર"નો વિષય અપકૃષ્ઠ હોવો જોઈએ.' (ધ પ્રેઝન્ટ સ્ટેટ ઑફ પોલાઈટ લર્નિંગ.) ગોલ્ડસ્મિથે કરેલી વ્યાખ્યા પ્રમાણે ' હ્યુમર 'માં માણસને પોતાના ઉત્કર્ષથી ખુશી થાય છે; પણ હેઝલિટ એ લક્ષણ 'વિટ'નું છે એમ કહે છે. વળી 'હ્યુમર'માં સમભાવ હોવો જોઈએ એ હેઝલિટે કહ્યું નથી. 'હ્યુમર' તે નિરીક્ષકના મનમાં નહિ પણ વસ્તુમાં કે ક્રિયામાં રહેલો ગુણ છે એ મતની હેઝલિટ અવગણના કરે છે. ક્રિયાઓનો અને માણસોનો પ્રકાર હલકો જ હોવો જોઇએ એવું 'હ્યુમર'માં આવશ્યક નથી. હેઝલિટે કર્યો છે તેવો ભેદ ઍડિસને cheerfulness ( ખુશમિજાજ ) અને mirth ( મશ્કરી ) વચ્ચે કર્યો છે. તે કહે છે, ' હું મશ્કરી કરતાં ખુશમિજાજને હંમેશ વધારે પસંદ કરૂં છું. મશ્કરી તે ક્રિયા છે, અને ખુશમિજાજ તે મનની ટેવ છે એમ હું ગણું છું. મશ્કરી અલ્પ અને ક્ષણિક હોય છે. ખુશમિજાજ દૃઢ અને કાયમ હોય છે.' (સ્પેક્ટેટર, અંક ૩૮૧.) આ વ્યાખ્યામાં ' ખુશમિજાજ 'ને ઠેકાણે ' હ્યુમર ' શબ્દ મુકીએ અને ' મશ્કરી 'ને ઠેકાણે ' વિટ ' શબ્દ મુકીએ તો એ બેની વ્યાખ્યા બરોબર થઈ રહે. હાસ્યજનક વસ્તુની દૃઢ અને કાયમ રહેનારી પરીક્ષા તે ' હ્યુમર ' છે અને તે ટુંકા તથા ક્ષણિક વચનમાં પ્રકટ કરવામાં આવે તે ' વિટ ' છે. જ્યોર્જ મેરેડિથ ' હ્યુમર 'ની વ્યાખ્યા કરતાં કહે છેઃ ' હાસ્યપાત્ર માણસની ચારે તરફ ફરીને તમે હસો, તેને ઢોળી પાડો,

તેને ગભડાવો, તેને તમાચો મારો, તેના પર આંસુ પાડો, તે તમારા જેવો છે અને તમે તમારા પાડોશી જેવા છો એમ કહો, તમે તેનાથી આઘા પણ ન રહો અને તેનો કેડો પણ ન મુકો, તેને બનાવો એટલી જ તેની દયા ખાઓ તો તમે હાસ્યરસથી પ્રવૃત્ત થાઓ છો... ...ઉતરતી પંક્તિનો હાસ્યરસવેત્તા કલમવિનોદ થાય એવી રીતે હસનાર હોય છે. તે લાગણીઓમાં સુસ્થતા આણે છે અને કેટલીક વખતે લાગણીઓના જોરથી પરાભવ પામી જાય છે. પરંતુ ઉંચી પંક્તિનો હાસ્યરસવેત્તા વિરોધોને પોતાની કોટીમાં લે છે, અને માત્ર મશ્કરીઓનાં કાવ્ય રચનારમાં એ અંશ હોતો નથી.' (એસે ઑાન કૉમેડી એન્ડ ધિ યુસિસ ઑાફ ધ કૉમિક સ્પિરિટ.) અહીં મેરેડિથે કહેલી પહેલી વાતમાં આ વિરોધનો અંશ ઉમેરવાની જરૂર છે. 'હ્યુમર' જ્યાં પરિપૂર્ણ સ્વરૂપે હોય છે ત્યાં ઢોળી પાડવાનું, ગબડાવવાનું, તમાચા મારવાનું અને બનાવવાનું, એ બધું અપ્રાસંગિક હોય છે. કેવળ 'વિટ'થી અને જાડી મશ્કરીઓથી 'હ્યુમર'નો જે અંશને લીધે ભેદ પડે છે તેનું પ્રાધાન્ય મેરેડિથે દર્શાવ્યું છે. ડૉન ક્વિર્શૉટની ખેવકુફીઓ, સેન્કો પાન્ઝાની ઉચ્ચતત્વહીન મૂર્ખાઇઓ, અને ફૉલસ્ટાફની મોજીલી ચંચળતા, એ સર્વને વિરોધોની કોટીમાં સમભાવથી, ગુણજ્ઞતાથી અને સ્નેહથી દાખલ કરવામાં આવે છે, અને મશ્કરીઓનાં કાવ્ય રચનાર કવિઓથી એ કાર્ય થઈ શકતું નથી. (એનસાઇકલોપીડિઆ બ્રિટાનિકા, ૧૧ મી આવૃત્તિ, 'હ્યુમર' વિશે લેખ, લેખક ડેવિડ હેને.)

આ વિવેચનમાં ડેવિડ હેને 'વિટ' અને 'હ્યુમર'ની ઉપર પ્રથમ કહેલી વ્યાખ્યાઓ જ આખરે સ્વીકારે છે અને એ વ્યાખ્યાઓમાં કહેલો તે બે વચ્ચેનો ભેદ કબુલ રાખે છે. પરંતુ, હેઝલિટની વ્યાખ્યા વિશે તેણે જે ટીકા કરી છે તેની કાંઈક પરીક્ષા કરવાની જરૂર છે. એ કાર્ય યથાર્થ રીતે થઈ શકે તે માટે પ્રથમ 'વિટ' અને 'હ્યુમર'નાં કેટલાંક ઉદાહરણ તરફ નજર કરીશું. બન્નેનાં

ઉદાહરણ જુદાં જુદાં આપીશું, પરંતુ, 'હ્યુમર'ની સમર્મ હાસ્યરસવાળી રચનામાં પણ 'વિટ'નાં ચતુરાઈ ભરેલાં મર્મવાક્યો કોઈક કોઈક હોય છે, તેથી આ બે પ્રકારના જુદાં જુદાં ઉદાહરણો આપવાની કાંઈક મુશ્કેલી છે. તોપણ, ઉદાહરણ આપી એ બેનો ભેદ સ્પષ્ટ કરવાનો પ્રયત્ન કરીશું.

૧. નર્મયુક્ત વાક્ચાતુર્ય ('વિટ') નાં ઉદાહરણઃ—

(૧) 'રાસભધર્મપત્ની.' (રસગંગાધર.)

(૨) 'મીર—(સારંગી કહાડીને ગાય છે):

"બાલમ રેન થોડી રે,
સુતી મને કયું ન જગાઈરે. બાલમ૦"

*

'દોડીઆ—વા ભા વા! વા વા બાવા! ગાય તીઆરે અમને સંભળાવજે.
મીર—તો આ શું કરૂં છું?
મોટાજી—મેં તો જાણ્યું પટલાંનું પાડું રેંકે છે.'

રાજા દેધમ—ભવાઇસંગ્રહ.

(૩) હજામના છોકરાને પુછ્યું કે તું રાજા થાય તો શું કરે? ત્યારે તે બોલ્યો,

'સોનાનો સજાયો ને શલાડીએ સોનાની કરૂં,
ચાંદીનો તો ચીપિયો કરાવીને વતાં કરૂં.'

દલપતકાવ્ય.

(૪) અજાણ્યો ગામડીઓ—(મહોટા શહેરમાં તાર લખી આપનારની ઓફીસમાં બેઠેલા માણસને પુછે છે.)
આ દુકાને શું વેચાય છે?
તાર લખી આપનાર—અનાડીઓ વેચાય છે.
ગામડીઓ—તમે એકલા જ વેચાવાના બાકી છો?

(૫) છોકરો—( વાંકી વળીને ચાલતી ડોશીને ) ડોશીમા ! શું પડી ગયું તે ખોળો છે ?

ડોશી—તારૂં કાળજું.

૨. સમર્થ હાસ્યરસ ( 'હ્યુમર' )ના ઉદાહરણ:—

'હ્યુમર' છુટક વચનો વડે કે ફકરાઓ વડે પ્રગટ થતો નથી. આખી વાર્તાઓમાં કે આખાં વર્ણનોમાં તેનો સમાવેશ થાય છે. અને, એકંદર તાત્પર્ય રૂપે તે પ્રકટ થાય છે. અહીં ફક્ત એવા લેખનાં નામ અને વિષય કહી બતાવીશું.

(૧) પંચતંત્રમાંની વાંદરા અને સુઘરીની વાત. વરસાદમાં વાંદરાને ધ્રુજતો જોઈ સુઘરીએ શિખામણ દીધી કે તારે હાથપગ છે અને તું ઘર કેમ બાંધતો નથી ? વાંદરાએ કહ્યું કે મને ઘર બાંધતાં તો નથી આવડતું, પણ, ઘર ભાંગતાં આવડે છે. એમ કહી વાંદરાએ સુઘરીનો માળો ફીંદીને તોડી નાંખ્યો.

(૨) ઈસપનીતિમાંની વહેળે પાણી પીતા વરૂ અને ઘેટાના બચ્ચાની વાત. વરૂએ કહ્યું કે, 'મારા તરફ આવતું પાણી તું કેમ બગાડે છે ?' એ વાત ખોટી પડી ત્યારે વરૂએ કહ્યું કે, '૭ મહિના પર તેં મને ગાળ કેમ દીધેલી ?' એ વાત ખોટી પડી ત્યારે વરૂએ કહ્યું કે, 'તેં નહિં તો તારા બાપે ગાળ દીધેલી.' એમ કહી વરૂએ ઘેટાના બચ્ચાને ફાડી ખાધું.

(૩) ડૉન ક્વિક્ઝૉટની કથા. 'શિવલરી'ના આવેશથી ઉશ્કેરાઈ, જ્યાં કોઈ જુલમથી પીડાતું નજરે પડે ત્યાં તેને મદદ કરવાના ઉદ્દેશથી ડૉન ક્વિક્ઝૉટ ભમતો 'નાઈટ' થઈ નિકળી પડે છે. રસ્તામાં પવનચક્કી જોઈ એ રાક્ષસ છે એમ ધારી તેની સામે લડવા જાય છે. ઘેટાંનાં ટોળાં આવતાં જોઈ લશ્કર સામું આવે છે એમ ધારી યુદ્ધ માટે સજ્જ થાય છે. વીસી ( 'ઇન' ) માં જઈ તે કિલ્લો છે એમ ધારી ત્યાં રાતે હથિયારબંધ પહેરો ભરે છે. ઇત્યાદિ.

(૪) મામેરૂં. ( પ્રેમાનંદકૃત. ) નિર્ધનતાને લીધે નરસિંહ મહેતા ‘ જૂની વેલ્ય ને ધુંસરી વાંકી ’ એવા રથમાં ‘ તિલક અને તુળસીમાળ ’-ની સામગ્રી લઈ પોતાની પુત્રી કુંવરબાઈનું મોસાળું કરવા ગયા તે વર્ણન. કુંવરબાઇની વડસાસુએ ‘ લખેશ્વરીથી પૂરી ન પડે ’ એવી પહેરામણીની કરેલી માગણી. નાગરસ્ત્રીઓનાં છબીલી વહુ, કોડ વહુ, છેલ વહુ, પાન વહુ, લાછા વહુ, લાલ વહુ, એવાં ગણાવેલાં નામ.

(૫) મિથ્યાભિમાન નાટક. ( દલપતરામકૃત. ) જીવરામ ભટ્ટ રતાંધળા હોવા છતાં પોતે રાતે દેખે છે એમ મનાવવા પ્રયત્ન કરે છે. રાતે જે કોઈ એમનો હાથ ઝાલી દોરવા જાય તેના પર ગુસ્સે થાય છે. તેમને કોઇએ રતાંધળા કહેવા નહિં, એટલું જ નહિં પણ, રતાંધળા ધારવા નહિં એમ તે ઇચ્છે છે. સાસરે જઈ રાતે જમવા બેસતાં અવળે મહોંએ પાટલે બેસે છે. સાસુ પીરસતી હતી ત્યારે પાડી થાળીમાંથી ખાઈ જાય છે એમ ધારી લાત મારે છે. પોતાને ખાટલે જતાં સાસુને ખાટલે જઈ અથડાય છે એટલે ચોર આવ્યો એમ ધારી ઘરનાં માણસો એકઠાં થઈ જાય છે અને માર મારે છે. ઇત્યાદિ.

આ બે પ્રકારના ઉદાહરણોની સરખામણી કરતાં પ્રથમ એ લક્ષમાં લેવાનું છે કે ‘ વિટ ’ના અવિર્ભાવ માટે વિસ્તારી પ્રસંગની કે લાંબી વાર્તાની આવશ્યકતા હોતી નથી. ગ્રન્થમાંનો આસપાસનો સંબંધ જાણ્યા વિના ‘ વિટ ’નાં વચનોનો વિનોદ સમજી શકાય છે. ઘણી વાર એવાં વચનોને આસપાસનો સંબંધ હોતો જ નથી. ‘ વિટ ’નાં વચનો કોઇ ગ્રન્થના સંદર્ભની અંદર ગુંથાયા વિનાનાં છુટાં હોઈ શકે છે. ‘ હ્યુમર ’ આખી વાર્તામાં કે આખા વર્ણનમાં ઉદ્દેશરૂપે ગર્ભિત રહેલો હોય છે. એ ઉદ્દેશ સફલ કરવા સારૂ લેખમાં વિસ્તારની જરૂર પડે છે. અને, સમસ્ત લેખનો સંદર્ભ સમજાય તથા તેનાં જુદાં જુદાં અંગનો પરસ્પર સંબંધ ધ્યાનમાં ઉતરે ત્યારે ‘ હ્યુમર ’નો આવિર્ભાવ થાય છે.

ઉપર આપેલાં ' વિટ 'નાં પાંચે ઉદાહરણો તરફ નજર કરતાં માલમ પડશે કે હરેકમાંનો પ્રસંગ બહુ જ ટુંકો છે; અને, એકે બીજાને કેવો કહ્યો કે એકે બીજાને શું કહ્યું એ વચન કે ઉક્તિ જાણવાથી જ વિનોદ થાય છે. ( ૧ ) આ ઉદાહરણમાં ગધેડીને ' રાસભધર્મપત્ની ' કહી છે એ વચનની ગોઠવણમાં જ વિરોધ રહેલો છે. ગધેડાને ધર્મ હોતા નથી અને ગધેડાને પત્ની હોતી નથી. એ રીતે 'ગધેડો ' અને

સ્વભાવ કે કુદરત ઉપરાંત જે અકસ્માતની જરૂર હોવા વિશે કહે છે તે મૂર્ખતામય નિર્બળતાવાળો સ્વભાવ બંધાયા પછી તે સ્વભાવ પ્રકટ થવાનો પ્રસંગ આવી બને તેવો અકસ્માત છે. ઘર તોડી પાડવાનો વાંદરા સરખો સ્વભાવ બંધાયા પછી તે પ્રાદુર્ભૂત થવાનો સુઘરીનો પ્રસંગ તે અકસ્માત છે. ' વિટ 'માં તેવો સ્વભાવ બંધાયેલો પ્રકટ થતો નથી, પણ હસવા સરખું વચન બોલવાની કે કૃત્ય કરવાની મૂર્ખાઈ કોઈથી એકાએક થઈ જાય છે, અને તેથી, ' વિટ ' થી થતું હાસ્ય જનસ્વભાવનું ઉંડું ભાન કરાવતું નથી, પણ, મૂર્ખાઈની એકાદ લહેરનું ઉપરછલ્લું ભાન કરાવે છે. ઉંડાણની વૃત્તિ ન હોવાથી ' વિટ ' ના હાસ્યનો ખડખડાટ ઘણો હોય છે, અને, તેમાં ઠાવકાપણું હોતું નથી. ઉપરઉપરથી તરત જ દેખાય તે જ તેનો વિષય હોવાથી તેનું મૂળ ચહોંટતું નથી અને તે ચિરસ્થાયી થતું નથી.

' વિટ 'ના (૨) જા ઉદાહરણમાં, ગવૈયાનું ગાયન ચાલતું હોય તે વેળા ' ગાય ત્યારે અમને સંભળાવજે ' એવું વાક્ય કોઈ પાસે કહેવડાવડાનું વાક્ચાતુર્ય સંગીતની રસજ્ઞતા અને સંગીતના અજ્ઞાન વચ્ચેનો વિરોધ પ્રકટ કરે છે અને અજ્ઞાન મનુષ્યના આકર્ષણથી વિનોદ ઉત્પન્ન કરે છે. એ અજ્ઞાન પ્રકટ થવાનો પ્રસંગ શી રીતે ઉત્પન્ન થયો એ વિગતવાર હકીકત જાણવાની જરૂર પડતી નથી, અને, તે જાણ્યા વિના વિનોદ થઈ શકે છે. એ વાક્ય બોલનારનું સંગીતનું અજ્ઞાન તત્કાલનું નહિં પણ જુનું હતું, પરંતુ, એ અજ્ઞાન તે અમુક જાતની ટેવ કે સ્વભાવ નથી. ગાયન ચાલતી વેળા શું ચાલે છે તે સમજ્યા વિના ગાયન થાય ત્યારે તે સાંભળવાની ઇંતેજારી દર્શાવનારૂં વાક્ય બોલવાની મૂર્ખાઈ તો તે જ ઘડીએ એકાએક થઈ ગઈ છે, અને તેથી જ તે ઘડીએ તે બોલનારનો અપકર્ષ થયો છે. આ ફકરાનો બીજો અર્થ એવો લઈએ કે ગાનારનું ગાયન નમાલું હતું અને તે માટે ઉપરનું વાક્ય કહેવામાં આવ્યું અને ' પાકું રેંક છે ' એવો ભ્રમ થયેલો દર્શાવવામાં આવ્યો, તો ઉપર કહેલો વિરોધ સાંભળનારને બદલે ગાનારની વર્તણૂંક

સંબંધે ઉપસ્થિત થાય છે, પણ, વિરોધથી થતા વિનોદની હકીકત એની એ રહે છે.

(૩) જા ઉદાહરણમાં, હજામ રાજા થાય તોપણ હજામનો ધંધો ચાલુ રાખે એ વિરોધ 'સોનાનો અસ્ત્રો,' 'સોનાની પથરી' અને 'રૂપાનો ચીપીઓ' એવાં વચનો ચાતુર્યથી મુકયાથી પ્રકટ થાય છે, અને, રાજાની ઉન્નત પદવી શી રીતે ધારણ કરાય એ કલ્પનાની હજામના છોકરાની અશક્તિથી તેનો અપકર્ષ થાય છે તથા તેથી વિનોદ થાય છે. આ અશક્તિ તે ઝાઝા બુદ્ધિવ્યાપાર વગરનો ધંધો કરનાર વર્ગની સામાન્ય ખામી છે, અને એ વિલક્ષણ સ્થિતિનું વર્ણન થયું છે, એટલે અંશે અહીં 'હ્યુમર' પણ છે. પરંતુ, મુખ્ય ઉદ્દેશ રાજ્ય મળેથી હજામનાં ઓજાર સોનારૂપાનાં કરવાનો મૂર્ખાઈ ભરેલો તરંગ દર્શાવવાનો છે, અને, એ તરંગમાં રહેલો અપકર્ષ હજામના છોકરાને તે જ ઘડીએ પ્રાપ્ત થયેલો છે; તે લાંબા વખતનો જુનો નથી. ડૉન કિવર્ઝોટની કથામાં પણ કલ્પનાની અશક્તિનું ચિત્ર છે. પરંતુ, એ અશક્તિ જુદા જ પ્રકારની છે. ખોટી બાબતની મગરૂરીના આવેશથી તણાઈ જઈ મનુષ્યો કલ્પનાવિહીન બની જે હસવા સરખી મૂર્ખાઈઓ કરે છે તે ડૉન કિવર્ઝોટનું ચરિત્ર દર્શાવે છે. કલ્પનાની અશક્તિથી તે અસ્થાને 'શિવલરી' ( વીરતા ) દર્શાવવા જાય છે, અને, તેમાં ગંભીરતા માની લે છે, તેથી, તેના તરંગો હાસ્યજનક થાય છે. તેના તરંગો 'સોનાનો અસ્ત્રો' જેવા વાક્ચાતુર્યથી પ્રકટ થતા નથી; તેમ જ હજામ શેમાં સાહેબી માને એવી કોઈ વિશેષ બિના તેના તરંગોમાં દર્શાવેલી નથી. તેમ જ, હજામનો કાંઈ એવો સ્વભાવ હોતો નથી અથવા હજામોને કાંઈ એવી ટેવ બંધાઈ નથી હોતી કે પોતે મ્હોટા માણસ થાય તો શું કરે એ વિશે ખ્યાલ કર્યા કરે. હજામના છોકરાની આ વાત માત્ર એકાએક બનેલી છુટક બીનાની છે. પરંતુ, 'શિવલરી'નો પવન વાયાથી અને એ સંસ્થાનો વિચાર કર્યા કર્યાથી 'ડૉન કિવર્ઝોટ' સરખા મનુષ્યોને વીરત્વના પ્રસંગ વિના જ્યાં ત્યાં

વીરતા દર્શાવવાની મૂર્ખાઈભરેલી વૃત્તિ થાય છે, અને, તેમના સ્વભાવમાં બંધાયેલી ખામીનું એ પરિણામ વિનોદ પમાડે છે.

'વિટ'ના (૪)થા ઉદાહરણમાં વિરોધના બે પ્રસંગ છે. પ્રથમ તો તાર લખી આપવાની ઑફિસનું ખરૂં સ્વરૂપ અને ગામડીઆનું તે વિશેનું અજ્ઞાન, એ બે વચ્ચેનો વિરોધ દર્શાવ્યો છે. ગામડીઓ એ ઑફિસ કોઇ વસ્તુઓ વેચવાની દુકાન છે એમ ધારે છે અને તે ખાલી જોઈ પુછે છે કે 'આ દુકાને શું વેચાય છે?' આ વાક્ય ગામડીઆના મુખમાં મુકવાની ચતુરાઈ જ એ વિરોધ તત્કાળ પ્રકટ કરે છે, અને ગામડીઆના અપકર્ષથી વિનોદ ઉત્પન્ન કરે છે. ઉપર (૨) જા ઉદાહરણ સંબંધે સંગીતના અજ્ઞાન વિશે કહ્યું તેમ અહીં પણ એ લક્ષમાં રાખવાનું છે કે મહોટા શહેર વિશેનું અજ્ઞાન એ ગામડીઆઓની સામાન્ય સ્થિતિ છતાં એ સ્વભાવ કે ટેવ નથી તેથી અહીં 'હ્યુમર' નથી. 'શું વેચાય છે' એમ પુછવાનું અવિચારીપણું તે જ ઘડીએ ઉત્પન્ન થયું છે અને એમાં માત્ર છુટક બનાવની-મૂર્ખાઈભરેલા સવાલની-વિલક્ષણતા છે. જનસ્વભાવનું એમાં દર્શન નથી. એ રીતે અહીં 'વિટ' છે. તે પછી, આ ઉદાહરણમાં બીજો વિરોધ તાર લખી આપનારે ગામડીઆની મશ્કરી કરવાના કરેલા પ્રયત્ન તથા તેણે એ પ્રયત્ન માટે આપેલા ઉત્તરનો લાભ લઈ ગામડીઆએ તેની કરેલી મશ્કરી વચ્ચેનો છે. એ બે મશ્કરીઓનો વિરોધ વચનોની ચતુરાઈથી થયો છે. 'શું વેચાય છે' એમ ગામડીઆનો પ્રશ્ન હતો. ત્યાં 'કંઈ વેચાતું નથી પણ તાર લખી આપવામાં આવે છે' એમ ઉત્તર દેવાને બદલે, 'વેચાય છે' એ પદનો લાભ લઈ 'અનાડીઓ વેચાય છે' એવો ઉત્તર આપતાં તાર લખી આપનાર મહોટા શહેરમાં અનાડી માણસો પણ જડ વસ્તુ તરીકે વેચાય છે એમ કહી ગામડીઆના અનાડીપણાનો ઉદ્દેશ કરે છે. પોતાની મશ્કરી થાય છે એમ સમજતા ગામડીઓ અનાડીઓની કલ્પના ઝીલી લે છે અને તાર લખી આપનાર વેચાવાની જગાએ બેઠો છે માટે તે અનાડી છે અને અનાડી-

ઓમાં પણ એવો નિર્માલ્ય છે કે બીજાઓ વેચાઈ ગયા છતાં તે હજી વેચાયો નથી એમ સામી મશ્કરી કરે છે. 'વેચાવા' વિશેનું વચન ચતુરાઇથી વાપર્યાથી તાર લખી આપનારનો થયેલો અપકર્ષ વિનોદમય બને છે. અહીં પણ સ્વભાવની કે ટેવની કોઈ સામાન્ય સ્થિતિનો ઉદ્દેશ નથી તેથી 'હ્યુમર' નથી. છુટક બનાવની–બનાવવાનો પ્રયત્ન કરનારને સામો બનાવવાની–વિલક્ષણતા અહીં 'વિટ' ઉપસ્થિત કરે છે.

(૫) આ ઉદાહરણમાં પણ બે મશ્કરીઓ વચ્ચેનો વિરોધ છે. ઘડપણથી વાંકી વળેલી ડોશીને મજાક ખાતર છોકરો પુછે છે કે શું પડી ગયું તે ખોળવા વાંકાં વળ્યાં છો? પડી ગયેલી ચીજ ખોળવા માટે વાંકા વળવાની કલ્પના ડોશી ઝીલી લે છે અને છોકરાને કહે છે કે તારૂં કાળજું પડી ગયું છે તે ખોળું છું. ડોશીને બનાવવાનો પ્રયત્ન કરનાર છોકરાને ડોશી સામો બનાવે છે, અને, એ વિરોધ 'પડી ગયેલું ખોળવા' વિશેનું વચન ચતુરાઈથી વાપર્યાથી ઉત્પન્ન થાય છે, તથા, મશ્કરી કરવામાં નિષ્ફળ થનાર છોકરાના અપકર્ષથી વિનોદનો પ્રસંગ આણે છે. એ અપકર્ષ જુના વખતનો નથી; તેમજ, તે સ્વભાવની કે ટેવની કોઈ ખામીથી થયો જ નથી. બનાવવા જતાં સામા બનવાથી તે જ ઘડીએ એ અપકર્ષ થયેલો છે. તેથી, અહીં 'વિટ' છે, 'હ્યુમર' નથી. પ્રેમાનંદે મામેરામાં કુંવરબાઈની વડસાસુનું જે વર્તન વર્ણવ્યું છે તેમાં આવી એકાએક ઉપડી આવેલી મશ્કરી નથી. એ ડોશીએ તાત્કાલિક વાક્ચાતુર્ય વાપર્યું નથી, પણ ભક્તિને અભાવે ઘડાયેલા કઠણ સ્વભાવને લીધે તેણે વહુને તથા વહેવાઈને હેરાન કરવા સારૂ ઘણી ભારે પહેરામણીની માગણી કરી છે અને એ રીતે 'ડોશીએ ડાટ વાળ્યો' છે. જબરી ડોશીઓ કેવી હોય છે અને વહુવારૂના પિયેરીઆ તરફ કેવી રીતે વર્તે છે એ સામાન્ય સ્થિતિનું ત્યાં વિનોદમય વર્ણન છે, તેથી, એ 'હ્યુમર'નો પ્રસંગ છે. ડોશીએ કેવી વાકચરચનાથી નરસિંહ મહેતાની મશ્કરી કરી એ ત્યાં જોવાનું નથી, પણ, કેવી

વસ્તુઓની માગણી કરી નરસિંહ મહેતાની નિર્ધનતાને હાસ્યપાત્ર બનાવવાનો પ્રયત્ન કર્યો એ ત્યાં જોવાનું છે.

'હ્યુમર'નાં ઉપર આપેલાં પાંચ ઉદાહરણો વાંચતાં અનુભવ થશે કે એમાંના દરેક પ્રસંગની વાર્તા કે વર્ણન પુરેપુરાં વાંચવામાં આવે તો જ તેમાં રહેલા વિનોદનો બરાબર ખ્યાલ આવે. કયાં વચનદ્વારા અમુક હકીકત કહેવાથી વિલક્ષણતા થાય છે એ ત્યાં મહત્ત્વનું નથી, પણ, અમુક હકીકત કયા પ્રકારની હોવાથી વિલક્ષણતા થાય છે એ ત્યાં મહત્ત્વનું છે. (૧)લા ઉદાહરણમાં, સુઘરીની શિખામણ સાંભળી સુઘરીનો માળો તોડી નાખનાર વાંદરાનો પ્રસંગ એવી રીતે વર્ણવવામાં આવ્યો છે કે એવે વખતે શિખામણ સાંભળી ઉપકારબુદ્ધિથી વર્તનાર મનુષ્ય સાથે વાંદરા પેઠે અપકારબુદ્ધિથી વર્તનાર મનુષ્યની સરખામણી સુચિત થાય છે. (અને, એ સરખામણીમાં અંગભૂત રહેલી સારાં કામ કરવાની અશક્તિ માટે દીલગીર થનાર મનુષ્ય સાથે ખોટાં કામ કરવાની શક્તિ માટે મગરૂર થનાર મનુષ્યની સરખામણી સૂચિત થાય છે.) આ સરખામણીને પરિણામે એ બે પ્રકારના મનુષ્યો વચ્ચે જે વિરોધ પ્રકટ થાય છે તે એમ પ્રદર્શિત કરે છે કે અપકારબુદ્ધિના (અને અપકૃત્ય કરનારા) મનુષ્યોમાં કોઈ વિચિત્ર ખામી વસેલી હોય છે. જ્યાં ઉપકારબુદ્ધિ માલમ પડવી જોઈએ ત્યાં આ ખામીને લીધે પ્રાદુર્ભૂત થતી અપકારબુદ્ધિ વિલક્ષણતાથી વિનોદ ઉત્પન્ન કરે છે, મનુષ્યાકૃતિમાં કોઈ વાર વાંકાપણું દેખાય ત્યાં જેમ હાસ્યમયતા જણાય છે તેમ, મનુષ્યસ્વભાવના કોઈ ભાગમાં રહેલું આ અપકારબુદ્ધિરૂપ વાંકાપણું હાસ્યમય જણાય છે; મનુષ્યસ્વભાવના એક વિચિત્ર અંશની આ ઉંડી પરીક્ષા ઝીણું હાસ્ય ઉપજાવે છે. એ ઝીણું હાસ્ય મનના ઉંડાણમાં અનુભવવાનો આનંદ એવો હોય છે કે ખડખડાટ હસીને એ આનંદ બગાડવાની વૃત્તિ જ થતી નથી. વાર્તામાં કહેલો વાંદરાના સરખી અપકારબુદ્ધિથી થતો અપકર્ષ વાર્તાના પ્રસંગની ઘડીએ જ સધાયો નથી, પણ, બંધાયેલા સ્વભાવમાં એ અપકર્ષ ચાલ્યો આવતો હતો તે

આ વાર્તાના પ્રસંગથી ઉઘાડો પડ્યો છે. આ પ્રસંગમાં 'રાસભધર્મ-પત્ની' જેવી કે 'અનાડીઓ વેચાવા' જેવી પદરચનાની કે વાક્ય-રચનાની ચતુરાઈ નથી. અહીં 'વિટ' સરખાં મશ્કરીનાં વચન નથી. 'વિટ' પેઠે 'સોનાનો સજાયો' વાપરવાની કલ્પના જેવી છુટક બિના કહેવાનો ઉદ્દેશ નથી, પણ અમુકપ્રકારના મનુષ્યોની સામાન્ય સ્થિતિમાં રહેલું કઢંગાપણું દર્શાવવાનો ઉદ્દેશ છે, અને એ રીતે 'હ્યુમર'નો પ્રસંગ છે.

(૨) જા ઉદાહરણમાંની વરૂ અને ઘેટાની વાત એવી રીતે કહેવામાં આવી છે કે તે વાંચતાં અનર્થ કરવાના હેતુથી લઢાઈ કરવાનું બહાનું શોધનારના જુઠાણા સાથે બીજાઓ જોડેના વ્યવહારમાંની ખરી હકીકત કબુલ કરનારના સાચાપણાની સરખામણી સૂચિત થાય છે; સારી વૃત્તિવાળા જનો વરૂ પેઠે આવી ખોટી લડાઈ ન શોધે એ સાધારણ હકીકત સૂચિત થાય છે. એ સરખામણી મન આગળ આવવાથી આ વિષયની સુવૃત્તિ અને દુર્વૃત્તિનો વિરોધ સ્પષ્ટ જણાય છે, અને તેથી, ભાન થાય છે કે આ દુર્વૃત્તિમાં કોઈ પ્રકારની તરેહ-વાર ખોડ બંધાયેલી છે અને તે ખોડને લીધે મનુષ્યો સવળાને ઠેકાણે અવળો ભાવ ધારણ કરે છે, દુર્વૃત્તિ ત્રાસદાયક રૂપે ચિતરવાને બદલે આવા પૃથક્કરણથી વરવી ખોડના રૂપમાં ચિતરાવાથી વિનોદ ઉત્પન્ન થાય છે. આ ખોડનો અપકર્ષ એવી દુર્વૃત્તિવાળા મનુષ્યોમાં ઘણા વખતથી ચાલતો આવેલો હોય છે. સંભાષણની ચાલાકીથી તેમને આવે પ્રસંગે ઉતારી પાડવામાં આવતા નથી. વરૂનો આવો દુષ્ટ સ્વભાવ બંધાયેલો હતો તે આ વખતે બહાર પડ્યો એવું આવી વાર્તા વાંચતાં આપણને લાગે છે. સામાએ કોઈ અમુક વચન વાપર્યાથી કે તેનાથી કોઈ અમુક મૂર્ખાઇ ભરેલાં વચન બોલાઇ જવાથી તેની મશ્કરી થઈ નથી, પણ, તેના સ્વભાવનું સ્વરૂપ હાસ્યપાત્ર રૂપે બહાર પડ્યાથી હાસ્ય-મયતા પ્રગટ થઈ છે, એમ આપણને લાગે છે. ગાનારના સંગીતને સાંભળનારને 'પાડાના રેંકવા' સરખું કહ્યું એવી ઘેટાએ વરૂની મશ્કરી કરી નથી, તેમ જ સંગીત ચાલતું હતું ત્યારે આ સંગીત થાય છે એમ

ન સમજાયાથી સાંભળનારે 'ગાય ત્યારે અમને સંભળાવજો' એમ કહી પોતાનું અજ્ઞાન દર્શાવનારૂં વાક્ય કહી હાંસી ઉત્પન્ન કરેલી એવી ભૂલ વરૂથી થઈ નથી. એવી કોઇ વિશેષ બિના ઉપર અહીં હાસ્યનો આધાર નથી, પણ, દુષ્ટતાની સામાન્ય સ્થિતિના દર્શન ઉપર અહીં હાસ્યનો આધાર છે. અહીં એકાએક થઇ ગયેલા અપકર્ષનું ચિત્ર નથી. પણ સ્વભાવમાં કાયમ થયેલા અપકર્ષનું ચિત્ર છે. તેથી, આ પ્રસંગમાં 'હ્યુમર' છે, 'વિટ' નથી.

(૩) જા ઉદાહરણથી ડૉન કિવૅશૉટની કથા વિશે ઉપર કેટલુંક વિવેચન કર્યું છે. એ કથાનું સમસ્ત આખ્યાન એવું છે કે તે વાંચનારના ચિત્ત આગળ 'શિવલરી' ની ભાવના સાધારણ સુવ્યવસ્થિત વૃત્તિથી ધારણ કરનાર તથા 'શિવલરી' ની ભાવનાને નામે વગર સમજે ગાંડાં કહાડનાર વચ્ચેની સરખામણી ઉભી કરે છે. આને પરિણામે ખરી અને ખોટી 'શિવલરી' વચ્ચેનો વિરોધ પ્રકટ પ્રકટ થાય છે, અને એ વિરોધ સમજાતાં 'શિવલરી' માં રહેલું વીરતાનું તત્ત્વ સમજ્યા વિના 'શિવલરી'નો વ્યવહાર કરવા નીકળી પડનારની ટેવમાં બુદ્ધિની એવી વિલક્ષણ ખામી જણાય છે કે તેથી વિનોદ થાય છે. ડૉન કિવૅશૉટ સરખા વીરબ્રુવ (પોતાને ખોટી રીતે વીર કહેવડાવનાર)નો અપકર્ષ તેમના ચિત્તમાં લાંબા વખતથી ઠસેલી મૂર્ખાઈથી–તેમની ખસેલી ડાગળીથી થાય છે, તેમણે કહેલાં છુટાંછવાયાં વાક્યોથી એકાએક થતો નથી. અલબત્ત, ડૉન કિવૅશૉટની કથામાં તેણે કહેલાં વાક્યોનો પણ સમાવેશ થાય છે, અને, એ વાક્યોમાં પ્રસંગોપાત્ત 'વિટ' આવી જાય છે, પરંતુ, ઉદ્દિષ્ટ 'હ્યુમર' આખી વાર્તાના સારમાં રહેલો છે. 'હું રાજા થાઉં તો સોનાનો અસ્ત્રો ને રૂપાનો ચીપીઓ કરાવીને લોકોની હજામત કરૂં' એમ કહેનાર હજામની વાતમાં ફક્ત વાક્યની રમુજ છે અને તે એ વાક્યથી પુરી થાય છે. પરંતુ, ડૉન કિવૅશૉટની કથામાં તેના આખા ચરિત્રથી રમુજ થાય છે. તેણે શું કહ્યું તે જાણવાથી નહિં પણ તે કેવી રીતે વર્ત્યો તે જાણવાથી રમુજ થાય છે. તેનાં વચનો પણ તેની

ટેવ દર્શાવનારાં સાધન તરીકે કથામાં ગુંથાયેલાં છે. તેમ જ, ડૉન ક્વિક્ઝૉટના ચરિત્રમાંની કોઈ એકાદ વિશેષ બિના કેવી વિચિત્ર હતી એ બતાવવાનો કથાનો ઉદ્દેશ નથી, પણ, કૃત્રિમ 'શિવલરી'થી વીરતાને હાસ્યમય બનાવનારા જનોની વિચિત્રતા સામાન્ય રીતે કેવી હોય છે એ બતાવવાનો ઉદ્દેશ છે. ડૉ. ક્વિક્ઝૉટની અમુક પ્રસંગે કેવી મજાક થઇ એવો ઉપરની સપાટીનો હાસ્યરસ કથા દર્શાવતી નથી. પણ વીરતાને કદર્થિત કરી નાખી તે કેવું હાસ્યપાત્ર ચિત્ર ઉત્પન્ન કરે છે એ ઉંડા અનુભવનો હાસ્યરસ એ કથા દર્શાવે છે. એ રીતે, એ કથાનો 'હ્યુમર' તે 'વિટ' થી જુદો પડે છે.

(૪) આ ઉદાહરણમાં કહેલા મામેરાના પ્રસંગ એવી રીતે વર્ણવવામાં આવ્યા છે કે તેથી ભક્તિનો પરમ આનન્દ અનુભવી નિર્ધનતામાં સંતોષ માનનાર ભક્તની વૃત્તિ અને ભક્તિનો આનન્દ ન જાણનાર તથા નિર્ધન પણ સંતુષ્ટ ભકતોનો ઉપહાસ કરનાર અભકતની વૃત્તિ વચ્ચેની સરખામણી સૂચિત થાય છે. નિર્ધનતામાં માનેલો સંતોષ એ ઇષ્ટ અને સુવ્યવસ્થિત સ્થિતિ છે, અને નિર્ધનતાનો કે સંતોષનો ઉપહાસ એ અનિષ્ટ અને વિષમ સ્થિતિ છે. એ બેની સરખામણીથી એ બે વચ્ચેનો વિરોધ પ્રદર્શિત થાય છે, અને તેથી, નિર્ધનતામાં સંતોષ માનનાર ભકતનો ઉપહાસ કરનાર અભકતના હૃદયમાં કેવી વિકૃતિવાળી ખામી વસેલી છે, એ ખામી અભકતોને કેવા નીચા પાડે છે, એ અનુભવતાં વિનોદ થાય છે. અભક્તને કોઇ અમુક વચન કહી ઉતારી પાડતું નથી. પણ પોતાનામાં ઠસેલી ભક્તિહીનતાથી તેનો અપકર્ષ ઘડાયો હોય છે અને તે આવે પ્રસંગે પ્રકટ થઈ હાસ્યપાત્ર થાય છે. નરસિંહ મહેતા જેવા ભક્ત સંબંધે એક વખતે એક છુટક વિશેષ બિના બની ગઇ એમ કહી તેમાંની વિચિત્રતા દર્શાવવાનો મામેરાનો ઉદ્દેશ નથી, પણ, એવા ભકતનો ઉપહાસ કરવા જતા અભક્ત જનો કેવા હાસ્યપાત્ર થાય છે એ સામાન્ય સ્થિતિ દર્શાવવાનો મામેરાનો ઉદ્દેશ છે. એ વર્ણનથી ફલિત થતો હાસ્યરસ માત્ર 'વિટ' ની મશ્કરીઓ પેઠે

ઉપર ઉપરથી હસાવતો નથી, પણ, અભક્તિના કઢંગા સ્વરૂપની હાસ્યપાત્રતા અન્તરમાં ઉતારી 'હ્યુમર' નું ઝીણું અને ભેઠું હાસ્ય ઉપજાવે છે. પ્રેમાનન્દે નાગર સ્ત્રીઓનાં છબીલી વહુ, કોડ વહુ, છેલ વહુ, વગેરે નામ ગણાવ્યાં છે એ એક પછી એક એકસરખાં આવતાં નામોની ત્વરિત પરંપરામાં વાક્ચાતુર્ય હોઈ ' વિટ ' છે, પણ, એ રીતે કોડને મહત્ત્વવાળો કરવાનો નાગર સ્ત્રીઓનો સ્વભાવ દર્શાવી પ્રેમાનન્દ ' હ્યુમર ' ઉત્પન્ન કરે છે.

:

(૫) મા ઉદાહરણનું મિથ્યાભિમાન નાટક રતાંધળા જીવરામભટ્ટનું ચરિત્ર એવી રીતે વર્ણવે છે કે તેથી પોતાની ખામી જેવી હોય તેવી છુપાવવાનો પ્રયત્ન ન કરનારની સરલતા અને પોતાની ખામી સંતાડી પોતે ખામી વગરનો છે એવું મિથ્યાભિમાન કરનારના ઢોંગીપણા વચ્ચેની સરખામણી વાંચનારને સૂચિત થાય છે. સરલતા એ સાધારણ યોગ્ય સ્થિતિ છે. અને, આ સરખામણીથી સરલતા અને ઢોંગીપણા વચ્ચે જણાઈ આવતો વિરોધ મિથ્યાભિમાની ઢોંગીપણામાં એવી વિલક્ષણ ન્યૂનતા રહેલી દર્શાવે છે કે તેથી વિનોદ થાય છે. જીવરામભટ્ટનો અપકર્ષ તેમને ઘણા વખતથી પડેલી મિથ્યાભિમાનની ટેવથી થાય છે. તેમને બનાવવા માટે બીજાઓએ વાપરેલા વાક્ચાતુર્યમાં ' વિટ ' નો સમાવેશ છે, પણ જીવરામભટ્ટની હાસ્યાસ્પદતા તો તેમના મિથ્યાભિમાની ઢોંગીપણાના એકંદર વર્ણનથી થાય છે. કોઈ અમુક પ્રસંગે જીવરામભટ્ટથી મૂર્ખાઈભરેલું બોલી જવાયું એમ બતાવવાનો નાટકનો હેતુ નથી, પણ જીવરામભટ્ટનો સ્વભાવ એવો બંધાયો હતો કે તેઓ મૂર્ખતાનું જ આચરણ કરતા હતા એ બતાવવાનો અને એ રીતે મિથ્યાભિમાનમાં રહેલા ઢોંગીપણાની સામાન્ય હાસ્યજનકતા દર્શાવવાનો હેતુ છે. જીવરામભટ્ટ સંબંધે વાપરેલાં 'રતાંધળા' અને 'મિથ્યાભિમાની' એ વચનોમાં ' રાસભધર્મપત્ની ' પદ જેવો વિરોધ રહેલો નથી. તેમને એ વિશેષણોથી વર્ણવાથી કાંઈ વિનોદ થતો નથી, પણ, એ બે ગુણો એકઠા થવાથી

તે કઢંગી સ્થિતિમાં આવી પોતાના સ્વભાવની વિલક્ષણતા દર્શાવે છે તેથી વિનોદ થઈ 'હ્યુમર' ઉપજે છે.

'વિટ' અને 'હ્યુમર'નાં ઉદાહરણોની આ સરખામણી તથા વિવેચનથી માલમ પડશે કે 'વિટ' કરતાં ઉંચા પ્રકારનો હાસ્યરસ 'હ્યુમર' માં હોય છે. 'વિટ' ની અસર ક્ષણિક હોય છે અને 'હ્યુમર' ની અસર ચિરસ્થાયી હોય છે. વચનો વિચિત્ર રીતે ગોઠવ્યાં હોય તો વાક્ચાતુર્ય કેવું વિનોદમય થઈ શકે છે તે 'વિટ' દર્શાવે છે. મનુષ્યસ્વભાવની વિચિત્રતા આગળ પડે એવી રીતે મનુષ્યોનાં ચરિત વર્ણવ્યાં હોય તો મનુષ્યસ્વભાવની પરીક્ષા કેવી વિનોદમય થઈ પડે છે તે 'હ્યુમર' દર્શાવે છે.

આ બે વિભાગનાં સ્વરૂપ દર્શાવતાં ઉપર કહ્યું કે 'વિટ' માંનો અપકર્ષ તે ઘડીએ જ થયેલો હોય છે અને 'હ્યુમર' માંનો અપકર્ષ લાંબા વખતથી ચાલ્યો આવેલો હોઈ તે વખતે ખુલ્લો પાડેલો લાગે છે. આ ઉપરથી કદાચ એમ લાગશે કે હાસ્યરસના આશ્ચર્યમાં જે તાત્કાલિયતા આવશ્યક હોવા વિશે પ્રથમ કહ્યું છે તે માત્ર 'વિટ' માં જ હોઈ શકે. પરંતુ, આશ્ચર્યની તાત્કાલિકતા તે અપકર્ષના એકા-એકપણાથી જુદી વસ્તુ છે. હાસ્યમય પ્રસંગ સમજાતાં આશ્ચર્યની વૃત્તિ તત્કાળ ઉત્પન્ન થાય એ સ્વરૂપ તો 'વિટ' માં તેમ જ 'હ્યુમર' માં બન્નેમાં હોય છે. એવા પ્રસંગ વિશે વિચાર કરતાં ખેદ, દયા, વગેરેની વૃત્તિ થાય તે પહેલાં અને તત્કાળ આશ્ચર્ય થાય છે એ વિષે પ્રથમ વિવેચન કર્યું છે, અને, એ આશ્ચર્ય માત્ર વાક્ચાતુર્યથી થાય છે, એટલું જ નહિં પણ, વસ્તુસ્થિતિના હાસ્યાસ્પદ મર્મનાં પ્રકટ થવાથી પણ થાય છે તે તાત્કાલિકતાનાં ઉદાહરણો પ્રથમ આપ્યાં છે તેથી સમજાશે. અપકર્ષનો હાસ્યરસમાંના 'ચઢીઆતાપણા' ના અંશમાં સમાવેશ થાય છે; અને જેના અપકર્ષથી હાસ્યરસ અનુભવનારને પોતાનું ચઢીઆતાપણું લાગે તેનો અપકર્ષ હાસ્યરસના પ્રસંગ વખતે

જ ઉત્પન્ન થયેલો માલમ પડે કે ઘણા વખતનો ચાલતો આવેલો હોઈ તે પ્રસંગ વખતે બહાર પડેલો માલમ પડે તો પણ એ બન્ને પ્રકારમાં વિચિત્રતાના દર્શનથી થતું આશ્ચર્ય તો તત્કાળ જ ઉત્પન્ન થાય છે.

'વિટ' અને 'હ્યુમર' ની હેઝલિટે કરેલી વ્યાખ્યા વિશે ડેવિડ હેનેએ કરેલી ટીકાની પરીક્ષા હવે કરી શકીશું. હાસ્યરસના પ્રસંગની બે સામસામી સ્થિતિઓમાં સરખામણીની શકયતા હોવી જોઇએ એ પ્રથમ કહ્યું છે, તેથી, 'વિટ' અને 'હ્યુમર' બન્ને માટે સરખામણીની જરૂર છે એમ ડેવિડ હેને કહે છે તે ખરૂં છે. પરંતુ, એકલા 'વિટ' માટે સરખામણીની જરૂર છે એમ હેઝલિટના કહેવાનો ભાવાર્થ નથી. સરખામણીથી આગળ જઈ વસ્તુના સ્વરૂપનું (અર્થાત અમુક સ્વભાવ ટેવ, સ્થિતિ કે પ્રસંગના સ્વરૂપનું) પૃથક્કરણ 'હ્યુમર'માં થાય છે તેમ 'વિટ'માં થતું નથી; 'વિટ' ફક્ત સરખામણીની શકયતાએ આવી અટકે છે, એમ હેઝલિટના કહેવાનું તાત્પર્ય જણાય છે. વળી 'હ્યુમર' માં સમભાવ હોવો જોઇએ એમ ડેવિડ હેને કહે છે તે એટલા અર્થમાં જ ખરૂં છે કે જે સ્વભાવ, ટેવ, સ્થિતિ કે પ્રસંગ અપકર્ષ પામી હાસ્યપાત્ર થાય છે તેથી ઉલટા એટલે ઉત્કર્ષવાળા અને સવ્યવસ્થિત સ્વભાવ ટેવ, સ્થિતિ કે પ્રસંગ સાથે હાસ્યરસ અનુભવનારને સમભાવ હોવો જોઇએ, એટલે કે તેમાં ઉત્કર્ષ છે અને તે સુવ્યવસ્થિત છે એમ તેની પ્રતીતિ હોવી જોઇએ. એવા સમભાવ કે પ્રતીતિ વિના તેને વિરોધ તથા ઉત્કર્ષનો અનુભવ થાય નહિં તથા પરિણામે આશ્ચર્ય લાગે નહિં, એ સિવાય બીજી કોઈ રીતે 'હ્યુમર'માં સમભાવનો અવકાશ નથી. હાસ્યપાત્ર સાથે જેને સમભાવ હોય તેને હાસ્યનો અનુભવ થાય નહિં એ ઉપર કહ્યું છે. 'હ્યુમર'માં સમભાવ હોવા વિશે હેઝલિટે કહ્યું નથી એમ ડેવિડ હેને કહે છે અને તે ખરૂં છે, પરંતુ, આ સમભાવ તે ઉપર કહ્યું તેમ 'હ્યુમર' બહારના વિષયો સાથે સમભાવ છે. વાસ્તવિક રીતે તે વિષયોની પ્રતીતિ છે; 'હ્યુમર'ના વિષયો સાથેનો એ સમભાવ નથી. એ પ્રતીતિ

તે માત્ર વિરોધ તથા અપકર્ષ એ પ્રત્યક્ષ અંશોના પરોક્ષ કારણરૂપ છે. 'હ્યુમર'ની વ્યાખ્યામાં તે જણાવવાની કાંઈ ખાસ જરૂર નથી. અને વળી, ડેવિડ હેને કહે છે કે 'પોતાના ઉત્કર્ષથી થતી ખુશી' એ 'વિટ'નું લક્ષણ છે એમ હેઝલિટ દર્શાવે છે. વાસ્તવિક રીતે તો 'પોતાના ઉત્કર્ષથી થતી ખુશી' (અર્થાત ચઢીઆતાપણાના અનુભવ વિશે હેઝલિટે સ્પષ્ટ રીતે કહ્યું જ નથી. હેઝલિટ માત્ર તિરસ્કારપાત્રતા (અર્થાત અપકર્ષ) વિશે જ કહે છે, અને તેથી અપકર્ષનો અંશ માત્ર ફલિત થાય છે. હેઝલિટ માત્ર 'વિટ'માં એ અપકર્ષ હોવા વિશે કહે છે, 'હ્યુમર'માં તે અંશ છે કે નહિં તે તેણે કહ્યું નથી; તે નથી એમ તેના કહેવાનુ તાત્પર્ય હોય તો અલબત્ત તે ભૂલ છે, કેમકે, એ અંશ 'વિટ' અને 'હ્યુમર' બન્નેમાં વિદ્યમાન હોય છે, 'હ્યુમર'માં તે વધારે દૃઢ રૂપે પ્રાદુર્ભૂત થાય છે. તેમ જ વળી, ડેવિડ હેને કહે છે કે 'હ્યુમર' તે નિરીક્ષકના મનમાં નહિ પણ વસ્તુમાં કે ક્રિયામાં રહેલો ગુણ છે એ મતની હેઝલિટ અવગણના કરે છે.' હેઝલિટની વ્યાખ્યા નિરીક્ષકના અર્થાત હાસ્યરસ અનુભવનારના દૃષ્ટિબિન્દુથી કરેલી છે એ ખરૂં છે. પરંતુ, એ વ્યાખ્યાથી એમ ફલિત થતું નથી કે સામી વસ્તુમાં હાસ્યપાત્રતા હોયા સિવાય નિરીક્ષક પોતે એકલા પોતાનામાંથી જ હાસ્યરસ ઉપજાવે છે. એ વ્યાખ્યામાં હેઝલિટ 'માણસની મૂર્ખાઇઓ,' 'માણસની નબળાઇઓ અને ભૂલો,' 'દુર્ગુણ,' વગેરે વિશે કહે છે તેથી હાસ્યપાત્ર વસ્તુઓ તે માત્ર હાસ્યરસનું ઉદ્દીપન કરનાર અને આલંબન થનાર વિભાવ છે. રસ તો રસનો આસ્વાદ કરનારમાં જ હોય છે. તેથી હાસ્યરસ અનુભવનાર નિરીક્ષકને પ્રધાન ગણી હેઝલિટે 'હ્યુમર' ની વ્યાખ્યા કરી છે તે નિરાધાર નથી. હાસ્યપાત્ર વસ્તુનું એ વ્યાખ્યામાં વિશેષ વિવેચન નથી એટલે અંશે એ વ્યાખ્યા અપૂર્ણ છે એટલું ખરૂં છે.

જ્યોર્જ મેરિડિથની ઉપર ઉતારેલી વ્યાખ્યામાં કહેલી ઠઠ્ઠામશ્કરી અને ધપ્પાબાજી 'વિટ'માં કંઈક આવી શકે છે, પણ, 'હ્યુમર'નો

હાસ્યરસ તેથી વધારે ઉંચા પ્રકારનો હોય છે, ઠઠ્ઠામશ્કરી અને ધપ્પાબાજી 'હ્યુમર'માં અપ્રાસંગિક હોય છે, એમ ડેવિડ હેને કહે છે તે ખરૂં છે, જ્યૉર્જ મેરિડિથ અને ડેવિડ હેને વિરોધના અંશથી 'વિટ' અને 'હ્યુમર' વચ્ચે ભેદ પડે છે એમ કહે છે તે યથાર્થ નથી. કેમકે, ઉપર દર્શાવ્યું છે તેમ એ બન્ને પ્રકારમાં વિરોધ વિદ્યમાન હોય છે. ઉંચા પ્રકારના હાસ્યરસનાં ચિત્ર ઉદ્ભૂત કરવામાં હાસ્યનાં પાત્રો તરફ ગુણજ્ઞતા અને સ્નેહની વૃત્તિ હોય છે એમ ડેવિડ હેને કહે છે તે એટલા જ અર્થમાં ખરૂં છે કે, જેમ ચિત્રકારને પોતાનાં ચિત્રમાંની મૂર્તિઓના ગુણની કદર હોય છે અને મૂર્તિ ઉતરતા કે હલકા ગુણનું અધિષ્ઠાન હોય તોપણ તે ચિતરતાં ચિત્રકારને તે મૂર્તિ તરફ આકર્ષણ થાય છે, અને, જેમ સર્વ કલાવિધાયકોને પોતાના કલાવિધાનના વિષય તરફ ગુણજ્ઞતા અને સ્નેહ થાય છે, તેમ હાસ્યનાં પાત્રોની ગુણરેખાઓનું આલેખન કરનારને પણ એ વૃત્તિ થાય છે.*

'વિટ' અને 'હ્યુમર' વચ્ચેના ભેદના આ નિરૂપણથી સમજાશે કે હાસ્યરસ જેમ ઉંચા પ્રકારનો અને ઉંડા મર્મવાળો તેમ હાસ્યની શારીરિક ક્રિયા મંદ હોય છે અને એવે પ્રસંગે કોઈ વખત તો એ ક્રિયાનો અવિર્ભાવ જ હોતો નથી. હસવાની ક્રિયા જ્યાં ઉદ્દામ હોય છે ત્યાં હાસ્યરસ ક્ષણિક હોય છે અને માત્ર ઉપરની સપાટીનો તથા છાછરો હોય છે.

હાસ્યરસની નિષ્પત્તિમાં હસવાની ક્રિયા (laughter)ને એડિસન એટલી ગૌણ ગણે છે કે તેને મતે એ ક્રિયાથી ખોટો 'હ્યુમર' ઉત્પન્ન થાય છે. તે કહે છેઃ 'હ્યુમર' હમેશ તર્કના નિયંત્રણમાં રહેવો

* ઉપરના નિરૂપણમાં 'વિટ' અને 'હ્યુમર' એ અંગ્રેજી શબ્દો વાપર્યા છે તેનું કારણ એ છે કે "નર્મયુક્ત વાક્ચાતુર્ય" અને "સમર્મ હાસ્યરસ" એવાં કાંઇક લાંબાં પદ સરખામણીની વ્યાખ્યાઓમાં ઘડી ઘડી વાપરતા અન્વય ક્લિષ્ટ થઇ જાય. એ બે અંગ્રેજી શબ્દો માટે 'નર્મ' અને 'મર્મ' એ બે શબ્દો રૂઢ થાય તો બહુ સરલતા થાય.

જોઇએ. 'હ્યુમર' અમર્યાદિત છુટ લઈ ઘુમે છે તે જ કારણથી તેને ઝીણામાં ઝીણા બુદ્ધિવિવેકના નિર્દેશની જરૂર છે. રસ્તે જતાં લોકોની બારીઓના કાચ ફોડવામાં 'હ્યુમર' નથી એવું સાંભળી એક દુરાચારીને બહુ નવાઈ લાગેલી એમ એક નાટકમાં વર્ણવ્યું છે. પણ, અસંબદ્ધ પ્રલાપવાળા ઘણા એવા લેખો પ્રકટ થાય છે કે જેને મનસ્વી નામ આપેલાં હોય છે. પણ, જેમાં 'હ્યુમર' હોતો નથી પણ વ્યાધિગ્રસ્ત મગજમાંથી નિકળેલી ગાંડાઇ હોય છે; અને એ લેખો વિશેનો આ અભિપ્રાય સાંભળી ઘણા વાંચનારાઓ ચમકશે. 'હ્યુમર' શું છે તેના કરતાં 'હ્યુમર' શું નથી એ વર્ણવવું બહુ સહેલું છે. અને, પ્લેટોની પદ્ધતિ પ્રમાણે 'હ્યુમર'ને પુરુષ કલ્પતાં તેના ગુણની નીચે પ્રમાણે વંશાવળી આપી દર્શાવી શકાય. એ કુટુંબનો મૂળ પુરૂષ તે સત્ય છે; તેનો દીકરો તે સુવિવેક, તેનો દીકરો તે 'વિટ'. 'વિટ'નું લગ્ન બીજી શાખામાં ઉતરેલી મશ્કરી સાથે થયું અને તેની સંતતી રૂપે, 'હ્યુમર'નો જન્મ થયો. આ નામાંકિત કુટુંબમાં સહુથી નાનો 'હ્યુમર' છે, અને, આવી જુદી જુદી પ્રકૃતિનાં માબાપની પેઢીથી તે ઉતરેલો હોવાથી તેનો સ્વભાવ એક સરખો રહેતો નથી. કોઈ વખત તેનો દેખાવ ગંભીર હોય છે અને તેનો પહેરવેશ ભારેખમ હોય છે. કોઈ વખત તેની વર્તણુક રંગીલી હોય છે અને તેનો પોશાક તુરંગી હોય છે. કોઇ વખત તે ન્યાયાધીશ સરખું ગૌરવ ધારણ કરે છે, કોઈ વખત તે મશ્કરા જેવો ખુશમિજાજી હોય છે. પરંતુ, તેની માનો અંશ તેનામાં ઘણો ઉતરેલો છે તેથી તે ગમે તે વૃત્તિમાં હોય તોપણ તે શ્રોતાજનોને હસાવ્યા વિના રહેતો નથી, પરંતુ એક વેશધારી ઠગારો નિકળેલો છે તે આ જુવાન ગૃહસ્થનું નામ ધારણ કરે છે અને દુનિયામાં એ ગૃહસ્થ તરીકે ઓળખાવા ઇચ્છે છે; તેથી, આ ઠગારાથી છેતરાવાય નહિં માટે હું વાંચકોને વિનંતિ કરૂં છું કે એ મળે ત્યારે એની પેઢીનામાની બારીકીથી તપાસ કરવી અને પૂર્વજમાં સત્ય અને સુવિવેક ન આવતા હોય તો તે જુઠો ને ઢોંગી છે એમ સમજવું. વળી, તેને પારખવાનું બીજું લક્ષણ એ

છે કે તે મ્હોટેથી બેહદ હસે છે, અને તેના શ્રોતાજનો તેની જોડે હસવામાં ભાગ્યે જ સામેલ થાય છે. કારણ કે, ખરો ‘હ્યુમર’ સાધારણ રીતે ગંભીર દેખાય છે અને તેની આસપાસના સહુ કોઈ હસે છે; પણ ખોટો ‘હ્યુમર’ હમેશ હસતો હોય છે અને તેની આસપાસના સહુ ગંભીર દેખાય છે. જે ‘હ્યુમર’માં માતા અને પિતા બન્નેના અંશ ન હોય તેને—અર્થાત્ જેમાં ‘વિટ’ અને મશ્કરી બન્નેના અંશ ન હોય તેને—ખોટો સમજવો. એ વેશધારી ઠગારો મૂળ અસત્યતા નામે સ્ત્રીના વંશમાં ઉતરેલો છે. અસત્યતાને અસંબંદ્ધ કથા નામે પુત્રી થઈ, તેને ઉન્માદ નામે દીકરો અવતર્યો. ઉન્માદનું લગ્ન હાસ્યક્રિયા નામે મૂર્ખતાની એક દીકરી સાથે થયું અને તેને પેટે આ બદસુરત ઠગારાનો જન્મ થયેલો છે. આ બન્ને પેઢીનામાં નીચે પ્રમાણે ગોઠવી બતાવ્યાથી તેમાંના સંબંધોનો સામટો ખ્યાલ આવશે.

( ૧ )

અસત્યતા
|
અસંબદ્ધ કથા
|
ઉન્માદ=હાસ્યક્રિયા
|
ખોટો ‘ હ્યુમર ’

( ૨ )

સત્ય
|
સુવિવેક
|
‘વિટ’=મશ્કરી
|
‘ હ્યુમર ’

ખોટા 'હ્યુમર'નાં સંતાન અનેક છે. એનાં પુત્રપુત્રીઓની સંખ્યા સમુદ્રની રેતીના કણ કરતાં પણ વધારે છે. પણ, તે સહુને ગણાવવાં એ ઉચિત નથી. પરંતુ, ખરા અને ખોટા 'હ્યુમર' વચ્ચેનો ભેદ દર્શાવીશું તો બસ થશે. માણસ અને વાનર વચ્ચે ભેદ છે તેટલો ખરા અને ખોટા 'હ્યુમર' વચ્ચે ભેદ છે. એ સામાન્ય લક્ષણ ઉપરાંત ખોટા 'હ્યુમર'નાં નીચે પ્રમાણે વિગતવાર લક્ષણો ગણાવી શકાય:—

(૧) તેને વાંદરા સરખાં નાનાં અટકચાળાં કરવાની અને ઠોળીઆબાજી કરવાની ઘણી ટેવ હોય છે.

(૨) નકલી ચાળા કરવામાં તેને એવો આનંદ થાય છે કે તે વડે દુર્ગુણ, મૂર્ખતા, મોજશોખ અને લોભની હાંસી થાય છે કે સદ્ગુણ, ડહાપણ, દુઃખ અને દરિદ્રતાની હાંસી થાય છે તે તેને મન સરખું જ હોય છે.

(૩) તે એટલો બધો કમનસીબ હોય છે કે ખવડાવનાર હાથને જ તે બચકું ભરે છે અને મિત્ર કે શત્રુ જે હોય તેનો ઉપહાસ કરવા જાય છે; કારણ કે અક્કલ થોડી હોવાથી તે જ્યાં ઘટે ત્યાં વિનોદ કરવાને બદલે જ્યાં બને ત્યાં વિનોદ કરે છે.

(૪) બુદ્ધિવિવેકથી કેવળ શૂન્ય હોવાથી નીતિ કે બોધના કોઈ વિષયનું તે સેવન કરતો નથી, પણ, ફક્ત મશ્કરી ખાતર જ મશ્કરી કરે છે.

(૫) બનાવટી પ્રયોગ સિવાય બીજું કાંઈ તેને આવડતું ન હોવાથી તેનો ઉપહાસ હમેશ વ્યક્તિ માટે અંગત ઉદ્દેશનો હોય છે. દુર્ગુણી મનુષ્ય કે લેખક વિશે હોય છે, દુર્ગુણ કે લેખ વિશે હોતો નથી.

(સ્પેકટેટર, અંક ૩૫)

હાસ્યરસમાંના વાસ્તવિક અંશનો ભેદ આ પૃથક્કરણવડે એડિસને બહુ સબળ રીતે દર્શાવ્યો છે. દલીલમાં રૂપક દાખલ કરવામાં આવે છે ત્યાં અર્થની ઘણી સ્પષ્ટતા થાય છે. તે સાથે કેટલીક અપ્રસ્તુત વાતને

પણ પરાણે બંધબેસતી કરવી પડે છે એમ હમેશ બને છે તેમ અહીં પણ બન્યું છે. હાસ્યને આખરે બુદ્ધિવિવેકની મર્યાદા હોવી જોઈએ અને જ્યાં કેવળ ગાંડાઈ હોય ત્યાં હાસ્યરસ હોઈ શકતો નથી એ એડિસનનું કહેવું ખરૂં છે.

"ઠાકોર—હે રંગલા, અમે તો ચુલે જઈને તરવાર તાણીને ઉભા ને કહ્યું, તારીના કાન વઢાવું, તારા પર ચડયું હતું તે કયાં ગયું ?"

કજોડાનો વેશ, ભવાઇસંગ્રહ.

ઠાકોરને ભુખ લાગી હતી પણ ઠકરાળાંથી નાના હોઇ તેમનાથી બીતા હતા માટે તેમની પાસે ખાવાનું માગી શકયા નહિં એ સ્થિતિ હાસ્યમય છે, પણ, તેવે પ્રસંગે ઠાકોર ચુલાને પુછે અને ચુલા પર તરવાર તાણી રોફ બજાવે એ તો ગાંડાઈ છે, અને એવી ગાંડાઇના દ્દશ નથી હાસ્યરસ નિષ્પન્ન થતો નથી.

તેમ જ, તોફાનમાં અને બદમાશીમાં હાસ્યરસ નથી એ એડિસનનું કહેવું ખરૂં છે. એડિસન બારીઓના કાચ તોડવાનું ઉદાહરણ આપે છે તે સાથે આ દેશના હોળીના તોફાનનું ઉદાહરણ આપીશું. કોઇને પીડા કરવી એમાં દયાહીનતા છે, અને દયાહીનતા હોય ત્યાં હાસ્યરસ કે બીજો કોઈ રસ હોઈ શકતો નથી એ ઉપર કહ્યું છે. મશ્કરી અને તોફાન વચ્ચેનો ફેર કેટલીક વાર ભુલી જવામાં આવે છે માટે હાસ્ય-રસમાં પીડાકારકતા ન હોવી જોઇએ એ ખાસ લક્ષમાં રાખવાની જરૂર છે. સ્વ. નવલરામ કહે છે તેમ "અનુપદ્રવ કરતા અદ્દ્ભુત બનાવથી હાસ્ય ઉત્પન્ન થાય છે. તે જ ઉપદ્રવ કરતા થાય ત્યારે ભયાનક રસ. ત્યારે અદ્દ્ભુત રસનો સ્થાયિ ભાવ શો ? તેના અદ્દ્ભુતપણામાં પણ નિરૂ-પદ્રવતા હોવી જ જોઇએ—નહિ તો તે ભયાનક થઇ જાય." ("હાસ્ય-રસ વિષે" એ નામનો લેખ.) પોતાને રમુજ મેળવવા જ્યાં કોઈ બીજાને ઉપદ્રવ કરે ત્યાં તો ભયાનક રસ કે કોઈ પણ રસની નિષ્પત્તિ ન થાય પણ રસભંગ થાય અને કંટાળો ઉપજે. આ કારણથી પ્રહસનો-

માંના અને નાટકોમાંના હાસ્યપ્રસંગોમાં પાત્રોની મારામારી અનુચિત લાગે છે. શાકુન્તલના છઠ્ઠા અંકમાં દુષ્યન્તનું વૈક્લવ્ય દૂર કરવા સારૂ માતલિ વિદૂષકને પકડીને ઉંધે માથે લટકાવીને મારે છે ત્યાં એ સર્વ વૃત્તાન્ત નેપથ્યમાં જ બને છે. વિદૂષકને પડતો માર રંગભૂમિ પર દેખાતો નથી, અને, માત્ર તેની બુમો સંભળાય છે તેથી એ વિશે ખબર પડે છે; એ રીતે કુશલ કલાવિધાને ઉપદ્રવને અદૃશ્ય રાખ્યો છે. ઉપદ્રવ દૃશ્ય કે અદૃશ્ય હોય, અથવા વાસ્તવિક રીતે ઉપદ્રવ થતો જ ન હોય અને માત્ર ઉપદ્રવ થાય છે એવો ભ્રમ થતો હોય અથવા કોઈ પ્રકારની ભૂલથી ઉપદ્રવ થતો હોય અને તે થોડા વખતમાં દૂર થઈ જવાનો હોય, ત્યાં જ હાસ્યરસમાં ઉપદ્રવનું ઔચિત્ય હોઇ શકે છે.

પરંતુ, ગાંડાઈ, તોફાન અને ઉપદ્રવની પંક્તિમાં હાસ્યક્રિયાને એડિસન ગર્ભિત રીતે મુકે છે, અને, હાસ્યક્રિયાને ખોટા 'હ્યુમર'ની જનની કલ્પે છે તે યથાર્થ નથી. કારણ વિના હસવું, ઠોળીઆબાજી કરી હસવું, બીજાને ઉપદ્રવ કરી કે બીજાનો ઉપદ્રવ જોઇ હસવું, એ ગાંડાઈ અને મૂર્ખાઈ છે, અને, તેમાં હાસ્યરસ નથી એ ખરૂં છે. પરંતુ, હાસ્યરસના અનુભવમાં પણ (બીજી રીતે થતી) હસવાની ક્રિયા હોય છે એ ઉપર બતાવ્યું છે. વળી, હાસ્યનો પ્રસંગ વર્ણવનારે હસવું જોઈએ નહિં અને બીજાઓને હસાવતાં પોતે ઠાવકું મ્હોં રાખવું જોઈએ, એ હસાવવાની કુશળતાનો નિયમ છે. પરંતુ, જ્યાં શ્રોતા હસે ત્યાં ખરૂં હાસ્ય અને જ્યાં વક્તા હસે ત્યાં ખોટું હાસ્ય, એવો એક સરખો નિયમ એડિસન કલ્પે છે તે વાસ્તવિક નથી. જ્યાં ખરેખરી રીતે હાસ્યરસ હોય ત્યાં વક્તા હસે તો હસાવવાની તેની કુશલતા ઓછી એમ કહેવાય, પણ, તેથી ઉક્તિમાંનો હાસ્યરસ નષ્ટ થતો નથી. પોતાની ઉક્તિમાં હાસ્યરસ ન હોવા છતાં વક્તા માત્ર પોતે હસી હાસ્ય ઉપજાવવા પ્રયત્ન કરે તેવે પ્રસંગે શ્રોતાઓમાં હાસ્ય ન પ્રવર્તે એ હાસ્યરસના અભાવનું ચિહ્ન ગણાય, એટલે અંશે એડિસનનો આ નિયમ લાગુ પડશે. હાસ્યપ્રસંગના વર્ણનને સમયે વક્તાનું

ગાંભીર્ય શ્રોતામાં હાસ્યનું વિશેષ ઉદ્દીપન કરે છે એ કુશળતાના નિયમ ઉપરાંત, હસતી વખતે હસનારની આકૃતિ વિકૃત થાય છે, તથા તે વિકૃતિ જોતાં હસનાર તરફ માનની વૃત્તિ ઓછી થાય છે એ કારણથી પણ કદાચ હાસ્યરસની કૃતિઓ રચનારા જાતે ઓછું હસતા હશે. પરંતુ, જેઓ કોઇપણ વેળા સમૂળગું હસતા જ ન હોય તેઓ હસવાને અશક્ત હોવા જોઈએ અને તેમનાથી હાસ્યરસની કૃતિઓ રચી શકાય નહિ.* એડિસન બીજે પ્રસંગે એક નિયમ દર્શાવે છે તે સ્વીકારવા યોગ્ય છે. તે કહે છે, 'દુનિયામાંના આનંદી લોકો યોગ્ય ઋતુમાં અને યોગ્ય પ્રસંગે વાતચિત દ્વારા ખુશમિજાજ ફેલાવે છે ત્યારે આપણને તેઓ પ્રિયકર લાગે છે; પણ, જ્યારે તેઓ દરેક બાબતના સંભાષણને મોળી મશ્કરીથી ત્રાસદાયક કરે છે અને જે વિષયમાં ઉપહાસ ઘટે નહિં તેને પણ ઉપહાસપાત્ર બનાવે છે ત્યારે એવા લોકો જન-સમાજને ઘણી હેરાનગતિ કરનારા થઈ પડે છે. કારણ કે, ફિલસુફો હાસ્યક્રિયાને તર્કનો વિષય ગણે છે તોપણ હદપારની હાસ્યક્રિયા તે હમેશ મૂર્ખતાનું ચિહ્ન ગણાય છે.' (સ્પેક્ટેટર, અંક ૫૯૮.)

એડિસને કલ્પેલાં પેઢીનામાંથી હાસ્યમાં કયા કયા અંશો ન હોવા જોઇએ એ સ્પષ્ટતાથી સમજાય છે. પરંતુ, તેમાં કહેલા ક્રમનો કંઇ અર્થ નથી. હાસ્યરસનો ઉદ્ભવ સત્યમાંથી અને સુવિવેકમાંથી થાય છે એમ કહેવાને બદલે માત્ર એટલું જ કહી શકાય કે હાસ્યરસનો પરોક્ષ હેતુ કોઇક પ્રકારનું સત્ય દર્શાવવાનો હોવો જોઇએ અને હાસ્ય-રસ ઉત્પન્ન કરવાની શક્તિ રહેતી નથી. તેમ જ 'હ્યુમર' તે 'વિટ' અને મશ્કરી (Mirth) માંથી ઉત્પન્ન થાય છે એમ શી

*પ્રખ્યાત હાસ્યરસ લેખક સ્વિફ્ટ જન્મારામાં કદિ હસ્યો જ નહોતો એમ કહેવાય છે. પરંતુ, સ્વિફ્ટને હમેશ એવો ભય રહેતો કે મારા કુટુંબ-માંનું ગાંડપણ મારામાં પ્રકટ થશે, અને, આખરે તે ગાંડો થઈને મરી ગયો: એ તેના સ્વભાવની ખાસ હકીકત સાધારણ સ્થિતિથી જુદી પડે છે.

રીતે કહેવાય તે સમજાતું નથી. મશ્કરી 'વિટ' અને 'હ્યુમર' બન્નેમાં હોય છે. ચિત્તમાં હાસ્યરસના સંસ્કાર ઘડાતાં પ્રથમ 'વિટ'નો અનુભવ થાય છે, અને પછી 'હ્યુમર' નો અનુભવ થાય છે, અને 'વિટ' ની ખુબી સમજાવા માંડ્યા પછી ચિત્તનો 'હ્યુમર'ના હાર્દમાં પ્રવેશ થાય છે, એમ કદાચ કહી શકાશે. તે જ પ્રમાણે, ઉન્માદ સાથે હાસ્યક્રિયા જોડાય ત્યાં ખોટો 'હ્યુમર' ઉત્પન્ન કરવાનો પ્રયત્ન થાય અને તેમાં અસત્યતા અને અસંબદ્ધ કથાના અંશો હોય એ ખરૂં છે, પણ, એ છેલ્લા બે અંશોમાં ખોટો 'હ્યુમર' ઉત્પન્ન કરવાની શક્તિ રહેલી નથી. અને, સત્ય ( Truth ), સુવિવેક ( Good Sense ), 'વિટ,', 'હ્યુમર' અને 'ઉન્માદ' ( Frenzy ) એ શા માટે પુરુષો, તથા અસત્યતા ( Falsehood ), અસંબદ્ધ કથા ( Nonsense ), હાસ્યક્રિયા ( Laughter ), અને મશ્કરી ( Mirth ), એ શા માટે સ્ત્રીઓ, તે પણ કળી શકાતું નથી.

ખરા અને ખોટા 'હ્યુમર'નાં લક્ષણ એડિસને ગણાવ્યાં છે તે યથાર્થ છે. વાસ્તવિક હાસ્યરસમાં કંઈક ગંભીરતા, કંઈક રંગીલાપણું અને કંઈક તુરંગીપણું હોય છે; અને જ્યાં અસ્થાને કરેલાં અટકચાળાં હોય છે તથા ગુણદોષ જોયા વિના નકલી ચાળા કરેલા હોય છે ત્યાં હાસ્યરસની ક્ષતિ થાય છે, એ એડિસને સારી રીતે દર્શાવ્યું છે. હાસ્યનો ઉદ્દેશ અમુક દુર્ગુણી મનુષ્યોનો ઉપહાસ કરવાનો ન હોવો જોઈએ, પણ અમુક દુર્ગુણનો ઉપહાસ કરવાનો હોવો જોઈએ, એ પણ તેનું કહેવું ખરૂં છે. અમૂર્ત ગુણો માટે ઉપહાસની કથા કલ્પી શકાતી નથી તેથી હાસ્યપાત્ર મૂર્ત વ્યક્તિઓ કલ્પવી પડે છે, પરંતુ, તે કોઈ છુટક વ્યકિતની ચિત્રરૂપ હોતી નથી પણ અમુક જાતના નમુના-(types) ના ચિત્રરૂપ હોય છે, એ વિશે આગળ જતાં વિવેચન કરીશું.

સંસ્કૃત અલંકારશાસ્ત્રમાં હાસ્યક્રિયાના પ્રકાર વર્ણવ્યા છે તેનું વિવેચન અહીં પ્રાસંગિક થશે :

"હાસ્યના આત્મસ્થ અને પરસ્થ એવા બે ભેદ કહ્યા છે. આત્મસ્થ (હાસ્ય) (તે) માત્ર વિભાવ (હાસ્ય ઉત્પન્ન કરનાર કારણ) જોઈ દ્રષ્ટાને ઉત્પન્ન થાય છે. બીજાને હસતો જોઈને જે વિભાવ ઉત્પન્ન થાય છે તે હાસ્યરસને પંડિતોએ પરસ્થ કહ્યો છે. વળી, એ (હાસ્ય) ઉત્તમ જનોને, મધ્યમ જનોને અને નીચ જનોને થાય (તેથી) તેના (એ રીતે) ત્રણ પ્રકાર છે. તેમ જ બીજી રીતે છ ભેદ છે. ઉત્તમ પુરુષમાં સ્મિત અને હસિત હોય એમ પંડિતોએ કહ્યું છે. મધ્યમ નરમાં વિહસિત અને ઉપહસિત હોય, નીચમાં અપહસિત અને અતિહસિત (હોય એમ) કહ્યું છે. ગાલ સ્હેજ ફુલે, કટાક્ષો પણ બહુ પ્રકટ ન થાય, (અને) દાંત દેખાય નહિં, એવો મધુર હાસ (તે) સ્મિત કહેવાય છે. મ્હોં, આંખ અને ગાલ જો પૂરેપૂરાં ફુલેલાં જણાય અને દાંત કાંઈક જણાય તો (તે) હસિત કહેવાય. શબ્દ કરતું, મધુર કાલગત (સરખા કાળને અન્તરે થતું) (અથવા કાયગત=શરીરમાં કમ્પથી પ્રસરતું), મ્હોં ઉપર રંગ આવ્યો હોય તેવું, સંકોચાયેલી આંખોવાળું અને ખડખડ થતું (તે) વિહસિત (એમ) પંડિતો કહે છે. ખભા અને માથું નીચાં થાય, આંખોથી બાડું જોવાય, (અને) નસકોરાં પૂરેપૂરાં ફુલે, એવા હાસનું ઉપહસિત નામ કહ્યું છે. અસ્થાને થયેલા, આંખોમાં આંસુવાળા, કંપતા ખભા અને કેશવાળા હાસનું નામ શાર્ઙ્ગદેવે ઉપહસિત કહ્યું છે. જ્યાં જાડો અને કાનને કડવો લાગે એવો અવાજ થતો હોય, આંસુના પૂરથી આંખો ભરાઈ ગઈ હોય અને પાસાં ઉપર હાથ ફરી વળતા હોય, એવા હાસને અતિહસિત કહ્યું છે."* (રસગંગાધર.)

* શિવનું અટ્ટહાસ્ય આમાંથી કયા પ્રકારનું છે તે જાણવામાં નથી. પણ, દેવને હાસ્ય અતિપ્રિય છે એવી એ અટ્ટહાસ્યમાં રહેલી કલ્પના હાસ્ય-રસની પદવીને ઉન્નત કરે છે. એડિસન કહે છે કે રોમન કેથોલિક ધર્મના એક સાધુએ એવો મત દર્શાવ્યો છે કે એડમે પ્રલોભનને વશ થઇ પાપ કર્યું તેને પરિણામે હાસ્ય થયું અને એ અધઃપાત પહેલાં એડમ હસી શકતો

હસનારની પાત્રતા પ્રમાણે હાસ્યના પાડેલા આ પ્રકાર સ્પષ્ટ રીતે દર્શાવે છે કે જેમ હાસ્યક્રિયા મન્દ તેમ હાસ્યને ઉંચા પ્રકારનું ગણ્યું છે. સ્મિત તે 'હ્યુમર'નું ડાહ્યું હાસ્ય છે અને તેને પ્રથમ પંક્તિએ મુક્યું છે તે યથાર્થ છે. તેજ પ્રમાણે 'વિટ'ના ખડખડાટ હાસ્યને મધ્યમ પંક્તિના હસનારમાં વસતું કહ્યું છે તે 'વિટ'નું ઉતરતાપણું ખરી રીતે દર્શાવે છે. અસ્થાને થતું હાસ્ય હસનારની નીચતા દર્શાવે છે અને દર્શનથી તેમ જ શબ્દથી અપ્રિય લાગે છે, એ વર્ણન એડિસને કહેલા ખોટા 'હ્યુમર'ને તથા ગાંડાઈભરેલાં અને હેરાનગતિ કરનાર હાસ્યને વાજબી રીતે લાગુ પડે છે. આ શ્રેણીમાં જેમ હાસ્ય ઉંચા પ્રકારનું તેમ તે ઉંચા પ્રકારના હાસ્યરસની વધારે ને વધારે નિકટ હોય એ સ્પષ્ટ છે. બહુ જોરથી લાંબા વખત સુધી ખડખડાટ હસતાં લંબાયેલો અને કર્કશ એવો અવાજ કહાડનારા અને જમીન પર આળોટી પડનારા જનો હાસ્યરસનો અનુભવ કરતા નથી, પણ કોઈ પ્રકારના ઉન્માદને વશ થયેલો હોય છે એમ એવા હાસ્યના દેખાવ ઉપરથી જ પ્રતીતિ થાય છે.

હાસ્યરસના અંશોનું ઉપર પ્રમાણે પૃથક્કરણ કર્યા પછી હવે હાસ્યરસના કલાવિધાન વિશે વિવેચન કરીશું. રસ સાથે કલાની સદૈવ આવશ્યકતા હોય છે, અને, કલાવિધાનની નિપુણતાથી જ રસ ખરેખર જામે છે. હાસ્યરસના વિષયમાં કલાવિધાનને કેટલાક વિવેચકો એટલું અગત્યનું ગણે છે કે હાસ્યરસનું મૂળ કલાવિધાનમાં રહેલું છે, એમ તેઓ વ્યાખ્યા કરે છે. શબ્દોને, વાક્યોને અને વિચારોને અમુક રીતે ગોઠવવાની કલા હોય ત્યાં જ હાસ્યરસ પ્રકટાવવામાં ફતેહમંદ થવાય એ ખરૂં છે, પરંતુ, બીજા રસોમાં પણ એવી કલા આવશ્યક છે. સંઘટ્ટન, વિરોધ, આશ્ચર્ય, વગેરેનું દર્શન થાય એવી લેખરચના જેમ હાસ્ય-

નહિં, (સ્પેક્ટેટર, અંક ૨૪૯), એવું હાસ્યનું અસ્વર્ગ્ય સ્વરૂપ તો સ્વીકાર્ય ન જ થાય.

રસમાં આવશ્યક છે, તેમ પરાક્રમ, શૌર્ય, દીપ્તિ, વગેરેનું દર્શન થાય એવી લેખરચના વીરરસમાં આવશ્યક છે; પ્રેમ, અભિલાષ, ચિન્તા, વિગેરેનું દર્શન થાય એવી લેખરચના શૃંગારરસમાં આવશ્યક છે. તેથી, કલાવિધાનને હાસ્યરસનું મૂળ કહેવું એ યથાર્થ નથી, પરંતુ, એડિસન કહે છે તેમ હાસ્યરસ હોવાનો દાવો કરનાર ખોટા વેશધારીઓ ઘણા હોય છે. અને તે માટે કલાવિધાન દ્વારા ખરા ખોટાનો ભેદ પારખવાની ઘણી જરૂર છે.

આ રસના કલાવિધાનમાં મ્હોટો પ્રશ્ન અસંભવનો છે. સ્વ. નવલરામના "હાસ્યરસ વિષેના નિબંધ"નું તાત્કાલિક કારણ એ જ હતું. સ્વ. નર્મદાશંકરે 'ભટના ભોપાળા'માં અસંભવિતપણાનો દોષ મૂકી એમાં હાસ્યરસ છે જ નહિ એમ કહ્યું હતું તે ઉપરથી સ્વ. નવલરામે તે પ્રસંગે પ્રતિપાદન કર્યું હતું કે હાસ્યરસમાં અસંભવ એ દોષ નથી. પણ, 'અસંભવના પ્રમાણમાં જ હાસ્યરસની ખુબી છે,' અને, એ મતના સમર્થનમાં ઘણાં ઉદાહરણો આપ્યાં હતાં. એ પ્રતિપાદનનો સાર એ નિબંધમાં લખ્યો છે.

રસિક કૃતિઓની રચનામાં અનુકરણનું સ્થાન છે કે કલ્પનાનું સ્થાન છે, એ સામાન્ય પ્રશ્ન આ વિષયમાં પણ અન્તર્ભૂત રહેલો છે. એ સામાન્ય પ્રશ્ન વિશે અમે બીજે પ્રસંગે વિવેચન કર્યું છે, અને, અહીં એ સંબંધે એટલું જ કહીશું કે સાહિત્યની મનઃસૃષ્ટિમાં અનુકરણ અને કલ્પના એ બન્નેનો સમાવેશ થાય છે. વાસ્તવિકતાના અનુકરણની પણ જરૂર છે અને નવીનતાની કલ્પનાની પણ જરૂર છે. વાસ્તવિક રીતે કોઈ દિવસ હોઈ શકે જ નહિ એવી સ્થિતિની કલ્પના રસને પુષ્ટ કરતી નથી, તેમ જ, નિત્ય સાધારણ રીતે જોવામાં આવે એવી બિનાઓનું અનુકરણ મનનું રંજન કરતું નથી. વાસ્તવિકતાનું ધોરણ લક્ષમાં રાખી નવી અને અપૂર્વ સૃષ્ટિ ઉપજાવવી એ કલાવિધાયકનું કામ છે. દા. વિલિયમ અર્નેસ્ટ હેનલી કહે છે તેમ, 'રસિક કલામાં કુદરત નહિ પણ કુદરતનો સાર આવે છે;' 'વાસ્તવિક-

તામાં જે સ્થૂલ અને અપ્રસ્તુત અંશો હોય તે કહાડી નાખી જે અમર હાર્દ હોય તે પસંદ કરી અને એકઠું કરી પ્રકટ કરવું જોઈએ.' જેને કુદરતમાં સંભવ જ ન હોય તેમાં આ હાર્દ હોઈ શકે નહિં તથા ચિત્ત તે કબુલ કરે નહિં. અને, જે કુદરતના બાહ્ય સ્થૂલ આકાર ઉપરથી માત્ર નકલ કરી ઉતારી લીધેલું હોય તેમાં પણ એ હાર્દ હોય નહિં અને ચમત્કાર હોય નહિં. કલાવિધાયકે કલ્પનાને ફેરવી રસિક અંશો એકઠા કરી તે વડે નવી સૃષ્ટિ ઉત્પન્ન કરવી જોઈએ, સંભવની શક્યતા જાળવી અપૂર્વ અને ઉદ્ભુત કૃતિ અદ્‌ભૂત કરવી જોઈએ.

તેથી, 'આવું કોઈ દિવસ બન્યું નથી,' એ વાંધો હાસ્યરસવાળી કૃતિ સામે લેઈ શકાય નહિં. 'એવું બની શકે તેમ હોય' તો બસ છે. મૂર્ખોની સભા કોઈ ઠેકાણે મળી ન હોય તો હરકત નથી, પણ; પંડિતો પેઠે મૂર્ખોની સભા મળે એ શક્ય છે, અને, મૂર્ખો જેવા વિચાર કરે અને જેવી પ્રવૃત્તિ કરે તેવા વિચાર અને પ્રવૃત્તિ એ સભાના વર્ણનમાં દાખલ કરેલાં હોય તો સંભવની શક્યતા જળવાય છે. સાધારણ માણસો હમેશના વ્યવહારમાં જે બોલે છે, ચાલે છે તેના વર્ણનમાં હાસ્યરસ હોતો નથી, પણ, હંમેશ ન બને એવું તરેહવારપણું હોય ત્યારે જ હાસ્યરસ શક્ય થાય છે. આ જ અર્થમાં સ્વ. નવલરામ કહે છે કે 'અસંભવના પ્રમાણમાં જ હાસ્યરસની ખુબી છે.' 'સાધારણ રીતે ન બને તે' એટલો જ એ વાક્યમાં 'અસંભવ'નો અર્થ છે. સાધારણ રીતે જોવામાં ન આવતી તે છતાં જનસ્વભાવમાં વસતી,–એવી વિલક્ષણતાને મૂર્ત રૂપ આપી આગળ પડતી કરવાથી અને સાધારણ લક્ષણ સાથેનો તેનો વિરોધ દર્શાવવાથી સંઘટ્ટન થઈ હાસ્યમયતા પ્રકટ થાય છે.

'મારી સાસુએ એમ કહ્યું જે વાસીદાં વાળી મેલ;
મેં ભોળીએ એમ જાણ્યું કે સાવરણી બાળી મેલ.
મારી સાસુએ એમ કહ્યું જે પાણી ભરી મેલ;
મેં ભોળીએ એમ જાણ્યું કે બેડાં ફોડી મેલ.

મારી સાસુએ એમ કહ્યું જે રાંધણાં રાંધી મેલ;
મેં ભોળીએ એમ જાણ્યું કે ચુલો ખોદી મેલ.
મારી સાસુએ એમ કહ્યું જે ગાયો દોહી મેલ;
મેં ભોળીએ એમ જાણ્યું કે ગાયો છોડી મેલ.
મારી સાસુએ એમ કહ્યું જે કોડમાં દીવો મેલ;
મેં ભોળીએ એમ જાણ્યું કે સોડમાં દીવો મેલ.'

—રાંદલ (રન્નાદેવી ) નાં ગીત.

બધી વહુઓ ભોળી નથી હોતી અને સવળાનું અવળું કરનારી નથી હોતી. પણ, કેટલીક વહુઓ ભોળી હોય છે, કેટલીક ભોળી વહુઓ સાસુના તાપથી ગભરાટમાં રહેનારી હોય છે. કેટલાક માણસો ગભરાટ-માં ખોટું સાંભળે છે અને ખોટું સમજે છે, કેટલાંક ભોળાં માણસો ખોટું સાંભળ્યા કે ખોટું સમજ્યા પછી યોગ્યાયોગ્યતાનો વિચાર કર્યા વિના—પોતે જે સાંભળ્યું હોય કે પોતે જે સમજ્યાં હોય તેનો અમલ કરે છે; એ બધા સંભવોની શક્યતા એકઠી કરતાં આ ગીતમાં વર્ણ-વેલી હકીકત કોઈ વખત બની ન હોય, તોપણ, ન બને એવી નથી એમ લાગે છે. 'વાળી' કહ્યું હોય ત્યાં 'બાળી' સંભળાય એ શક્ય છે, તેથી, ગભરાયેલી ભોળી વહુ 'વાસીદાં વાળી મેલ' એવો સાસુનો હુકમ સાંભળી સાસુને પુછી જોવાની હિમ્મત ન હોવાથી તેમ જ હુકમનો અમલ કરતાં ઢીલ કરવાથી સાસુ વઢશે એવી બીક હોવાથી અને 'વાસીદાં બાળી મેલવાનું' કોઈ શા માટે કહે એવી સમજણ ન હોવાથી, વધારે વિચાર ન કરતાં 'વાસીદાં વાળી મેલ' વચનને 'સાવ-રણી બાળી મેલ'ના અર્થમાં સમજી લે અને તે પ્રમાણે અમલ કરે એ શક્ય છે. તે જ પ્રમાણે, 'દોહી' કહ્યું હોય ત્યાં 'છોડી' સંભળાય અને 'કોડ' કહ્યું હોય ત્યાં 'સોડ' સંભળાય એ બનવાજોગ છે, અને, ગભરાયેલી ભોળી વહુઓ એ પ્રમાણે સંભળાયેલા વચનનો અમલ કરે એ બનવા જોગ છે. એવા ભોળપણ અને ગભરાટનું સ્વરૂપ વધતાં તે

એવું પણ થાય કે સાસુએ શું કહ્યું તે વહુ સાંભળે નહિ, એટલું જ નહિં પણ તે સમજે પણ નહિં, અને, પાણીનાં વાસણ તરફ કે રાંધવાની જગા તરફ આંગળી કરી સાસુએ ગુસ્સામાં કહ્યું હોય તે ફોડી નાખવાનું જ કે ખોદી નાખવાનું જ કહ્યું હોય એમ માની લઈ ઉપર કહી તેવી વૃત્તિથી વધારે વિચાર ન કરતાં એકદમ તેનો અમલ કરે એ શક્ય છે. આ પ્રકારોમાં સંભવને ખેંચીને અસંભવના રૂપમાં મુકવાની કલાથી હાસ્યમયતા પુષ્ટ થાય છે.

અસંભવ સરખું રૂપાન્તર પામેલી આ સંભવની શક્યતાનું પ્રો. બર્ગસને નિરૂપણ કર્યું છે તે લક્ષમાં લેવા યોગ્ય છે. તેઓ કહે છે: 'હાસ્યપાત્ર લક્ષણોમાં અને અંશોમાં ખાસ જાતની તર્કવ્યવસ્થા (logic) હોય છે. એ તર્કવ્યવસ્થા વિચિત્ર પ્રકારની હોય છે અને તેમાં કેટલીક વખતે અયુક્તતા (absurdity)નો સમાવેશ થયેલો હોય છે. કેટલાકનો મત એવો છે કે હાસ્યમયતા છેક છેડા પર જાય છે ત્યારે તેમાં અયુક્ત તર્કવ્યવસ્થા હોય છે, અને અયુક્તતાને મૂર્તિમન્ત થયેલી જોઈ–દેખાઈ આવે એવી અયુક્તતા જોઈ–આપણને હસવું આવે છે. કેટલાકનો મત એવો છે કે એવે પ્રસંગે આપણે ક્ષણભર અયુક્ત વાત કબુલ કરી લઈએ છીએ અને પછી તરત જ ભૂલ સુધારી દઈએ છીએ. કેટલાકનો મત એવો છે કે એવી વાત એક દૃષ્ટિબિન્દુથી અયુક્ત જણાય છે, પણ, બીજા દૃષ્ટિબિન્દુથી તેનો ખુલાસો થઈ શકે તેમ હોય છે. આ બધા મતમાં કંઈક સત્ય હશે; પરંતુ, એ બધા મત કેટલાંક બહાર દેખાતાં હાસ્યમય પરિણામને જ લાગુ પડે છે, અને, એવા પ્રસંગમાં હાસ્યમયતાનું જે લક્ષણ હોય છે તેનો એ મતથી ખુલાસો થતો નથી, અર્થાત્, હાસ્યમયતામાં અયુક્તતા રહેલી હોય છે ત્યારે તે કયી જાતની અયુક્તતા હોય છે તેનો એ મતથી ખુલાસો થતો નથી. આની તાત્કાલિક સાબીતી એ જ કે એ મતને પ્રકારે અયુક્ત વાતોવાળાં ઉદાહરણો ગોઠવી જોઈશું તો માલમ પડશે કે એમાંથી ઘણામાં કાંઈ હાસ્યમય હોતું નથી. આથી જણાય છે કે

હાસ્યમયતામાં જ્યારે અયુક્તતા રહેલી હોય ત્યારે તે સામાન્ય અયુક્તતા નથી હોતી, પણ, અમુક જાતની અયુક્તતા હોય છે. એ અયુક્તતાથી હાસ્યમયતા ઉત્પન્ન થતી નથી, પણ, ઉલટું હાસ્યમયતા પોતાનો વિશેષ અંશ એ અયુક્તતામાં ફેલાવે છે. અયુક્તતા એ કારણ નથી હોતું પણ પરિણામ હોય છે, અને તે એવું ખાસ જાતનું પરિણામ હોય છે કે તેના કારણનું વિશેષ સ્વરૂપ તેમાં પ્રાદુર્ભૂત થાય છે.

એક ઉદાહરણ કલ્પીએ. બહાર ફરવા ગયાં ત્યાં આપણે કોઈ ડુંગરની ટોચ પર કાંઈ એવું જોયું કે તે આઘેથી હાલ્યા ચાલ્યા વિના ઉભેલા શરીર જેવું કાંઈક દેખાતું હોય અને તેના હાથ ચકર ચકર ફરતા હોય એમ દેખાતું હોય. એ શું છે તે આપણે જાણતા નથી, પણ, આપણા વિચારોમાં શોધ કરવા માંડીએ છીએ, એટલે કે, એ શું હોઈ શકે–એવું શું હોય તે નક્કી કરવા આપણી સ્મરણશક્તિ ચલાવીએ છીએ, આપણને યાદ આવે તેમાંથી આ દેખાવને બંધબેસતું શું હોય એ વિચારીએ છીએ. થોડી વારમાં પવનચક્કીની આકૃતિ આપણા મન આગળ ઉભી થાય છે; અને, આપણે મનથી નક્કી કરીએ છીએ કે એ પવનચક્કી છે. ઘેરથી નિકળતા પહેલાં આપણે જંગી હાથવાળા રાક્ષસોની અદ્ભુત વાર્તાઓ વાંચતા હતા તેથી ફેર પડતો નથી, કારણ કે, ઘટતી વાતો યાદ લાવી અક્કલ વાપરવી એમાં મુખ્યત્વે સાધારણ સમજ ( common sense ) હોય છે, તોપણ, નિરુપયોગી વાત વિસારે મુકી અક્કલ વાપરવી એમાં વળી વિશેષ રીતે સાધારણ સમજ હોય છે. મન વખતોવખત બદલાતી સ્થિતિને અનુકૂળ થાય અને વસ્તુઓ બદલાય તે સાથે ગતિ કરી વિચારો બદલાય એ પ્રયાસ તે સાધારણ સમજ છે.

પણ હવે, રણસંગ્રામોમાં જવા નિકળેલા ડૉન કિવક્ઝૉટ તરફ દૃષ્ટિ કરીએ. તમણે વાંચેલી બધી અદ્ભુત વાર્તાઓમાં લખેલું છે કે 'નાઈટ્સ' ( વીર પુરુષો )ને રસ્તામાં રાક્ષસો સામા મળે છે. ડૉન કિવક્ઝૉટ ધારે છે કે મને પણ સામો રાક્ષસ મળવો જોઈએ. રાક્ષસનો

વિચાર તેના મનમાં ઠસી ગયેલો છે અને બહાર નિકળી આવી કોઈ પદાર્થમાં ગોઠવાવાની તક જોઈ રહેલો છે તેથી, જે પદાર્થ સહેજ પણ રાક્ષસની આકૃતિ જેવો દેખાય છે તે તેની દૃષ્ટિએ રાક્ષસ બની જાય છે. આ રીતે, જ્યાં આપણે પવનચક્કીઓ જોઈએ છીએ ત્યાં ડૉન કિવક્ઝૉટ રાક્ષસો જુએ છે. આ હાસ્યમય છે, આ અયુક્ત પણ છે. પણ એ શું માત્ર અયુક્તતા જ છે—ગમે તે રીતે અયુક્ત કહેવાય એવી એ સ્થિતિ છે ?

આ સ્થિતિમાં સાધારણ સમજને કાંઈ જુદી રીતે ઉંધી વાળી હોય છે. વસ્તુઓ પ્રમાણે પોતાના વિચાર બાંધવાને બદલે એમાં પોતાના વિચાર પ્રમાણે વસ્તુઓ બાંધવાનો પ્રયત્ન હોય છે. આપણે જે જોઈએ છીએ તેનો વિચાર કરવાને બદલે આપણે જેનો વિચાર કરતા હોઈએ છીએ તે આપણી આગળ આવેલું જોઈએ છીએ. બુદ્ધિ વાપરીએ તો તો આપની સ્મૃતિમાં જે વસ્તુઓ રહેલી છે તેને પોતપોતાને ઠેકાણે આપણે રહેવા દઈએ; એમ હોય ત્યારે, પ્રસંગાનુસાર ઘટતી વસ્તુ સ્મૃતિમાંથી આવી બોલાવેલી હાજર થશે અને જેનો પ્રસંગ હશે તેનો અર્થ સમજાવવાનું કાર્ય કરશે. પણ ડૉન કિવક્ઝૉટને તો એથી ઉલટું એવું છે કે તેની સ્મૃતિમાંની એક વર્ગની વસ્તુઓ બીજી બધી પર અમલ ચલાવે છે અને સ્વભાવ ઉપર પણ અધિકાર ચલાવે છે. તેથી, કલ્પનાને તાબે થવાની વાસ્તવિકતાને ફરજ પડે છે, અને, મનના તરંગ સારૂ મૂર્તિમંત આકૃતિ પુરી પાડવી એટલું જ કામ વાસ્તવિકતાને કરવાનું રહે છે. ભ્રમ એક વાર ઉત્પન્ન થયા પછી ડૉન કિવક્ઝૉટ તેનો વિસ્તાર તર્કાનુસાર કરી પરિણામો ઉપજાવે છે. ઉંઘમાં ફરવાની ટેવ હોય તેવો માણસ પોતાના સ્વપ્ન પ્રમાણે આચરણ કરે છે તેની પેઠે ડૉન કિવક્ઝૉટ ભ્રમમાં પણ દરેક કામ ખરા પ્રમાણે ચોકસાઈથી અને રીતસર કરે છે. ભ્રમનો ઉદ્‌ભવ આ પ્રમાણે થાય છે. અને, વિશેષ જાતની અયુક્તતાનું નિયંત્રણ આ વિશેષ જાતની તર્કવ્યવસ્થાથી થાય છે.

આ તર્કવ્યવસ્થા ડૉન ક્વિકઝૉટની એકલાની નથી. પણ, હાસ્યપાત્ર મનુષ્યોનાં મનનું એવું વલણ બંધાઈ જાય છે કે સાંભળ્યા વિના અને જોયા વિના તેઓ ભૂલભરેલે રસ્તે ચાલ્યા જાય છે, અને પોતાને જે જોવું હોય તે જ દેખાય છે એમ તેઓ ધારે છે, તથા પોતાની કલ્પના પ્રમાણે જ બધી ઘટના છે એમ તેઓ માને છે. સાધારણ સમજની આવી વિપરીતતા દીવાનાપણામાં જોવામાં આવે છે, પણ, દીવાના માણસનું આવું વર્તન જોવામાં આવે છે ત્યારે હાસ્ય ઉત્પન્ન થતું નથી પણ દયા ઉત્પન્ન થાય છે. જો કોઈ જાતનું દીવાનાપણું હસવા સરખું હોય તો તે મનની સાધારણ સ્વસ્થતાવાળું હોવું જોઈએ; ગાંડો ન હોય તેનું જ દીવાનાપણું હસવા સરખું થાય. આવું દીવાનાપણું સ્વપ્નાવસ્થામાં હોય છે. સ્વપ્નાવસ્થામાં આવેલો માણસ ગાંડો નથી હોતો. તેની તર્કવ્યવસ્થા આવી જ જાતની હોય છે. આ રીતે, એવો સિદ્ધાન્ત થઈ શકશે કે હસવા સરખી અયુક્તતા સ્વપ્નના પ્રકારની હોય છે.' ( લાફ્ટર: ઍન ઍસે ઑન ધ મિનિંગ ઑફ ધ કૉમિક.)

'અસંભવ' માં રહેલી આ હાસ્યજનક અયુક્તતા ( comic absurdity ) સ્વપ્નની અયુક્તતાને શી રીતે મળતી હોય છે તે પ્રો. બર્ગસન આ પ્રમાણે દર્શાવે છે: 'ડૉન ક્વિકઝૉટ સરખા મનુષ્યોનો દીવાનાપણા જેવો અને હસવા સરખો બુદ્ધિવ્યાપાર ઉપર વર્ણવ્યો તેવો જ બુદ્ધિવ્યાપાર સ્વપ્નમાં થાય છે. માણસ ઉંઘમાં પડતાં તેનું મન પોતાના જ વિચારથી પ્રસન્ન થઈ બાહ્ય જગતથી વસ્તુતઃ અલગ થઈ જાય છે, અને, માત્ર પોતાની કલ્પનાનો સાક્ષાત્કાર કરવાનાં નિમિત્ત મળે એટલા પુરતો જ બાહ્ય જગતનો આશ્રય લે છે. ગુંચવાયેલા અવાજોનો ભણકારો ઉંઘનારના કાનમાં પડે છે તેની દૃષ્ટિએ રંગ દેખાય છે, અને તેની ઇન્દ્રિયોની ગ્રહણશક્તિ સમૂળગી બંધ થઈ ગયેલી નથી હોતી, પરંતુ, સ્વપ્નાવસ્થામાં તેની ઇન્દ્રિયો જે ગ્રહણ કરે છે તે શું છે તે સમજવા સારૂ તે પોતાની બધી સ્મૃતિઓનો ઉપયોગ કરતો નથી, પણ, જે સ્મૃતિ પોતાને ખાસ પ્રિય હોય તેનો જ ઉપયોગ

કરે છે, અને તેને આધારે વસ્તુસ્વરૂપ કલ્પે છે. આ રીતે, સ્વપ્ન અનુભવનારના મનની તે તે વખતની વૃત્તિ પ્રમાણે અને તેની કલ્પનામાં તે તે વખતે ભરાયેલા ભાવ પ્રમાણે તે એક જ ઇન્દ્રિયાનુભવ પરથી જુદી જુદી વસ્તુઓનો સ્વપ્નમાં સાક્ષાત્કાર કરે છે. બારી પરના બાકામાંથી આવતો પવનનો સુસવાટો કોઈ વેળા સ્વપ્નમાં જંગલના પશુની ગર્જના બને છે અને કોઈ વાર મધુર સંગીત બને છે. સ્વપ્નમાં આમ જેવો ભ્રમ થાય છે તેવો જ ભ્રમ હાસ્યજનક અયુક્તતામાં થાય છે. હાસ્યમય અવસ્થાની અને સ્વપ્નાવસ્થાની તર્કવ્યવસ્થા એક સરખી હોય છે. જે તર્ક સાંભળી આપણે હસીએ છીએ તે ખોટા છે એમ આપણે જાણીએ છીએ, પણ, તે એવા હોય છે કે સ્વપ્નમાં તે સાંભળ્યા હોય તો આપણે તે ખરા માનીએ. એમાં ખરા તર્કની એવી ખોટી નકલ હોય છે કે નિદ્રામાં પ્રવેશ કરતું મન એવા તર્કથી છેતરાય. એમાં કોઈ જાતની તર્કવ્યવસ્થા તો હોય છે જ, પણ, તે એવી હોય છે, કે તેમાં વિચાર કરવાનો શ્રમ પડતો નથી. નર્મયુક્ત વાક્ચાતુર્યનાં વચનો ( witticisms ) ઘણી વાર આ જાતનાં હોય છે. વિચારોની એવી રમતથી આખરે શબ્દોની રમત ઉદ્ભવે છે. જુદા જુદા વિચારોનો સંબંધ માત્ર ઉપર ઉપરનો થવાથી શબ્દોના અર્થને બદલે શબ્દોના અવાજ ઉપર લક્ષ જતાં દ્વિઅર્થી શબ્દોની ચતુરાઈમાં આપણે ઉતરીએ છીએ. હાસ્યરસની આવી તર્કવ્યવસ્થામાં વિચારોનું અન્તઃસ્વરૂપ જતું રહેવા છતાં તેનો શબ્દરૂપી બાહ્ય આકાર કાયમ રહેવાથી જે વિલક્ષણતા થાય છે તે સ્વપ્નમાં પણ હોય છે. ઉદાહરણાર્થ, પ્રહસનમાં કેટલાક હાસ્યમય અભિનય એવા હોય છે કે એક પાત્રના કાનમાં બીજું પાત્ર કંઈ શબ્દો કહે છે તે પરથી સાંભળનાર પાત્ર મૂર્ખાઈ ભરેલી રીતે અને અર્થ સમજાતો ન હોય તેવા ડોળથી તે શબ્દો ફરી બોલી જાય છે. સ્વપ્નમાં પણ આવી ઘટના હોય છે. આસપાસ જાગતા લોકો બોલતા હોય તેમનાં વચનો ઉંઘમાં પડેલા માણસને કાને પડતાં તેના ચિત્તમાં તે વચનો અર્થ વિનાનાં

થઈ જાય છે અને મરડાઈને એવા તરેહવાર તથા આકસ્મિક રૂપે એકઠાં થાય છે કે સ્વપ્નમાં તે અતિવિલક્ષણ અર્થ ધારણ કરે છે.'

પ્રો. બર્ગસનના આ વિવેચનનો સાર એ છે કે હાસ્યરસમાં વર્ણવેલો અસંભવ પ્રથમ દૃષ્ટિએ અયુક્ત (absurd) લાગે, એવી અયુક્ત સ્થિતિમાં કોઈ માણસ આવે જ નહિ—એવા અયુક્ત વિચાર કોઈ માણસ કરે જ નહિં—એવાં અયુક્ત વચનો કોઈ માણસ બોલે જ નહિં એમ પ્રથમ દૃષ્ટિએ લાગે, તો તે ભૂલ છે. કેટલાક માણસો પોતાના મનના તરંગને એવા વશ થઈ જાય છે કે એ તરંગથી કલ્પેલી વાતને સાચી માની લે છે અને જે તર્કવ્યવસ્થા સાધારણ મનુષ્યો સાચી વાત સંબંધે વાપરી ખરા વિચાર બાંધે છે, તે જ તર્કવ્યવસ્થા એવા મનુષ્યો પોતાના તરંગમાં આવેલી કલ્પિત વાત સંબંધે વાપરી અયુક્ત વિચાર બાંધે છે. રાક્ષસોને જંગી હાથ હોય છે એવું વાર્તામાં વાંચ્યું હોય તે છતાં જ્યાં આઘેથી કોઈ એવી આકૃતિ દેખાય કે તેને જંગી હાથ છે એમ આભાસ થાય તોપણ સાધારણ મનુષ્યો એમ ન માની લે કે રાક્ષસ ઉભો છે. પરંતુ, ડૉન કિવક્ઝૉટ સરખા મનુષ્યના મનમાં રાક્ષસો સાથે યુદ્ધ કરવાના તરંગ રમી રહ્યા હોય તો તે એ આકૃતિને રાક્ષસ જ માને, અને ખરેખરો શત્રુ ઉભો હોય ત્યાં સાધારણ મનુષ્ય જે પ્રમાણે બોલે ચાલે તે જ પ્રમાણે એવા તરંગી મનુષ્યો વગર શત્રુએ બોલે ચાલે. જ્યાં ચિત્તમાં એક વાર ભ્રમ સ્થાપિત થયો હોય ત્યાં તર્કવ્યવસ્થા અયુક્તતા ઉપજાવે છે અને એવી અયુક્તતા હાસ્યમય થાય છે. 'બાન્ધવ' એટલે કોણ તે ન જાણનાર મૂર્ખ **स्मशाने यस्तिष्ठति स बान्धवः** ('સ્મશાનમાં જે ઉભો રહે તે બાન્ધવ') એવું વચન સાંભળી બાન્ધવ કેવો હોય તે જોવા સારૂ સ્મશાનમાં જાય અથવા સ્મશાનમાં બાન્ધવ ઉભો હશે એમ ધારે, એ શક્ય છે. અને, 'સ્મશાન જવાને પ્રસંગે મદદમાં ઉભો રહે તેને બાન્ધવ સમજવો' એવો એ વાક્યનો ખરો અર્થ ન સમજતાં 'સ્મશાનની ભૂમિમાં જે પગ માંડી ઊભેલો હોય તે બાન્ધવ કહેવાય' એવો

ખોટો અર્થ તે સમજે. તો પછી, બાન્ધવનું દર્શન કરવા સારૂ તે સ્મશાનભૂમિમાં જાય અથવા સ્મશાનભૂમિમાં બાન્ધવ મળશે એમ ધારે, અને, સ્મશાનભૂમિમાં જતાં ત્યાં ગધેડાને ઊભેલો જોઈ 'આ બાન્ધવ છે' એમ એકદમ માની લે, એ સાધારણ તર્કવ્યવસ્થાનું પરિણામ છે. એ ન બને એવી અયુકતતા નથી પણ હસવા સરખી અયુક્તતા છે. જંગી આકૃતિ જોઈ એ કયી વસ્તુ હોવી જોઈએ તે નક્કી કરવા સાધારણ મનુષ્ય પોતે પ્રથમ જોયેલી ઉંચા કદની વસ્તુઓ યાદ લાવવા પ્રયત્ન કરે, પણ, ડૉન કિવક્ઝૉટ સરખા મનુષ્યોના મનમાં રાક્ષસો એવા રમી રહ્યા છે કે બીજી કોઈ વસ્તુઓ યાદ લાવવાનો પ્રયત્ન ન કરતાં તેઓ પોતાને મનગમતી રાક્ષસની કલ્પના જ યાદ લાવે છે અને પછી સાધારણ તર્કવ્યવસ્થાથી 'આ રાક્ષસ છે' એમ અનુમાન કરે છે. સ્મશાનમાં ગધેડાને ઉભેલો જોઈ સાધારણ મનુષ્યો પોતે પ્રથમ જોયેલી લાંબા કાનવાળી, લટકતી પુંછડીવાળી ગધેડાની આકૃતિ યાદ કરી સાધારણ તર્કવ્યવસ્થા વડે 'આ ગધેડો છે' એમ અનુમાન કરે છે. પણ, અક્ષરાર્થને વળગી રહેનાર મૂર્ખ એવું કાંઈ યાદ લાવવાનો પ્રયત્ન ન કરતાં **स्मशाने यस्तिष्ठति स बान्धवः** એ વાક્ય જ યાદ કરે છે, અને, તેથી એ જ સાધારણ તર્કવ્યવસ્થા વડે 'આ બાંન્ધવ છે' એમ અનુમાન કરે છે.

આમ, આ અયુકતતા એવી નથી કે મનુષ્યના તર્કમાં જ તે ઉતરે નહિં અને તર્કવ્યવસ્થા ચલાવી શકે તેવો મનુષ્ય એવું વર્તન કરે જ નહિં. એવી અવસ્થામાં તર્કવ્યવસ્થાનું બળ તો હોય છે, પણ, મનની વિલક્ષણતાને લીધે એ બળ આગળ રજુ થનારાં ઉપાદાન એવાં બદલાઈ જાય છે કે પરિણામ અયુક્ત થાય છે. તે છતાં, મૂળમાં વાસ્તવિક વિલક્ષણતા રહેલી હોવાથી અયુક્તતા શ્રોતાના ચિત્ત આગળ 'અસંભવ'ના દોષથી અસ્વીકાર્ય નથી બનતી, પણ તેના ચિત્તને વિલક્ષણતાના સંભવની પ્રતીતિ કરાવી પ્રસન્ન કરે છે અને હાસ્ય ઉપજાવે છે. તર્કવ્યવસ્થાની પ્રવૃત્તિ ખરેખરી રીતે આ પ્રકારે થાય છે એ

હકીકતના ઉદાહરણ સારૂ પ્રો. બર્ગસન સ્વપ્નાવસ્થાના અનુભવ શી રીતે થાય છે તે વર્ણવે છે. એ અવસ્થામાં પણ માણસ પોતાને મનગમતી કલ્પનાથી ઘેરાઈ જાય છે; ઇન્દ્રિયો જે ગ્રહણ કરે તે શું છે તે સમજવા સારૂ પૂર્વના અનુભવ પ્રસ્તુતપણે યાદ ન લાવતાં માણસ પોતાના મનમાં વિશેષ ઠસી ગયેલો અમુક અનુભવ જ યાદ લાવી અને પછી સાધારણ તર્કવ્યવસ્થા ચલાવી ‘ આ તે અમુક વસ્તુ છે ’ એવા ખોટા અનુમાનમાં ઉતરી પડે છે, પોતાને દોરડાનો સ્પર્શ થતો હોય તો સાપનો સ્પર્શ થાય છે એમ ધારે છે, પોતાની આંખમાં તેજનું એક કિરણ આવતું હોય તો આગ લાગી છે એમ ધારે છે. આ રીતે જ્યાં મનની વિલક્ષણતાને લીધે બધી કલ્પનાઓનું સમતોલ ન રહેતાં એકાદ કલ્પના આગળ પડતી થઈ સર્વ અનુભવોને પોતાની રૂપના કરવા મથે છે, ત્યાં મન ભ્રમને વશ થાય છે અને તેથી મન આગળ આવતી વસ્તુઓ એવી મરડાઈ જાય છે, એવી વાંકી થઈ જાય છે કે તે પર ચલાવેલો તર્કવ્યાપાર અયુક્ત પરિણામો જ ઉભાં કરે છે. તેથી, તેઓ કહે છે કે હાસ્યમયની તર્કવ્યવસ્થા (logic of the laughable) અને સ્વપ્નમયની તર્કવ્યવસ્થા (logic of dreams) એક સરખી હોય છે; બન્નેમાં મનના તરેહવાર વલણ પર તર્કવ્યાપાર રચાય છે, અને એ રીતે આરંભમાં વક્રતા હોવાથી બધી ઘટના અયુક્ત બને છે તથા આરંભની વક્રતામાં સમાયેલું હાસ્યમયતાનું બીજ એ અયુક્ત ઘટનાને હાસ્યમય બનાવે છે.

આ નિરૂપણથી એ ફલિત થાય છે કે જેમના મનમાં વિલક્ષણતા હોય છે તેમના તર્કવ્યાપાર હાસ્યમય થાય છે. એવા તર્કવ્યાપાર અયુક્ત પણ થાય છે, પરંતુ, અયુક્તતાથી હાસ્ય થતું નથી, પણ જે વિલક્ષણતાથી હાસ્ય થાય છે તે જ વિલક્ષણતા અયુક્તતા ઉત્પન્ન કરે છે, અને તેથી, એવી અયુક્તતા રંગાય છે. એ વિલક્ષણતા વાસ્તવિક હોય છે, અને, સાધારણ રીતે થઈ શકે એવો તર્કવ્યાપાર તે વિલક્ષણતા ઉપર પ્રવૃત્ત કરતાં એવી અયુક્તતા ઉત્પન્ન થાય છે, તેથી, એમાં

અસંભવનો દોષ હોતો નથી. આમ કલા સંબંધે 'અસંભવ'ની ઉપર કરેલી વ્યાખ્યા પ્રો. બર્ગસનના આ નિરૂપણ સાથે એકાર્થ થાય છે. મૂળની વિલક્ષણતા તે 'સંભવ' છે, અને તેને તર્કવ્યાપારમાં ખેંચી અયુકતતાના અર્થાત્ અસંભવના રૂપમાં મુકવાની કલાથી હાસ્યમયતા પુષ્ટ થાય છે.

સ્વિફ્ટની 'ગુલિવર્સ ટ્રાવેલ્સ' સરખી કૃતિઓમાં જે અસંભવના અંશ હોય છે તે વાર્તાનો વિષય હોય છે, હાસ્યરસનો વિષય નથી હોતો. એવા અમાનુષ વૃત્તાન્તની વાર્તાઓને આધારે હાસ્યરસની કૃતિઓ થાય છે. તેમ જ વીરરસ, શૃંગારરસ વગેરે રસની કૃતિઓ પણ થાય છે. સ્વિફ્ટે એ ગ્રન્થમાં અમાનુષ પ્રાણીઓ કલ્પી તેમનામાં મનુષ્યોનાં લક્ષણ આરોપિત કર્યાં છે, અને એ આરોપણમાં મનુષ્યસ્વભાવમાં રહેલી વિલક્ષણતા આગળ પડતી કરી તેમાંની હાસ્યમયતા દર્શાવી છે. એ હાસ્યમયતા મનુષ્યના લક્ષણની છે અને સંભવે તેવી છે; જેવાં પ્રાણીઓ હોઈ શકે નહિં તેવાં પ્રાણીઓના અસ્તિત્વ પર હાસ્યમયતાનો આધાર નથી, અર્થાત્, અસંભવ ઉપર હાસ્યમયતાનો આધાર નથી. સ્વિફ્ટે એ પ્રાણીઓને સૂક્ષ્મ વસ્તુને મ્હોટી આકૃતિમાં દેખાડનાર અગર મ્હોટી વસ્તુને સૂક્ષ્મ આકૃતિમાં દેખાડનાર કાચ જેવાં કલ્પ્યાં છે. એ કાચથી થતી નાની મ્હોટી આકૃતિમાં હાસ્ય સમાયું નથી. પણ, એ કાચથી જણાઈ આવતાં મૂળ વસ્તુનાં તરેહવાર લક્ષણોના દર્શનમાં હાસ્ય સમાયું છે.

હાસ્યરસના કલાવિધાનમાં જેમ સંભવની શકયતા સચવાવી જોઈએ તેમ એ સંભવ તે ઘણી વાર નજરે પડે એવા પ્રસંગોનો સંભવ હોવો જોઈએ; કોઈ એકાદ વખત જ જોવામાં આવે એવા પ્રસંગનો એ સંભવ હોવો જોઈએ નહિં. અર્થાત્, મનુષ્યસ્વભાવની જે વિલક્ષણતાના ચિત્રથી હાસ્યરસ ઉપજાવવાનો હોય તે વિલક્ષણતાવાળાં માણસો વખતોવખત જોવામાં આવે છે એવો આપણો સાધારણ અનુભવ હોવો જોઈએ; એવું વિલક્ષણ માણસ કોઈ એક જ થઈ

ગયું અને એવા પ્રકારનાં બીજાં માણસો જોવામાં ન આવે, એમ હોય તો, એવો સંભવ હાસ્યરસ માટે પુરતો નથી. હાસ્યરસના સ્વરૂપ પર દૃષ્ટિ કરીશું તો વિલક્ષણતાના આ વિસ્તારની આવશ્યકતાનું કારણ જણાઈ આવશે. જે સંઘટ્ટનથી હાસ્યરસનો ઉદ્‌ભવ થાય છે તે સંઘટ્ટન બરાબર જામે એટલા માટે સામસામી અથડાતી બન્ને વસ્તુઓ પહોળી હોવી જોઈએ. હાસ્યરસમાં ઘણાખરા મનુષ્યોનાં સામાન્ય લક્ષણો સાથે કેટલાક મનુષ્યોનાં વિચિત્ર લક્ષણો અથડાય છે. ત્યાં એ સામાન્ય લક્ષણો-(જેને 'સુલક્ષણો' કહીએ તો ચાલે તે)ની બાજુ તો ઘણી વિસ્તારી હોય છે, પણ સામી બાજુએ વિચિત્ર લક્ષણનું એક બિન્દુ જ હોય તો સંઘટ્ટન જોઈએ તેવું થાય નહિ. સુલક્ષણો તે મનુષ્યોના મ્હોટા સમૂહના હોઈ તેનો પટ પહોળો હોય છે; વિચિત્ર લક્ષણોનો પટ એવો પહોળો તો હોઈ શકે નહિં, પણ સંઘટ્ટનથી ધ્રુજારો અને અથડાઅથડીનો સંક્ષોભ કરી શકે એટલો તો તેનો પટ પહોળો હોવો જોઈએ; એક બે બિન્દુ જેટલી પહોળાઈ વિસ્તીર્ણ પટ સામે અથડાય તેથી એ કાર્ય થઈ શકે નહિં. આનું તાત્પર્ય એ છે કે મનુષ્યોનાં સામાન્ય લક્ષણોની સામે જે વિચિત્ર લક્ષણો રજુ કરવામાં આવે તે જવલ્લે માલમ પડતા એક કે બે મનુષ્યનાં નહિં પણ કંઈ કંઈ વાર માલમ પડે એવા મનુષ્યોનાં લક્ષણો હોવાં જોઈએ, અર્થાત્ એવાં વિચિત્ર લક્ષણવાળા મનુષ્યોનો કોઈ વર્ગ હોવા જોઈએ.

આ વિલક્ષણતાનાં ઉદાહરણો તરફ દૃષ્ટિ કરીશું તો આ વસ્તુ-સ્થિતિ વધારે સ્પષ્ટ થશે. ડૉન ક્વિક્ઝૉટ, જીવરામભટ્ટ, અડવો, એ જાતનાં હાસ્યપાત્ર મનુષ્યો આપણને અનેક વાર મળી આવે તેવાં હોય છે તેથી આપણને તેમની વિલક્ષણતાના વર્ણનમાં રસ પડે છે. એવાં પાત્ર આપણા સહુના પરિચયમાં આવ્યાં છે અને આવે તેમ છે એ ભાનથી આપણે એ પાત્રો તરફ આકર્ષાઈએ છીએ, અને, તેમની વિલક્ષણતા સામે આપણી સુલક્ષણતા ધરી એ બેના સંઘર્ષનો અનુભવ કરીએ છીએ, એવા મનુષ્યો પોતાના વર્ગના નમુના રૂપ ન હોય

અને માત્ર છુટીછવાઈ વ્યક્તિઓ જ હોય તો આપણને તેમની વિચિત્રતા કુતૂહલ ભરેલી ન લાગે અને તેથી વિનોદ ન થાય. મિથ્યાભિમાની મનુષ્યો જે જાતના હોય છે તેવા જીવરામભટ્ટ છે એ સાક્ષાત્કાર થવાથી આપણને તેની મૂર્ખાઈઓ હસવા સરખી લાગે છે. જીવરામભટ્ટ જેવા વર્ણવેલા છે તેવા ખરેખરા થઈ ગયા હોય, પણ એવા એ એક જ થયા હોય, અને, એવા મનુષ્યો બીજા કોઈ જ જોવામાં આવતા ન હોય, તો આપણે એવા સ્વભાવને કુદરતનો આકસ્મિક ફાંટો ગણીએ, અને, આપણને તેની મૂર્ખાઈ રસભરી ન લાગે તથા તે જોઈ હસવું ન આવે. અડવાને રાત્રે વગડામાં ભીલોએ લુટ્યો અને તેની પાસેના રૂપીઆ લઈ લીધા ત્યારે ભીલોમાંથી એકે કહ્યું, 'જુવોને ત્રાંબાના રૂપીઆ તો નથી.' તે સાંભળી અડવો બોલ્યો, 'અમે સાહુકાર ત્રાંબાના રૂપીઆ ના રાખીએ, પતીજ ન પડે તો પેલા ઝાડ પર સોની બેઠો છે તેની પાસે પરખાવો.' એ રીતે અડવાએ ઝાડ પર સંતાઈ બેઠેલા સોનીને બતાવી દીધો અને ભીલોને હાથ સોંપી દીધો, એ મૂર્ખાઈ આપણને હાસ્યજનક લાગે છે; કેમકે એ પ્રકારે પોતાનું ડહાપણ બતાવવા જનારા મૂર્ખાઓ આપણે વખતોવખત જોઈએ છીએ. પણ, મહમદ તઘલખે પોતાના પડી ગયેલા દાંતને દબદબા સાથે દટાવી તે ઉપર મ્હોટો રોજો બંધાવ્યો એ વર્તનમાં મૂર્ખાઈ કરતાં ગાંડાઈ વધારે હતી, અને, એવો ગાંડો તો મહમદ તઘલખ જ હતો, એ સ્થિતિને લીધે એ પ્રસંગ ઝાઝો હાસ્યોત્પાદક નથી લાગતો. અલબત્ત, હાસ્યરસનો કોઈ કુશળ આલેખક બીજા [illegible] ઉમેરી એ પ્રસંગને હાસ્યમય બનાવી શકે, પણ, [illegible] તો એ પ્રસંગ [illegible] એક વ્યક્તિનું જ અસાધારણ [illegible] [illegible] કે [illegible] હાસ્યવૃત્તિ તે તરફ આકર્ષાતી નથી. [illegible] એ જ અનુભવ જોવામાં આવે છે. [illegible] આવે છે તેથી તેમની આકૃતિ ([illegible]) [illegible] થાય છે, પણ, એ ડોકનું [illegible]

દેખાડવામાં આવે છે તો તેથી હાસ્ય થતું નથી પણ ત્રાસ જ થાય છે. હાસ્યની વૃત્તિ જ એ પ્રકારની છે કે તેના ઉલ્લાસ માટે વિલક્ષણતાના વિસ્તારની આવશ્યકતા છે. પ્રદર્શિત થતી વિલક્ષણતા માત્ર એક મનુષ્યની નથી પણ અમુક ચિત્તવૃત્તિવાળા મનુષ્યોની છે, અને, જે મનુષ્યનું ચિત્ર રજુ થયું છે તે એવા મનુષ્યોનો નમુનો છે, એવો અનુભવ થાય ત્યાં જ હાસ્ય ઉલ્લાસ પામે છે.

ઉપર બીજા વિવેચન સંબંધે કહ્યું હતું કે ઉપહાસની કથા કોઈ છુટક વ્યક્તિ (individual) ના ચિત્રરૂપ હોતી નથી પણ અમુક જાતના નમુના (types) ના ચિત્રરૂપ હોય છે, તેનો ભાવાર્થ આ ઉપરથી સમજાશે. જ્યાં કોઈ કથા નામની જ જોડી કહાડેલી હોય છે, પણ, તેમાં કોઈ અમુક ખરેખરી વ્યક્તિનું નામ બદલી તેનું જ આચરણ વર્ણવ્યું હોય છે, અને તે વર્ણન પણ એવું હોય છે કે હાસ્યરસને કોઈ રીતે પુષ્ટ ન કરનારી તેની ખાસીઅતો વીગતવાર દર્શાવી હોય છે તથા તેની હાસ્યજનક ખાસીઅતો કોઈ વર્ગના લક્ષણ તરીકે જણાય એવી રીતે ચિતરેલી હોતી નથી, ત્યાં રચના કેવળ અ-કુશળ લાગે છે. હાસ્યને બદલે દ્વેશ ઉદ્દિષ્ટ જણાય છે, અને હસવા સરખા અંશ પણ કથળાવી નાખેલા જણાય છે, તેનું આ જ કારણ છે. હાસ્યરસને નમુનાની અપેક્ષા હોય છે અને વ્યક્તિઓનો તે નમુના તરીકે જ સ્વીકાર કરે છે. વિચિત્ર સ્વભાવવાળા તરેહવાર મનુષ્ય માટે 'એ પણ એક નમુનો છે' એમ સાધારણ વાતચિતમાં કહેવામાં આવે છે તે ઉક્તિમાં આ તત્વ કેટલેક અંશે ગર્ભિત રહેલું છે.

હાસ્યરસમય કથાઓનાં પાત્રો બધાં અંશોમાં કોઈ અમુક વ્યક્તિ જેવાં હોતાં નથી, પણ, તેમની વિલક્ષણતા જુદી જુદી વ્યક્તિઓની વિલક્ષણતાનું સ્મરણ કરાવે છે. અને તે છતાં એ બધી વિલક્ષણતા એક વ્યક્તિમાં એકઠી થયેલી હોય એ સંભવ શક્ય જણાય છે, તેનું કારણ પણ એ જ છે કે એ પાત્રો નમુના દર્શાવવા ચિતરેલાં હોય છે, કોઈનું જીવનચરિત વર્ણવવા ચિતરેલાં હોતાં નથી. છુટક વ્યક્તિના

જીવનમાં બધા પ્રસંગો હાસ્યયમ નથી હોતા, હાસ્યમય નહિં એવા ઘણા પ્રસંગો પણ તેમાં હોય છે તેથી, હાસ્યમય કથા તે જીવનચરિતથી જુદી જ જાતની રચના હોય છે. મનુષ્યોના જીવનનાં જુદે જુદે પ્રસંગે બનતા હાસ્યમય પ્રસંગો એક બીજા સાથે સંધાય તેવી રીતે એકઠા કરી મનુષ્યસ્વભાવમાં રહેલી વિલક્ષણતા દર્શાવવી એ હાસ્યમય કથાનો ઉદ્દેશ છે, અને તે માટે હાસ્યમય નમુના જ ઉપયોગી થાય છે. વચમાં વચમાં હાસ્યમયતા આવે એવાં જીવનચરિત ઉપયોગી થતાં નથી.

હાસ્યરસનાં પાત્રો આ રીતે નમુના હોવા જોઈએ એમ કહેતાં એ લક્ષમાં રાખવાનું છે કે એ નમુના તે નમુનેદાર માણસ હોવા જોઈએ; એટલે, નમુના તરીકે ગણી શકાય તેવાં માણસો હાસ્યરસનાં પાત્ર હોવાં જોઈએ. ખરેખરા અને જીવતા માણસો જ હાસ્યપાત્ર થઈ શકે છે. માણસોના સ્વભાવની ઘટનામાં અમુક કારણોથી જે વિલક્ષણ અંશ દેખા દે છે તેનો હાસ્યમય સાક્ષાત્કાર માણસોની મૂર્તિના દર્શન વિના થતો નથી. મનુષ્યસ્વભાવના અમૂર્ત વર્ણનમાં એવું અસ્પૃશ્ય તત્ત્વચિંતન રહેલું હોય છે, કે તે સંઘટ્ટનને કે તાત્કાલિક આશ્ચર્યને પ્રતિકૂળ થઈ પડે છે. આંખ, નાક ને હાથ પગવાળો મૂર્તિમંત મનુષ્ય ચિતરાયો હોય ત્યાં જ તેની વિલક્ષણતા હાસ્યનો પ્રસંગ આણી શકે છે. જીવરામભટ્ટને ઠેકાણે ‘ મિથ્યાભિમાન, ’ અડવાને ઠેકાણે ‘ બેવકૂફી ’ અને ડૉન કિવર્શૉટને ઠેકાણે ‘મગજનો પવન’ એવાં અમૂર્ત પાત્ર કલ્પી કથા રચી હોય તો તે કદી હાસ્યમય થાય નહિં. અમૂર્ત ભાવના મુખમાં ગમે તેવી મનુષ્યવાણી મુકી હોય કે તેને ગમે તેવાં મનુષ્યકૃત કરતો દર્શાવ્યો હોય પણ તેથી કદી ભાવવાળો મનુષ્ય બોલે છે કે કૃત્ય કરે છે એવો રસિક સાક્ષાત્કાર થાય નહિં. રસિક વિષયોમાં અમૂર્ત પાત્ર માટે સ્થાન જ નથી હોતું. એ વિષયોમાં મૂર્તિમંત પાત્રનું એટલું મહત્ત્વ હોય છે કે ‘ જીવરામભટ્ટ ’ને ઠેકાણે ‘ મિથ્યાભિમાન-શંકર ’ નામ કલ્પ્યું હોય તો તેથી પણ વાસ્તવિકતામાં ભિનતા થઈ રસની ક્ષતિ થાય છે. આ માટે, પ્રથમ સૂચવ્યું છે તેમ દુર્ગુણના

વર્ણનથી દુર્ગુણનો ઉપહાસ થઈ શકતો નથી. દુર્ગુણનો ઉપહાસ કરવા સારૂ કોઈ દુર્ગુણી મનુષ્યની કથા કલ્પવી પડે છે. અલબત્ત, એ દુર્ગુણી મનુષ્ય તે કોઈ અમુક દુર્ગુણી મનુષ્ય નહિં, પણ હાસ્યપાત્ર લક્ષણવાળા દુર્ગુણી મનુષ્યોના નમુનારૂપ મનુષ્ય હોવો જોઈએ.

હાસ્યરસનાં પાત્ર શા માટે નમુનારૂપ હોય છે તેનાં પ્રો. બર્ગસન કંઈ જુદા પ્રકારનાં કારણ બતાવે છે. તેઓ કહે છે: 'જ્યાં કોઈ માણસનું લક્ષણ એવી રીતે બંધાય કે તે ફરે નહિં અને બંધાયું હોય તેવું ને તેવું જ રહે ત્યાં તેમાં હાસ્યમયતાનો અંશ દાખલ થાય છે. આ રીતે કોઈ કથાના કે નાટકમાંના પ્રખ્યાત નાયકનું નામ કોઈ આપણા ઓળખીતાને આપણે આપીએ તો તે પણ હાસ્યમય લાગે છે, કેમકે, એ નાયકનું લક્ષણ હાસ્યમય ન હોવા છતાં તૈયાર કરી મુકેલા બંધારણ તરીકે તેના સ્વરૂપનો ઉપયોગ નકલીપણાથી કરવામાં આવે છે. આથી, કોઈ પણ નમુનાને મળતા હોવામાં નકલનો અંશ આવવાથી તેમાં હાસ્યમયતા જણાય છે, અને તેજ રીતે, દરેક હાસ્યપાત્ર માણસ તે નમુનો જ હોય છે. આમ હોવાથી, ઉંચા પ્રકારના હાસ્યરસની કથાઓ અને નાટકોનો ઉદ્દેશ સ્થિર બંધાઈ ગયેલાં લક્ષણોનું અર્થાત્ સામાન્ય નમુનાઓનું ચિત્ર આપવાનો હોય છે. બીજા કોઈ રસની રચનામાં એવા સામાન્ય નમુનાઓનું ચિત્ર આપવાનો ઉદ્દેશ હોતો નથી. આનું કારણ એ છે કે રસિક કલાનો ઉદ્દેશ એ હોય છે કે આપણી બહારની વસ્તુઓનું અને આપણા અન્તરાત્માની પ્રવૃત્તિઓનું ખરૂં સ્વરૂપ દર્શાવવું. હમેશના જીવનવ્યવહારમાં તો આપણે ઉપયોગિતાના દૃષ્ટિબિન્દુથી એ વસ્તુઓ અને પ્રવૃત્તિઓ તરફ નજર કરીએ છીએ; એ વસ્તુઓ અને પ્રવૃત્તિઓ ઓળખવામાં અને વાપરવામાં કામ આવે એવા એમના એક બે બાહ્ય અંશ લઈ એટલેથી જ આપણે અટકીએ છીએ, અને એવા એક બે અંશ લઈ એવી ઘણી વસ્તુઓ અને પ્રવૃત્તિઓને સામાન્ય વર્ગમાં મુકી સામાન્ય નામથી ઓળખીએ છીએ. આવા ઉપયોગપ્રધાન વ્યવહારમાં આપણે

એ વસ્તુઓ અને પ્રવૃત્તિઓનાં અન્તઃસ્વરૂપ જોતા નથી, એ દરેક વસ્તુ અને એ દરેક પ્રવૃત્તિ કેવી વિશેષતાવાળી છે, દરેકનું કેવું પૃથક્ લક્ષણ ( individuality ) છે તે આપણે વિચારતા નથી. રસિકકલા આ અન્તઃસ્વરૂપ, આ વિશેષતા, આ પૃથક્ લક્ષણ સુધી પહોંચી તેને પ્રકટ કરે છે. આ રીતે, રાજ્યલોભ કે કર્મભીરુતા સરખા સામાન્ય ભાવ વર્ણવવાને બદલે નાટકની રસિકકલા મેકબેથ કે હેમલેટ સરખાં પોતાની વિશેષતાથી અને પૃથક્ લક્ષણથી એ ભાવ ધારણ કરનારાં મૂર્તિમંત પાત્રો ચિતરે છે, અને, એ દરેક પાત્રનું અન્તઃસ્વરૂપ એવી રીતે પ્રદર્શિત કરે છે કે રાજ્યલોભ અને કર્મભીરુતા સરખા સામાન્યભાવનું અસ્તિત્વ જાણવા ઉપરાંત ઉંડા ઉતરી તે તે પાત્રમાં શી શી વિશેષતા સાથે એ ભાવ સંકળાયેલા છે અને તે તે પાત્રનું એકંદરે કેવું પૃથક્ લક્ષણ બંધાયેલું છે તે આપણને સમજાય છે. કવિ એક ધન્ય ક્ષણે પોતાની કલ્પનામાં આવી ગયેલો કોઈ વિશેષ પૃથક્ ભાવ પ્રકટ કરે છે, ચિત્રકાર એક ધન્ય ક્ષણે પોતાની કલ્પનામાં આવી ગયેલું કોઈ વિશેષ પૃથક્ રૂપ પ્રકટ કરે છે, સંગીતવિધાયક એક ધન્ય ક્ષણે પોતાની કલ્પનામાં આવી ગયેલો કોઈ વિશેષ પૃથક્ ભાવ પ્રકટ કરે છે. હાસ્યરસની કલા આથી જુદા જ પ્રકારની હોય છે. તે પૃથક્ વિશેષ લક્ષણ દર્શાવતી નથી, પણ, સામાન્ય લક્ષણ દર્શાવે છે. અન્તઃસ્વરૂપમાં ઉંડી ઉતરતી નથી, પણ, બાહ્ય સ્વરૂપ દર્શાવે છે; કોઈ માણસ પોતાના લક્ષણને હાસ્યમય કલ્પતું નથી, અને તેથી, હાસ્યમયતાનું નિરીક્ષણ સામાન્યભાવ ( generality ) વાળું થાય છે, બીજાના સ્વભાવની પરીક્ષા કરતાં ઉપર ઉપરના અંશો જ ગ્રહણ કરે છે, અને તેથી મનુષ્યો એકબીજાને મળતા જણાય એટલે સુધી જ તેમનાં લક્ષણ તે નિરીક્ષણને પ્રાપ્ત થાય છે. એ નિરીક્ષણ એથી વધારે ઉંડું ઉતરતું નથી, અને, ઉંડુ ઉતરવા જાય તો મનુષ્યોના પૃથક્ વ્યક્તિત્વ સુધી જઈ પહોંચે, તથા બહારના પરિણામ અને અન્દરનાં કારણનો સંબંધ હાથ લાગતાં હાસ્યમયતા લુપ્ત થઈ જાય.

આ રીતે, વિલક્ષણ સ્વભાવનાં અનેક માણસોનો સરેરાશ અંશ હાસ્યનું ઉપાદાન બને છે. વળી દૂષણ સુધારવું એ હાસ્યનો હેતુ હોય છે તેથી જેમ બને તેમ વધારે માણસોને લાગુ પડે એવી હાસ્યની વૃત્તિ હોય છે. આ કારણથી હાસ્યમય દર્શન વ્યક્તિમાં નહિં પણ જાતિમાં ઉદ્ભૂત થાય છે. એક જ વ્યકિતમાંથી સ્થપાઈ ગયેલાં હોય એવાં લક્ષણો નહિં પણ અનેક વ્યકિતઓમાં પ્રકટ થઈ શકે એવાં લક્ષણો હાસ્યમય દૃષ્ટિ પસંદ કરે છે. હાસ્યરસનું આવું દર્શન નાટકની રંગભૂમિ પર પ્રકટ કરતાં બીજા રસની પેઠે તેનું પ્રધાન પ્રયોજન આનંદ આપવાનું હોય છે, પણ, બીજા રસથી હાસ્યરસ એ બાબતમાં ભિન્ન હોય છે કે હાસ્યરસમાં સામાન્યભાવ હોય છે અને દૂષણો સુધારવાનું તથા બોધ દેવાનું પ્રયોજન પણ આગળ પડતું હોય છે. તેથી, હાસ્યમય રચનાનું સ્થાન કલા અને જીવનવ્યવહારની મધ્યમાં આવેલું છે. એ રચનામાં શુદ્ધ કલા પેઠે વ્યવહાર અને ઉપયોગીતાના દૃષ્ટિબિન્દુનો કેવળ અભાવ હોતો નથી. [ લાફ્ટર; ઍન એસે ઑન ધ મીનિંગ ઑફ ધ કૉમિક. ]

બીજા રસના પ્રમાણમાં ભાવનાની ન્યૂનતા હોય છે, અને તેથી, કલાના પ્રદેશમાં પણ હાસ્યરસનું સ્થાન બહુ ઉંચી પંકિતનું હોતું નથી, એ પ્રો. બર્ગસનનું કહેવું ખરૂં છે. અને, જ્યાં ભાવના ઓછી હોય ત્યાં વિરલતા ઓછી હોય અને સાધારણતા વધારે હોય એ પણ સ્વાભાવિક છે. પરંતુ, હાસ્ય સિવાયના રસમાં પાત્રોના લક્ષણમાં કાંઈ જ સામાન્યભાવ ન હોય એમ બનતું નથી, અને, પ્રો. બર્ગસનનું એમ કહેવું પણ જણાતું નથી. હરકોઈ રસની સૃષ્ટિમાં કલ્પેલાં પાત્રો એવાં લક્ષણનું દર્શન કરાવે છે કે જે મનુષ્યોમાં ઓછા વધતા વિસ્તારથી વ્યાપેલાં જોવામાં આવે છે. અમુક નાટક કે કથામાંનાં પાત્રો એક બીજાથી જુદાં પડે એવા લક્ષણનાં હોવાં જોઈએ એ ખરૂં છે, પરંતુ, દરેક પાત્રમાં દુનિયાના માણસો સાથે મળતો આવતો એટલે સામાન્ય અંશ હોવો જોઈએ કે જેથી એવાં પાત્રો હોય છે એવા સંભવની

પ્રતીતિ થાય, અને, એવાં પાત્રોનાં ચિત્ર મનોહર અને બોધદાયક થાય. પરંતુ, બીજા રસ અને હાસ્યરસમાં એટલો ફેર હોય છે કે હાસ્યમય પાત્રોનો સામાન્ય ભાવ બહુ જ વિસ્તારવાળો હોય છે અને એ પાત્રોમાં એ સામાન્ય ભાવનું જ પ્રાધાન્ય હોય છે; અને બીજા રસમાં સામાન્ય અંશ સાથે એવી વિશેષતા સંકળાયેલી હોય છે કે દરેક પાત્રનું એકંદરે જણાતું સ્વરૂપ કંઈ તેનું પોતાનું જ છે એમ જણાય છે, અને, વિશેષ સ્વરૂપના બંધારણમાં સમાયેલો સામાન્ય ભાવ એ વિશેષ સ્વરૂપને કેવું પુષ્ટ કરે છે તે દેખાડનારી રચના પ્રધાનપણું પામે છે. જીવરામભટ્ટના ચરિત્રમાં મિથ્યાભિમાની મનુષ્યો સાથે મળતો આવતો જીવરામભટ્ટનો સ્વભાવ આકર્ષક થાય છે; પણ મેકબેથ કે હેમલેટના ચરિત્રમાં રાજ્યલોભી કે કર્મભીરુ મનુષ્યો સાથે મળતો આવતો તે પાત્રનો સ્વભાવ તેના એકંદર સ્વરૂપને કેવું વિશેષ જાતનું બનાવે છે અને તે તે પાત્ર અનેક બળોના સંજોગમાં આવી કેવી પૃથક્ વ્યક્તિનું રૂપ ધારણ કરે છે એ આકર્ષણનો વિષય થાય છે. હાસ્યરસમાં ભાવના બહુ ઓછી હોવાનું આ પરિણામ છે. બીજા રસમાં અપકૃષ્ટ પાત્રના ચિત્રથી ભાવના પુષ્ટ થાય છે. લોભના દર્શનથી ઉદારતા જાગ્રત થાય છે. કાયરપણાના દર્શનથી વીરત્વ જાગૃત થાય છે. પરંતુ, હાસ્યરસમાં તેનો અવકાશ નથી; મૂર્ખતાના દર્શનથી સાધારણ સમજ (common sense) નું ભાન થાય છે એ ખરું છે; પણ સાધારણ સમજ તે (ઘણી ઉપયોગી વસ્તુ હોવા છતાં) ભાવના નથી.

બીજા રસનાં નાટક કે કથામાં એનાએ સ્વભાવવાળાં અનેક પાત્રો હોતાં નથી, પણ, હાસ્યરસનાં નાટક કે કથામાં હાસ્યપાત્ર સ્વભાવવાળાં અનેક પાત્રો હોય છે, તે હાસ્યરસમાં આવતા આ સામાન્ય ભાવને લીધે જ છે, એમ પ્રો. બર્ગસન કહે છે. તેઓ કહે છે કે હાસ્યરસનો આલેખક હાસ્યમયતાના અંશવડે મુખ્ય પાત્રના સ્વરૂપની પરિપૂર્ણ કલ્પના કરી રહે છે તે પછી એ જ ઉપાદાનવડે તે ઉપપાત્રો કલ્પે છે. તેમને ગ્રહની આસપાસ ફરતા ઉપગ્રહ જેવા બનાવે છે, અને એ રીતે હાસ્ય-

મયતા એ કેવો સામાન્ય ગુણ છે તે દર્શાવે છે. એક જ જાતની વિલક્ષણતાવાળા મનુષ્યો કોઈ અજ્ઞાન આકર્ષણને બળે ખેંચાઈને એક બીજાના સંગમાં આવે છે એ માનસવિકારશાસ્ત્રના નિયમની ઝાંખી કદાચ હાસ્યરસનાં આલેખકોને થતી હશે. પ્રો. બર્ગસને કહેલા આ કારણ ઉપરાંત એ કારણ પણ ધ્યાનમાં લેવાનું છે કે પદવી, પ્રતિષ્ઠા, પાંડિત્ય, ધન વગેરે સાધનમાં ઓછે વધતે દરજ્જે આવેલા મનુષ્યો એક સરખી રીતે મૂર્ખતાનું લક્ષણ ધારણ કરનારા હોય છે એ હકીકત તેમના એ દરજ્જાના વિરોધવડે બહુ સ્પષ્ટતાથી દર્શાવી શકાય છે. એથી હાસ્યરસના આલેખકો એવી રીતે જુદા જુદા દરજ્જાનાં પણ સમાન મૂર્ખતાવાળાં પાત્રો એકઠાં કરે છે. પોપકૃત 'ડન્સિઆડ' અને ડિકન્સકૃત 'પિકવિક ક્લબ' સરખી કૃતિઓમાં આવું મૂર્ખસંમેલન નજરે પડે છે.

આ રીતે મૂર્ખતાવાળાં એક કરતાં વધારે પાત્રો સાથે સાથે ચિતરવાની કલાનો એક પ્રકાર એવો છે કે ઘણાં હાસ્યાસ્પદ પાત્રો પ્રકટ કરવાને બદલે એવાં બે જ પાત્રો લઈ નાયક અને ઉપનાયક યુગ્મ કલ્પવામાં આવે છે અને તેમના વચ્ચે સ્વામીસેવકભાવ કે ગુરુશિષ્યભાવ કે આશ્રયાશ્રિતભાવ ગોઠવવામાં આવે છે. બન્ને સરખી રીતે મૂર્ખ હોવા છતાં નાયક જે રીતે ઉપનાયક ઉપર કૃપા કરવાનો તથા તેને બોધ દેવાનો ડોળ કરે છે, અને, ઉપનાયક જે રીતે નાયકને માન આપવાનો તથા તેનો બોધ ગ્રહણ કરવાનો ડોળ કરે છે, તે રીતમાં પણ હાસ્યનું મર્મ સમાયેલું હોય છે. સર્વેન્ટિસે ડોન ક્વિક્ઝોટ અને સૅન્કો પાન્ઝાનું આવું યુગ્મ રચ્યું છે, અને તે જ ધોરણે સેમ્યુઅલ બટલરે સર હુડિબ્રાસ અને રાલ્ફનું યુગ્મ કલ્પ્યું છે. આવા યુગ્મમાં નાયક અને ઉપનાયક વચ્ચે દરજ્જાનો ફેર જેમ વધારે તીવ્ર કલ્પવામાં આવ્યો હોય છે તેમ તે વધારે દંભમય અને ખોટો હોય છે, અને, એ દંભ હાસ્યને પુષ્ટ કરે છે.

નાયક અને ઉપનાયક બન્નેને હાસ્યાસ્પદ પાત્ર કલ્પી તેમનાં ચિત્ર સાથે સાથે આપવાની આ પદ્ધતિને હેઝલિટ keeping in

મૂર્ખતા એ એક વર્ગના લક્ષણ તરીકે જણાવવાને બદલે એક પાત્રના લક્ષણ તરીકે જણાઈ વિરોધના ભાસમાં ક્ષતિ થાય છે. ‘ રંગના તો ટુચકો હોય, કુંડાં ન હોય ’ એ સામાન્ય ઉક્તિમાં પણ એ જ આશય રહેલો છે. હાસ્યરસ કદી ઘેરો ચિતરાવો ન જોઈએ. તેનો રંગ હમેશ આછો અને ખુલ્લો હોવો જોઈએ. હાસ્યના રંગનો જેટલો જથો હોય તેટલો બધો એક પાત્રની વિલક્ષણતામાં ભરી દેવાથી અતિશયોક્તિ થઈ જાય છે. એ જથો એક કરતાં વધારે પાત્રોની વિલક્ષતા ચિતરવામાં વાપર્યાથી ઘેરાશ ઓછી થાય છે, અને, એનાએ રંગવાળા મૂર્ખ મંડળનો દેખાવ પણ હાસ્યમય થાય છે; એકસરખી મૂર્ખતાવાળા ઘણા છે એ જાણી વિશેષ હાસ્ય થાય છે.

પાત્રમાં હાસ્યમયતા ઠાંસી ઠાંસીને ભરવી ન જોઈએ, પણ, હલકે હાથે અને ઘટ્ટ ન થઈ જાય તેમ ભરવી જોઈએ, એ કલાવિધાન સારૂ હાસ્યમય વાર્તામાં પાત્રોને ઠેર ઠેર ફરતાં અને મુસાફરી કરતાં વર્ણવેલાં હોય છે. હાસ્યાસ્પદ પાત્ર જુદી જુદી જાતના સંબંધમાં આવે ત્યારે જ સંઘટ્ટનના જુદા જુદા પ્રસંગ આવી શકે છે. તેવાં પાત્ર એક જ ઠેકાણે કે એક જ જાતના સંબંધમાં આખી વાર્તા દરમ્યાન રહેલાં હોય તો થોડા વિસ્તારમાં ઘણી હાસ્યમયતા ભરી દેવી પડે, અને, હાસ્યમય કથા તે અકુશલતાથી લખેલા જીવનચરિત જેવી થઈ પડે. ડૉન કિવક્ઝૉટ, સર હુડિબ્રાસ, જિલ બ્લાસ, પિકવિક, વગેરે હાસ્યાસ્પદ નાયકોના વૃત્તાન્તમાં તેમનો પ્રવાસ વર્ણવ્યો છે અને તેમની વિલક્ષણતાથી જુદા જુદા પ્રસંગોમાં જુદી જુદી રીતે હાસ્યમયતા ઉત્પન્ન થતી પ્રકટ કરી છે તે આ જ નિયમ દર્શાવે છે. એવા પ્રવાસને લીધે હાસ્યનો કોઈ અમુક પ્રસંગ બહુ લંબાતો નથી અને હાસ્યોત્પત્તિનાં જુદાં જુદાં કારણ પ્રાદુર્ભૂત થાય છે. આ રીતે હાસ્યમયતા ગાઢ થતી અટકે છે અને પસરાય છે. નાયકની સાથે જ ફરતા ઉપનાયકો તેમના પ્રવાસમાં સાથી હોય છે તેમ હાસ્યમયતામાં પણ સાથી થાય છે, અને, નાયકને માથે આવતો હાસ્યપાત્રતાનો ભાર ઉપાડવામાં સામીલ થાય છે, દરેક પાત્રના માથાનો ભાર હલકો કરે છે.

બીજા રસોમાં જેમ ઉદાત્તતા હોવી આવશ્યક છે તેમ તે હાસ્યરસમાં પણ આવશ્યક છે. આ ઉદાત્તતા માટે શુદ્ધતા આવશ્યક છે. રસ અને કલા બન્નેને મનની સ્વચ્છતાની અપેક્ષા છે. અશ્લીલતા અને બીભત્સતાથી જેમ શૃંગારરસ કદર્થિત થાય છે તેમ હાસ્યરસ પણ કદર્થિત થાય છે, અને અશ્લીલતા અને બીભત્સતાને સ્વભાવિક યથાર્થતા સામે મુકયાથી વિરોધના પ્રસંગ થઈ શકે છે તે ખરું છે, પણ, એવે પ્રસંગે સંઘટ્ટનની સાથે જ મલિનતાનું ભાન થાય છે અને રસની હાનિ થાય છે. ચાર્લ્સ ડિકન્સના હાસ્યરસમાંની શુદ્ધતા વર્ણવતાં ફ્રેડરિક હેરિશન કહે છે: 'એની કથાઓમાં વાસ્તવિક જીવનવ્યવહાર ખરેખર વર્ણવેલા છે. લન્ડન શહેરમાં વસતાં છેક હલકી સ્થિતિનાં માણસો તેણે બહુ બારીક નિરીક્ષણ કરીને ચિતર્યાં છે. સર્વથા પતિત થઈ જનસમાજથી દૂર થઈ ગયેલા કંગાલો, કેવળ અત્યાચારમાં પડેલાં સ્ત્રીપુરુષો, એવા કચરા સરખાં પાત્રો તેણે વર્ણવ્યાં છે; દુર્વિકાર, વિષયલાલસા, પ્રલોભન, લંપટતા, ઇત્યાદિ પ્રસંગોના ત્રાસદાયક વર્ણન તેણે કર્યાં છે, પરંતુ તેના ચાળીસથી વધારે ગ્રન્થોમાં એક એવું પાનું નહિં જડે કે જે વાંચવાની મા પોતાની સમજણી પુત્રીને ના કહેશે.' (સ્ટડીઝ ઇન અર્લિ વિકટોરિઅન લિટરેચર.) બીજા રસ પેઠે હાસ્યરસમાં મલિન પાત્રોનો અવકાશ છે, પણ તે ચિત્ર મલિન હોવાં ન જોઈએ. મલિન પાત્રોની મલિનતા કેવી હાસ્યમય હોય છે તે હાસ્યરસની ઉદાત્તતા જળવાય એવી વિશુદ્ધ રીતે દર્શાવવું જોઈએ. મલિન પાત્રોની હાસ્યાસ્પદતા દર્શાવવા સારૂ મલિન-ભાષાની જરૂર હોતી નથી.

'નાયક—બાવાજી, દરવાજા ખોલો. ઓરત લોક દરસન કરનેકું આઈ.

બાવો—કિતને બરસકી હે ?

નાયક—વરસ સાઠેકની ડોસી છે.

બાવો—જાઓ, પીછે આવ. અબી ભાંગ પીતે હે.

નાયક—દરવાજા ખોલો, બાવાજી, દુસરી આઈ.

બાવો—કિતને બરસકી હે ?

નાયક—ચાળીસની છે.

બાવો—બોલો પીછે આવ, અબી ગાંજા ફુંકતે હે.

નાયક—બારણાં ઉઘાડો. બાવાજી, ત્રીજી બાઈ આવી.

બાવો—કિતને બરસકી હે ?

નાયક—સોળ વરસની.

બાવો ( કુદીને )—આને દો, આને દો. ( બારણાં ઉઘાડીને ) મૈયા આવ, મૈયા આવ, લાલજીકા દરશન કરો, ભેટ ધરો, હમકુ પગે લગો. લે એ કંઠી ગલે ડાલો. આવ, આવ, મેં મારે હાથસે તેરે ગળેમેં કંઠી બાંધું. તેરા નામ કીયા માઈ ?

રામકી—બળ્યું મારૂ નામ મહારાજ. હું તો દુખણી છું. મારો ધણી સિતેર વરસનો ડોસો છે. તેને જુવાન કરો. તેના દાંત પડી ગયા છે તે પાછા ઉગાડો.

બાવો—ઠાકોરજી સબ કરેગા. તુમ સોલ બરસકી ભરજુવાન ઓરત, તેરા ધણી એસા કીયું ?

રામકી—મારાં મુવાં માબાપે મોકાણ વાળી. કુળ જોયું, પૈસો જોયો ને મને ગરદન મારી. મને ઢળ્યા ડોસાને પરણાવી.

બાવો—પૈસા ખૂબ મિલા હોયગા. સો લાવને અપને દો ખાપીકર મોજ મારેંગે. ડોસા જીતા હે કે મર ગયા ?

—બાવાનો વેશ : ભવાઈ સંગ્રહ.

અહીં એક પણ અપશબ્દ વાપર્યાવિના બાવાઓની લંપટતામાં રહેલી હાસ્યમયતા દર્શાવવામાં આવી છે. બાવાઓના મુખમાંથી નીકળતા અશ્લીલ શબ્દોનો આ સ્થળે ઉપયોગ થયો હોત તો ચિત્ર દૂષિત થાત, અને, અધમતાના અંશ દાખલ થવાથી હાસ્યના મર્મનું દર્શન કરવામાં અવરોધ થાત. જ્યાં ચિત્તને અધમતા સ્વીકારવી પડે છે ત્યાં ચિત્તની જ્ઞાન ગ્રહણ કરવાની શક્તિ ઓછી થાય છે; અને,

હાસ્યનું મર્મ ગ્રહણ કરવામાં પણ અધમતા એ રીતે ચિત્તની શક્તિને ક્ષીણ કરનારી થઈ પડે છે.

હાસ્યના કલાવિધાનમાં આ રીતે શુદ્ધતા સચવાવી જોઈએ. પરંતુ, એ શુદ્ધતા ખાતર બોધવચનો દાખલ કરવાની જરૂર હોતી નથી. પ્રત્યક્ષ બોધનાં વચનો હાસ્યરસને મોળો કરી નાખે છે, અને, બોધ આગળ પડતાં હાસ્યમયતા ગૌણ થઈ જાય છે. આ સંબંધમાં ટેઈનિ કહે છે, 'બોધ દેવાનો હેતુ જાણીજોઈ આગળ કરવામાં આવે છે ત્યાં નવલકથા અને નવલકથાકાર બન્ને બગડે છે. × × × પાછા નિશાળે જવાનું આપણને પસંદ પડતું નથી; એવી ચોપડી આપણે બંધ કરીએ છીએ અને ઔષધ હોય તેમ તેનો ઉપયોગ કરવાની આપણાં નાનાં બાંડુને શિખામણ દઈએ છીએ. × × × નવલકથામાં આપણને ધમકાવવામાં આવે તે આપણને પસંદ પડતું નથી. આવી રીતે નવલકથાકાર પંતોજીપણું ધારેણ કરી આપણા ઉપર ચઢાઈ કરે તેથી આપણે અપ્રસન્ન થઈએ છીએ.' (હિસ્ટરી ઑફ઼ ઇંગ્લિશ લિટરેચર) થેકરિકૃત 'હેન્રિ એસ્મન્ડ' ની નવલકથા હાસ્યમય છતાં તેનું સ્વરૂપ બોધપરાયણ નથી એ દર્શાવતાં ટેઈન કહે છે: '(એ પુસ્તક વાંચતાં) આપણે ખરેખરી દુનિયામાં પ્રવેશ કરીએ છીએ. કલ્પનાએ કરેલા આભાસથી આપણે ખુશીથી દોરાઈએ છીએ; જાત જાતનાં ચિત્ર બોધનો હેતુ બતાવ્યા વિના ધીમે ધીમે પ્રકટ થાય છે તે જોઈ આપણને આનંદ થાય છે. આપણને શિક્ષાવચનો કહી કોઈ હેરાન કરતું નથી.'

હાસ્યની કૃતિનો એક પ્રકાર એવો છે કે તેમાં ઉપહાસ સાથે આક્ષેપનો અંશ હોય છે; મૂર્ખતા, દુર્ગુણ, દુરાચાર વગેરે દોષને હાસ્યમય રૂપે ચિતરી તે ઉપર તેમાં પ્રહાર કરેલો હોય છે. એવી કૃતિમાં અમુક નમુનાનાં માણસો, અમુક રીતરીવાજો અથવા અમુક કૃત્યો એવી વક્રોક્તિથી વર્ણવેલાં હોય છે કે તે હસવા સરખાં છે એવું ભાન થાય છે, તે ઉપરાંત, તે અનિષ્ટ છે એવી પ્રતીતિ થાય છે. આની

રચનાને ઇંગ્રેજીમાં satire કહે છે, અને, આપણી ભાષામાં તેને ‘ કટાક્ષ-કથન ’ કહીએ તો ચાલે. એ રચનાનું કલાવિધાન લક્ષમાં લેવા યોગ્ય છે.

જનસમાજમાં પ્રવર્તતી અનિષ્ટતા સુધારવાનો હેતુ હોય ત્યાં જ આવી રીતે ઉપહાસ કરી પ્રહાર કરવામાં યોગ્યતા રહેલી હોય છે; તે વિના ઉપહાસમાં ક્રૂરતા આવી જાય છે અને પ્રહારમાં દ્વેષ તથા ક્રોધ આવી જાય છે. તેમ જ, આવી કૃતિમાં ઉપદેશવાળા ‘ ચાબખા ’ ન જોઈએ, પણ કથાના મર્મમાંથી હાસ્યાસ્પદતા આપોઆપ ઉદ્‌ભૂત થઈ વચનોની મૃદુતામાં જ તીક્ષ્ણતા રહેલી દેખાવી જોઈએ, સ્તુતિમાં જ આક્ષેપ રહેલો દેખાવો જોઇએ, સાધારણતામાં જ વિલક્ષણતા રહેલી દેખાવી જોઈએ, બાવાને રંગભૂમિ ઉપર ઉભો રાખી તેની સામે આંગળાં કરી પ્રેક્ષકોને કહેવું કે

‘ જોઈ લો જગતના બાવારે, જોઈ લો જગતના બાવા;
ધર્યો ભેખ ધુતીને ખાવારે, જોઈ લો જગતના બાવા.
ધણી પ્રેમદા પાણી ભરે, ત્યાં જાય બાવો નાહાવા;
રાંડીરાંડના ઘરમાં પેસીને, બાવો બેસે ગાવા. જોઈ લો૦

ગૃહસ્થનાં છોકરાં તેડી રમાડે, પરાણે પ્રીતડી થાવા;
ગૃહસ્થની નારી રીસાય ત્યારે, બાવો જાય મનાવા. જોઈ લો૦

ધુપ કરે ને ધ્યાન ધરાવે, ભોળા લોકોને ભમાવા;
ભોજો ભગત કહે ભવસાગર મેલી, જમપુરીમાં જાવા. જોઈ લો૦

એ ગુનેહગારને જાહેરમાં ફટકા મારવાની રીત છે, પણ, એ રસિકતાની રીત નથી, હાસ્ય સાથે રસ ઉપજાવવા માટે તો,

‘ પરણ્યો લાવે પાલખી, ને બાવો લાવે વહેલ;
પાલખીએ બેસું તો ઢળી પડું, મને ગમી બાવાની વહેલ.

તા થઈ તા થઈ.

પરણ્યો લાવે ટોપરાં, ને બાવો લાવે ગોળ;
ટોપરાના તો કુચા પડે, મને ગળ્યો લાગે તારો ગોળ.
તા થઈ તા થઈ.
અમદાવાદથી ગાડાં જોતર્યાં, ને માંહે ભર્યાં છે હીર;
બાવો હોય તો મૂલવે, મારાં ફાટી ગયાં છે ચીર.
તા થઈ તા થઈ.

—ભવાઈસંગ્રહ.

એવા કટાક્ષકથનના પ્રહાર આવશ્યક છે.

કટાક્ષકથન તે ‘ હેએએ’ બોલાવવાથી અને અંગત હુમલા કરવાથી સિદ્ધ થતું નથી, પણ, રસિક સાહિત્યની પદ્ધતિએ સિદ્ધ થાય છે, એ દર્શાવવા ડૉ. ગારનેટ કહે છેઃ ‘ સાહિત્યના વિષય તરીકે કટાક્ષકથનની એવી વ્યાખ્યા થઈ શકે, કે જે હસવા સરખું કે અણછાજતું હોય તેનાથી ઉત્તેજિત થતી વિનોદની કે કંટાળાની લાગણીનો યથાર્થ શબ્દોમાં થતો આવિર્ભાવ તે કટાક્ષકથન છેઃ પરંતુ, તેમાં સમર્મ હાસ્યરસનો અંશ સ્પષ્ટ રીતે માલમ પડતો હોવો જોઈએ, અને વાક્યરચનાનું ફલરૂપ એવું હોવું જોઈએ કે તેનો સાહિત્યમાં સમાવેશ થઈ શકે. સમમ હાસ્યરસ વિના કટાક્ષકથન તે માત્ર નિન્દા હોય છે; સાહિત્યના સ્વરૂપ વિના કટાક્ષકથન તે માત્ર જંગલી અને અસભ્ય ઠેકડી હોય છે. કટાક્ષકથનની છાયા સાહિત્યમાં પ્રદર્શિત થતા જુદા જુદા ભાગમાં એવી ફેલાય છે કે આટલે સુધી કટાક્ષકથન કહેવાય અને આટલેથી બીજી જાતનું સાહિત્ય કહેવાય એવી મર્યાદા બાંધવી એ અઘરું છે. એક છેડે જોનસન અને કાર્લાઈલ સરખા લેખકોનાં ઉચ્ચ નીતિમય ભાવનાવાળાં કટાક્ષકથન આવે છે, અને બીજે છેડે ટેલીરૅન્ડ સરખા લેખકનાં કટુતાવાળાં અને ઉપાલંભયુક્ત વાક્ચાતુર્યથી ભરેલાં કટાક્ષકથન આવે છે. પરંતુ, કટાક્ષકથનના લેખકના ઉદ્દેશ ગમે તેટલા ઉન્નત હોય અગર તેનો સ્વભાવ ગમે તેટલો સૌજન્યવાળો હોય તોપણ તેના કલાવિધાનના પાયારૂપે તિરસ્કારની કે અણગમાની

મૂર્ત્તિ રહેલી હોય છે. આ વૃત્તિ માનવ વ્યકિતના દોષસંબંધે ઉત્પન્ન થતી હોવાને બદલે માનવ જાતિની નિર્બળતા અને અપૂર્ણતાને સંબંધે ઉત્પન્ન થાય, અને તેમ છતાં, ગ્રન્થરચનામાં કટાક્ષકથનનું રૂપ જળવાય એમ બને; પણ તિરસ્કાર કે ઉપાલંભનો અંશ કેવળ લુપ્ત થઈ જાય તો તેવી રચના તો માત્ર ઉપદેશનું વ્યાખ્યાન બની રહે. ' ( સેટાયર વિશે લેખ. એનસાઇકલોપીડિયા બ્રિટાનિકા, નવમી આવૃત્તિ. ) ' સાહિત્ય-માં કટાક્ષકથનનો પહેલો પ્રયોગ બેલાશક ગ્રામ્ય તથા તોફાની સ્વરૂપોનો થયેલો. તેમાં વ્યકિતઓની અંગત ખોડખાંપણોની મજાક થયેલી હોવી જોઈએ * * * સાહિત્યની કલા ઘણો ઉત્કર્ષ પામી ત્યારે કટાક્ષ-કથનની રચનામાં એવો વિકાસ થયો કે તેને નીતિના સાધનનું અથવા કવિતાના અનુષંગીતનું ઉન્નત રૂપ પ્રાપ્ત થયું. ' ( સેટાયર વિશે લેખ. એનસાઇકલોપીડિઆ બ્રિટાનિકા, અગીઆરમી આવૃત્તિ. )

સાહિત્યના આરંભકાળમાં હાસ્યનો પ્રયોગ બહુ ઓછો હોય છે તેનું કારણ એ છે કે આનન્દમય કલ્પનામાં અને ઉંડા તત્ત્વચિંતન-માં ગુંથાએલા મનને હાસ્ય સાથે ગંભીરતા સાચવવી કઠણ પડે છે. લેખકોની કલમ જેમ ધીમે ધીમે કસાય છે તેમ હાસ્યરસ લેખકોના કાબુમાં આવે છે, અને, ગંભીરતા સાચવી હાસ્યરસને સાહિત્યમાં ઉતારવાનો પ્રયોગ સાધ્ય થાય છે. સાહિત્યની ગંભીરતા અને પ્રૌઢતાના ભાન વિના હાસ્યરસની અજમાયેશ કરવા જતાં ગ્રામ્યતા ઉત્પન્ન થાય છે, અને, એવા લેખને સાહિત્યમાં કાયમની પદવી મળતી નથી. સાહિત્યમાં હાસ્ય-રસની કલા સુસ્થિત થયા પછી પણ કટાક્ષકથનનો વિકાસ કેટલેક કાળે થાય છે. જે મનુષ્ય હાસ્યપાત્ર ન હોય તેને ભાંડયાથી હાસ્યરસ ઉત્પન્ન થતો નથી. તેમ જ જે મનુષ્ય હાસ્યપાત્ર હોય તેની અંગત ખાસીઅતો વર્ણવ્યાથી નહિ, પણ તેવી જાતના મનુષ્યોની સામાન્ય ખાસીઅતો વર્ણવ્યાથી હાસ્યરસ ઉત્પન્ન થાય છે; અને, કટાક્ષકથનના પ્રહાર તે જનસમાજનો સડો દૂર કરવાના હેતુથી જ કરવા યોગ્ય છે, તે વ્યકિતઓ પર નહિં પણ નમુનાઓ પર જ થવા જોઈએ. તથા, તેની

રચનામાં પરુષતા ન જોઈએ; એ નિયમો ગ્રહણ થતાં વાર લાગે છે, અને, તેમ થતાં સુધી કટાક્ષકથનના પ્રયત્નમાં નિન્દાવ્યાપાર જ પ્રવર્તે છે, અને, કટાક્ષકથનનું સાહિત્ય બંધાતું નથી. સાહિત્યમાં, રસમાં અને કલામાં રુક્ષતાનો અને અશિષ્ટતાનો કદી સ્વીકાર થતો નથી.

ઈંગ્લાંડમાં કટાક્ષકથનની કલા સત્તરમા સૈકામાં વિકાસ પામી તે વેળા પણ એ કલા ન જાણનારા અને એ કલાને નામે નિન્દાવ્યાપાર કરનારા લેખકો ઘણા હતા. તેમનાં લખાણ વિશે ડ્રાઇડન કહે છે, ' કટાક્ષકથનનો જે પ્રકાર ઇંગ્લાંડમાં lampoon ( ' ભંડલેખ ' ) ને નામે ઓળખાય છે તે જોખમભરેલું હથીઆર છે અને બહુધા અન્યાય્ય છે. બીજા મનુષ્યોની આબરૂ પર હુમલો કરવાનો આપણને નીતિનિયમથી કંઈ હક નથી. એવો હુમલો કરી આપણે તેમની પાસેથી જે છીનવી લઇએ છીએ તે પાછું વાળવાનું આપણાથી બની શકતું નથી. "લેમ્પૂન" ના લેખ લખવાની છુટ બે કારણથી જ મળી શકે, અને, એ કારણોથી પણ એવા લેખમાં હમેશ વાજબીપણું હોય એમ હું ખાતરીથી કહેતો નથી. પહેલું કારણ તે વેર છે, અર્થાત્, એ જ પ્રકારે આપણું અપમાન થયું હોય અથવા આપણી જાહેર રીતે એવી નિન્દા થઈ હોય કે બીજી કોઈ રીતે આપણે ઇનસાફ મેળવી શકીએ તેમ ન હોય ત્યારે એવા લેખ લખવાની આપણને છુટ મળે. અને, તો પણ આપણે જાણીએ છીએ કે ખ્રિસ્તી ધર્માનુસરણમાં ઉદારતાનું એવું વિધાન છે કે બધા અપરાધોની ક્ષમા કરવી જોઈએ, અને સર્વ શક્તિમાન્ પરમેશ્વર વિરુદ્ધ આપણે અહર્નિંશ જે અપરાધ કરીએ છીએ તેની ક્ષમાની આપણે જેમ આશા રાખીએ છીએ તેમ આપણી સામેના અપરાધોની પણ આપણે ક્ષમા કરવી જોઈએ. * * * કવિ કોઈ અમુક માણસની સામે લખાણ કરે તે વાજબી ગણવાનું બીજું કારણ એ છે કે તે જનસમાજને પીડા ( nuisance ) રૂપ થઈ પડ્યો હોય છે. હૉરેસ, પરસીઅસ અને

જુવેનલનાં કટાકથનમાં જેમને અધમતાની છાપ સાથે ગણાવ્યા છે તે બધા સર્વથા આ જાતના મનુષ્યો છે. દુર્ગુણી મનુષ્યોને દાખલા રૂપે શિક્ષા કરવી એ સદ્‌ગુણનું કાર્ય છે. એવા મનુષ્યોને તેમના અપરાધ માટે અને તેમની દુર્મતિ માટે ઠપકો દઈ શકાય, અને દેવો જોઈએ, કે તેથી, તેમની દુષ્ટતા અસાધ્ય થઇ ગઈ ન હોય તો તેઓ સુધરી શકે, અને, બીજાઓ ભય પામે તથા અત્યાચાર માટે સખત શિક્ષા થતી જોઈ પોતે તેવાં આચરણ કરતાં અટકે. ઉપર પહેલું જે કારણ કહ્યું તે તો માત્ર વેર લેવાનું બહાનું છે; પણ, આ બીજું કારણ એવું છે કે તેને અનુસરી કવિએ પ્રવૃત્તિ કરવી એ આવશ્યક છે. પણ, આ કર્તવ્ય બજાવી શકે તેવી શક્તિવાળા “ લેમ્પૂન ” લખનારા કેટલા થોડા હાલ વિદ્યમાન છે ? એમનાં લખાણ હાથમાં આવે છે ત્યારે કેટલીકવાર તે વાંચ્યા વિના રહેવાતું નથી, પણ, ન્યાયની દૃષ્ટિએ જોતાં, જે મનુષ્યો યોગ્ય રીતે કટાક્ષકથનને પાત્ર છે તેમને પસંદ ન કરતાં તેઓ કેવા જુદા જ મંડળ પર ઉતરી પડે છે અને, એ અન્યાયાચરણમાં તેમનું બુદ્ધિચાતુર્ય કેટલું થોડું હોય છે ! એ લેખકો ઘણું ખરું અબલાઓ વિશે લખે છે, અને જે અબલાઓ ઘણી સુશીલ અને ઘણી સુન્દર હોય તેમના પર તેઓ ઘણા સખત હુમલા કરે છે. પુરુષોમાં જેઓ અન્યાયી હોય પણ સમૃદ્ધિમાન્ હોય તેમની એ લેખકો સ્તુતિ કરે છે; પણ જે સદ્‌ગુણી પુરુષો દુઃખી હોય તેમના પર ઉદ્ધતતાથી તેઓ હરેક પ્રકારના દ્વેષભર્યા આક્ષેપ કરે છે. તેઓ કોઈ રીતની સભ્યતા પાળતા નથી, કોઈ રીતની ખુશામત કરવી ભૂલતા નથી; તેમની મન્દ બુદ્ધિથી બને તેટલું ઝેર વાપરવામાં તેઓ ચુકતા નથી; કારણ કે તેમનામાં બુદ્ધિચાતુર્યની હંમેશની ખામી હોય છે, અને, તેમનામાં વિવેકશક્તિની અને વિનોદવૃત્તિની વંધ્યતા હોય છે. વાચકોની અવગણનાથી આવી જાતનાં નિર્માલ્ય લખાણ બંધ પડશે. જ્યાં બુદ્ધિચાતુર્ય ન હોય ત્યાં વિનોદ હોઈ શકતો નથી; જ્યાં સત્યનો પાયો ન હોય ત્યાં કાંઈ અસર થઇ શકતી નથી.”

ડ્રાઈડનના સમયના આ નિર્માલ્ય લેખો ઇંગ્રેજી સાહિત્યમાંથી લુપ્ત થઈ ગયા છે. અને, ડ્રાઇડન, સેમ્યુઅલ બટલર તથા પોપ સરખા કુશળ લેખકોનાં રસિક કટાક્ષકથન જળવાઈ રહ્યાં છે, એ હકીકત હાસ્યરસની ઉદાત્તતાની અને કલાવિધાનના સામર્થ્યની સાક્ષી પુરે છે. તેમ જ, ઉત્તમ પંક્તિનાં કટાક્ષકથનો એ જાતના સાહિત્યની યોગ્યતા સિદ્ધ કરે છે. કેટલીક વાર એવી શંકા કરવામાં આવે છે કે કોઈ લેખક પોતાના મનુષ્યબન્ધુઓના દોષ પર કટાક્ષ કરવો અને પોતે બીજાઓ કરતાં ચઢિયાતો છે એવો દાવો કરવો એ યોગ્ય કેમ કહેવાય? આવી શંકાનો માર્ક પૅટિસન એ ઉત્તર આપે છે કે, 'પેગંબર કે અવતારી પુરુષ ઉપદેશ દ્વારા પાપનો દંડ કરે છે તે પોતાના નામથી નહિં પણ જગતના ન્યાય કરનાર વિશ્વેશ્વર તરફથી કરે છે. તે જ પ્રમાણે કટાક્ષકથનનો લેખક પોતાનાં શાસન પ્રકટ કરતો નથી, પણ, જનસમાજના શાસન પ્રકટ કરે છે. જનસમાજમાં શી રીતે વર્તવું અથવા સાહિત્યના વિષયમાં રસિકતા શી રીતે જાળવવી એ બાબતના જે નિયમો રાજ્યના કાયદાથી પળાવી શકાતા નથી તેનો અમલ કટાક્ષકથનનો લેખક કરાવે છે. જનસમાજના અભિપ્રાય ફલીભૂત કરવાનું સાધન થઈ તે આ કર્તવ્ય કરે છે. કટાક્ષકથનની અસર ફક્ત એટલી જ નથી કે તેથી દુર્ગુણ પાછો પડે; આવાં શસ્ત્રથી સંબદ્ધ થતાં સદ્‌ગુણને પોતાના બળ પરનો વિશ્વાસ વધે છે, અને દુર્ગુણને જાહેર રીતે હલકા પાડેલો જોવાથી સદ્‌ગુણને પોતાની પ્રતિષ્ઠા અને અભિમાન પુષ્ટ થયેલાં લાગે છે. એ નક્કી છે કે પોપના કટાક્ષકથનનાં બાણ વાક્ચાતુર્યની તીક્ષ્ણ અણીવાળાં થઈ તથા કવિતાની પાંખથી ગતિવાળાં થઈ એવા ઘણાએકને વાગ્યાં કે જેમનાં નઠોર હૃદય પર અપકીર્તિ સિવાય બીજા કશાથી અસર થાય તેમ નહોતું; અને આ રીતે તેણે જે અમુક માણસોને તિરસ્કારપાત્ર કર્યા તેમના પર જ અસર થઈ એમ નહિં, પણ, દરેક જમાનામાં જેમને જેમને એ વર્ણન પોતાને લાગુ પડતાં જણાય અથવા પોતાને એ વર્ણન

બીજાઓ લાગુ પાડશે એવી જેમને જેમને બીક લાગે તે સહુ પર એ અસર થવાની. ' ( પોપ સેટાયર્સ એન્ડ એપિસલ્સ: ઇન્ટ્રોડક્શન.) તાત્પર્ય એ છે કે જે દોષ, દુર્ગુણ કે મૂર્ખતા જનસમાજને કંટકરૂપ થઈ પડે છે તેને તિરસ્કારપાત્ર બનાવવા, જે જાતનાં માણસોમાં એવા અનિષ્ટ અંશ હોય તેમને હાસ્યપાત્ર બનાવી તેમના પર કટાક્ષકથનના પ્રહાર કરવા, એ જનસમાજની સેવા છે. જનસમાજના બંધારણમાં જ્યાં એવા અનિષ્ટ અંશને દંડ કરવાની બીજી વ્યવસ્થા નથી હોતી ત્યાં માત્ર સાહિત્યથી જ એ કાર્ય થઈ શકે છે. એવા અનિષ્ટ અંશ-વાળા મનુષ્યો પર જનસમાજને જેમ અણગમો થાય છે, તેમ જન-સમાજના વિચારોના પ્રતિનિધિરૂપ સાહિત્યમાં પણ એ અણગમો પ્રકટ થાય છે. જનસમાજના હિતાર્થે સાહિત્ય એવા મનુષ્યો પર ઉપાલંભનો પ્રહાર કરે છે. આ કારણથી, ઋગ્વેદના મંત્રોમાં પણ કંજુસ અને લોભીને સ્થાન મળેલું છે. એવા મનુષ્યો સંબંધે પૂષનને પ્રાર્થના કરવામાં આવી છે કે

अदित्संतं चिद्राघृणे पूषन्दानाय चोदय ।
पणोश्चिद्वि म्रदा मनः ॥

परि तृंधि पणीनामारया हृदया कवे ।
अथेमस्मभ्यं रंधय ॥

वि पूषन्नारया तुद पणेरिच्छ हृदि प्रियं ।
अथेमस्मभ्यं रंधय ॥

आ रिख किकिरा कृणु पणीनां हृदया कवे ।
अथेमस्मभ्यं रंधय ॥

मं० ६ । सू. ५३। २–५–६–७.

'હે દીપ્તિવાળા પૂષન્! દાન કરવાની ઇચ્છા વગરના (પુરુષ)-ને દાન કરવાની પ્રેરણા કર; લોભીનું મન પણ નરમ કર.'

'હે કવિ (ડાહ્યા પૂષન્)! લોભીઓનાં હૃદય આરા (પરોણા) વડે ચીર; પછી એમને અમારે વશ કર.'

'હે પૂષન્! આરા (પરોણા) વડે લોભીનું હૃદય ચીર; તેના હૃદયમાં (અમારૂં) પ્રિય ઇચ્છ, પછી એમને અમારે વશ કર.'

'હે કવિ (ડાહ્યા પૂષન્)! લોભીઓનાં હૃદય કોતરી ચુર; કર; પછી એમને અમારે વશ કર.'

કંજુસ લોભીનાં હૃદય નરમ કરવાની, તેમના હૃદયમાં પરોણા ભોકીને તેના કડકા કરવાની આ ઉત્કંઠા તેમના તેમ જ જનસમાજના હિત ખાતર ઉત્પન્ન થયેલી છે. એવા મનુષ્યોનાં હૃદય ચીરાય, તેમાં સદ્‌ભાવ પેસે અને તેઓ જનસમાજનું પ્રિય કરવા તરફ વળે, તેથી તેમને લાભ છે–તેમનાં હૃદય ઉન્નતિ પામે તેમ છે, તેમજ જનસમાજને લાભ છે –એવા મનુષ્યો જનસમાજને વશ (અનુકૂળ) થાય તો જનસમાજને નડતા કંટક દૂર થઈ જાય તેમ છે. એવા મનુષ્યોનાં હૃદય એવા સખત થઈ ગયેલાં હોય છે કે પરોણા ભોક્યા વિના અને ચીરા પાડ્યા વિના તેમના ઉપર અસર થતી નથી; તેથી, એવા પ્રહારની જરુર પડે છે. સાહિત્યનું સ્વરૂપ બદલાયું અને દેવોની પ્રાર્થનાના મંત્રને બદલે વૃત્તાન્ત અને વર્ણન રચાયાં ત્યારે આ પ્રહારનું કામ દેવોને સોંપવાને બદલે કવિઓએ પોતે કરવા માંડયું. કંટકરૂપ મનુષ્યોનાં હાસ્ય-પાત્ર વૃત્તાન્ત વર્ણવી કવિઓએ કટાક્ષકથનના પરોણા ભોંકાવા માંડયા. આ રીતે ઐતરેય બ્રાહ્મણમાં 'ભૂખથી ઘેરાયેલા' સૌવયસિ અજીગર્ત-નો લોભ વર્ણવી તેને હાસ્યપાત્ર કર્યો છે. તે સો (દામ) માટે પોતાના પુત્ર શુનઃશેપને યજ્ઞમાં વધ કરવા સારૂ વેચાતો આપે છે. તે પછી શુનઃ-શેપને બાંધનાર કોઈ મળતું નથી તો અજીગર્ત કહે છે કે 'મને બીજા સો આપો તો હું બાંધું.' તે પછી શુનઃશેપનો વધ કરનાર કોઈ નથી મળતું તો અજીગર્ત કહે છે કે, 'મને બીજા સો આપો તો એનો હું

વધ કરૂં.' આ કટાક્ષકથન દારિદ્ર્યથી થતા લોભ અને લોભથી થતી નિષ્ઠુરતાને હાસ્યપાત્ર બનાવી એવી અનિષ્ટતાને ત્યાજ્ય કરવાનો પ્રયાસ કરે છે.

કટાક્ષકથન આ રીતે હૃદય ચીરનારૂં છે તેથી જે હૃદય ચીરવા જેવાં હોય તેના પર જ તેનાં બાણ છુટવાં જોઈએ. જ્યાં દોષ ન હોય ત્યાં દોષનો મિથ્યા આરોપ કરવામાં માત્ર દ્વેષ હોય છે, અને દ્વેષથી જનસમાજની સેવા થતી નથી. તેમ જ જ્યાં દોષ હોય ત્યાં તે દોષથી જનસમાજનું અહિત થાય છે એવી જેને ગંભીર પ્રતીતિ થઈ હોય તે જ કટાક્ષકથનને સાહિત્યની ઉંચી પંક્તિમાં આણી શકે છે. માત્ર વેર વાળવાની વૃત્તિથી રચાયેલાં કટાક્ષકથન ઉન્નતિહીન હોય છે, અને, સાહિત્યમાં એવા લેખને સ્થાન મળતું નથી. વળી, કટાક્ષ-કથનનો પ્રહાર જેમ હાસ્યરસથી નરમ થાય છે, તેમ હાસ્યપાત્ર નહોય તેવા અંશનો કટાક્ષકથનમાં સમાવેશ થઈ શકતો નથી. અમુક દોષ માટે હાસ્યપાત્ર થયેલા મનુષ્યોમાં કોઇ સારા અંશ પણ હોય, પરંતુ, તેનું વર્ણન કટાક્ષકથનમાં દાખલ થઇ શકતું નથી. એ અંશ વર્ણવવામાં આવે તો હાસ્યરસ ખંડિત થાય અને જીવનચરિત્ર તથા ઇતિ-હાસના અંશ અસ્થાને મિશ્રિત થવાથી કટાક્ષકથન કદર્થિત થાય. તે સાથે એ પણ લક્ષમાં રાખવાનું છે કે વાસ્તવિકતાનો નાશ કરી અ-સંભવ દાખલ કર્યાથી બીજા રસ પેઠે હાસ્યરસમાં પણ ક્ષતિ થાય છે, તે માટે, હાસ્યપાત્ર મનુષ્યને એકેએક દોષથી ભરેલો વર્ણવવો ન જોઇએ. એવો મનુષ્ય કોઈ હોતો નથી. ગમે તેવો દુષ્ટ મનુષ્ય પણ કેટલાક દોષથી મુક્ત હોય છે. તેથી, મનુષ્યના સ્વભાવનું બંધારણ લક્ષમાં લેતાં જે જાતના મનુષ્યમાં જેવા દોષ સંભવે તે જાતનો નમુનો માત્ર તેવા દોષ માટે જ હાસ્યપાત્ર થતો ચિતરવો જોઇએ.

તેમ જ વળી, બીજો એક નિયમ છે કે જે વિષય દીર્ઘ કાળ સુધી જનસમાજના લક્ષમાં આવે એવા હોય તે તરફ જ કટાક્ષકથનની પ્રવૃત્તિ હોવી જોઇએ. વર્તમાન સમયની જે જુજ બાબતો થોડા

વખતમાં ભૂલાઈ જાય તેવી હોય તેનો સાહિત્યમાં સંગ્રહ થઈ શકતો નથી, અને, કટાક્ષકથનમાં પણ એ જ નિયમ પ્રવર્તે છે. માર્ક પેટિસન કહે છે તેમ 'બધી ક્ષુદ્ર વસ્તુઓમાં ક્ષુદ્ર બીજું કાંઈ હોતું નથી.' વ્યક્તિઓ વચ્ચેના ક્ષુદ્ર કલહથી કટાક્ષકથનનું સાહિત્ય રચી શકાતું નથી.

જનસમાજના ઇતિહાસમાં લાંબી મુદ્દત સુધી પહોંચતા વિષયોમાંના દોષ તરફ કટાક્ષકથન ઉપર પ્રમાણે પ્રવૃત્તિ કરે છે, તેથી એવી લાંબી મુદ્દત દરમ્યાન એવા દોષને વળગી ગયેલા વિચારો અને લાગણીઓ ઉપર પણ કટાક્ષકથન પ્રહાર કરે છે. કાંટાવાળો કે ઝેરી છોડ જમીનમાં ઉગ્યા પછી લાંબી મુદ્દત ટકે છે ત્યારે તેના મૂળ સાથે જમીનમાંનો કેટલોક ભાગ સજ્જડ વળગે છે અને તે છોડ કહાડી નાખતાં જમીનમાંના એવા ભાગની પણ ઉથલપાથલ કરવી પડે છે, તે પ્રમાણે, અમુક પ્રકારની મૂર્ખતા, દુર્ગુણ, દુરાચાર કે અનિષ્ટતા જનસમાજમાં લાંબી મુદ્દત સુધી વસવાથી તેને કેટલાંક આવરણ સજ્જડ વળગે છે, અને એ આવરણનો વિચ્છેદ થોડા ઘણા કષ્ટ વિના થઇ શકતો નથી. તેમ જ વળી, લાંબા પરિચય પછી એ મૂર્ખતા, દુર્ગુણ, દુરાચાર કે અનિષ્ટતા જનસમાજના ન્હાના કે મ્હોટા ભાગને પ્રિય થઈ પડેલાં હોય છે અને એ પ્રીતિ તોડાવ્યા વિના છુટકો હોતો નથી. તેથી, જે વિચારો, લાગણીઓ, સંસ્થાઓ કે વસ્તુઓ જનસમાજને લાંબા પરિચયથી પ્રિય થઈ પડી હોય તે ઉપર કટાક્ષકથનનો પ્રહાર ન કરવો એવો નિયમ થઈ શકતો નથી. એ નિયમોમાં દોષ તો તેના પર કટાક્ષકથનના પ્રહાર આવશ્યક થાય છે, કેમકે, તેથી એ દોષ ઉપર જનસમાજનું ધ્યાન બહુ સબળ રીતે ખેંચાય છે. અપાત્ર ઉપર પ્રીતિ થઈ હોય ત્યાં એ પ્રીત મુકાવવા માટે તે અપાત્રની હાસ્યાસ્પદતા દર્શાવવી એના જેવો બીજો ઉપાય હોતો નથી. સ્પેનમાં 'શિવલરી' ને નામે ગાંડાં કહાડવાનો પ્રચાર બહુ વધી ગયો હતો અને જનસમાજના મ્હોટા ભાગની એ મૂર્ખતા ઉપર રુચિ બંધાઈ હતી તેથી ડૉન કિવર્ઝોટની કથા રચી સર્વૅન્ટિસે એ પ્રચાર અને રુચિ પર કટાક્ષકથનના પ્રહાર કર્યા હતા.

રોમન કેથોલિક પંથમાં જેસ્યુઇટ મંડળે અસદાચારનો બચાવ કરનારા મિથ્યાવાદ ( casuistry ) બહુ ફેલાવ્યાથી અને તે ઉપર લોકોની શ્રદ્ધા બેઠેલી હોવાથી પાસ્કલે 'પ્રોવિન્શિઅલ લેટર્સ' લખી એ મિથ્યાવાદના કલ્પિત નમુના રચી કટાક્ષકથનની પદ્ધતિએ એ વાદનો ઉપહાસ કર્યો હતો. જે ભ્રમ બહુ વિસ્તાર પામ્યો હોય અને લોકોના પક્ષપાતને પાત્ર થયો હોય તે એ કારણોથી હાસ્યાસ્પદતામાંથી મુક્ત થઈ શકતો નથી, પણ, તે ભ્રમ દૂર કરાવવા સારૂ તેની હાસ્યાસ્પદતા દર્શાવવાની ખાસ જરૂર પડે છે. અલબત્ત, જેમાં દોષ નથી હોતો તેમાં હાસ્યાસ્પદતા નથી હોતી. એવી વસ્તુનો ઉપહાસ કરવાનો પ્રયત્ન વ્યર્થ જાય છે; અને, તેને હાસ્યાસ્પદતામાંથી બચાવવાનો નિયમ કરવાની જરૂર રહેતી નથી. હેઝલિટ કહે છે કે Ridicule is the test of truth ('ઉપહાસ એ સત્યની કસોટી છે') એ ઉક્તિ એવા અર્થમાં ખરી છે કે સત્યનો કટાક્ષકથનથી ઉપહાસ કરવા જતાં એવો પ્રયત્ન નિષ્ફળ જાય છે તથા તેમાં હસવા સરખું શું છે તે પણ સ્પષ્ટ થતું નથી, અને, એ રીતે સત્યની સત્યતા સાબીત થાય છે.

આ નિયમ લાંબો કાળ ટકતી સંસ્થાઓને લાગુ પડે છે તેમ ઐતિહાસિક વ્યક્તિઓને પણ લાગુ પડે છે. ઐતિહાસિક વ્યક્તિઓનાં લક્ષણમાં કોઈ હાસ્યાસ્પદ અંશ હોય તો હાસ્યપાત્ર નમુના કલ્પવામાં એવા અંશ ઉપાદાન તરીકે વાપરી શકાય છે. ઉદાત્તતા અને સાધુતાને માટે ઇતિહાસમાં સંસ્મરણીય થયેલી વ્યક્તિઓનાં જીવનચરિત્રમાં હાસ્યપાત્ર લક્ષણો હોતાં નથી. પરંતુ, કેટલીક વ્યક્તિઓ એવી હોય છે કે તેમનામાં કેટલાક મ્હોટા ગુણ હોવા છતાં લોભ કે ક્રોધ કે ઇર્ષ્યા કે અભિમાન કે એવો કોઈ અવગુણ હોય છે અથવા સ્વભાવનું કોઈ જાતનું કઢંગાપણું હોય છે, અને, એવા અંશ હાસ્યપાત્ર થાય છે. એ વ્યક્તિઓ ઇતિહાસમાં પ્રતિષ્ઠા પામેલી હોય છે એ હકીકતથી તેમના એ અંશની હાસ્યપાત્રતા જતી રહેતી નથી. આ રીતે, હાથી અને શિયાળની વાતમાં, રાજ્યલોભને વશ થતાં શિયાળ-

થી દોરાઈ, તેણે બતાવેલા માર્ગે દોડનાર અને એ રીતે આખરે કાદવમાં પડનાર હાથી કર્પૂરતિલક તે કોઈ સામાન્ય મનુષ્યનો નમુનો નથી, પણ, કેટલાક સુપ્રસિદ્ધ યોદ્ધાઓ અને રાજાઓનો નમુનો છે. રાજ્યલોભ મ્હોટી પદવીના મનુષ્યોમાં ઉદ્‌ભૂત થાય છે તે દર્શાવવા કર્પૂરતિલકને હાથી કલ્પ્યો છે, અને, એવા મનુષ્યો હલકા અને લુચ્ચા સલાહકારોની બુદ્ધિએ ચાલી ઠગાય છે, એ દર્શાવવા તેને દોરી જનારને શિયાળ કલ્પ્યું છે. મ્હોટા માણસોના દોષ પ્રશંસા કરવા યોગ્ય હોતા નથી, પણ, ત્યાજ્ય કરવા માટે ધડો લેવા યોગ્ય હોય છે. એ વાત જનસમાજના લક્ષ આગળ રાખવાની જરૂર હોય છે.

જનસમાજમાં પ્રવર્તતા અનિષ્ટ અંશ સુધારવા માટે જ કટાક્ષકથનનો ઉપયોગ થઈ શકે છે, તેથી, કટાક્ષકથનનો ઉપયોગ કરનારના અંતઃકરણમાં એવા સુધારા માટે ખરેખરી ઉત્કંઠા હોવી જોઈએ. જનસમાજનો અપરાધ કરનારને જનસમાજ તરફથી એવી શિક્ષા કરવાનો અધિકાર સામાજિક સુધારણાની ખરેખરી તીવ્ર ઇચ્છા ધારણ કરનારને જ મળે છે. એવી ઉત્કંઠા અને તીવ્ર ઇચ્છાથી જનસમાજમાંના અનિષ્ટ અંશના સ્વરૂપ વિષે ચિત્તમાં વિમર્શન થાય છે, અને, તેને પરિણામે એ સ્વરૂપ પર સખ્ત અરુચિ ઉત્પન્ન થતાં જનસમાજની સખ્ત અરુચિને એકઠી કરી એ સ્વરૂપ તરફ વાળવાની પ્રવૃત્તિ થાય છે. આ પ્રવૃત્તિથી કટાક્ષકથનનો ઉદ્‌ભવ થાય છે. ટેઈન કહે છે, 'કોઈ મનોવ્યપાર વિમર્શન કરતાં કટાક્ષકથનને વધારે અનુકૂલ નથી. વિમર્શન એટલે ધ્યાનની એકાગ્રતા, અને, ધ્યાનની એકાગ્રતા અન્તર્ભાવના વેગ તથા સ્થાયીપણાને સો ગણા વધારે છે. દુર્ગુણ વિષે ચિંતન કરવામાં જે મગ્ન થાય છે તેને દુર્ગુણ તરફ ધિક્કાર આવે છે. અને, તેનું ચિંતન જેમ ઉગ્ર તેમ તેનો ધિક્કાર વધારે ઉગ્ર હોય છે. એવી સ્થિતિ હોય છે ત્યારે ગંભીર વક્રોક્તિનું શસ્ત્ર સહુથી વધારે સ્વાભાવિક થઈ પડે છે. કારણ કે, એકાગ્ર થયેલા ધિક્કારની તે સાક્ષી પુરે છે. જે એવી વક્રોક્તિનો ઉપયોગ કરે છે તે પોતાની પ્રથમ પ્રવૃત્તિને

દાબી રાખે છે; પોતાની સામે પોતે ભાષણ કરતો હોય એવો તે ડોળ કરે છે, અને, પોતાને પોતાના વિરોધીનો વેશ ભજવવાની ફરજ પાડે છે. બીજી તરફથી જોતાં માલુમ પડે છે કે આ દુઃખભરી સ્થિતિનો જાણી જોઈ કરેલો અંગીકાર તે ચિત્તમાંનો અત્યન્ત તિરસ્કાર સૂચવે છે, વિરોધીને આપેલું શરણ તે તેનું સહુથી સખ્ત અપમાન હોય છે.' (હિસ્ટરી ઑફ ઈંગ્લિશ લિટરેચર.) હાસ્યના પાત્રમાં ખરેખરા દોષ હોય ત્યારે જ આ તિરસ્કાર અને અપમાન યથાર્થ થાય છે. હેઝલિટ કહે છે તેમ 'સહુથી ભારે બદનકશી સત્યથી થાય છે અને વાક્ચાતુર્યનાં શલ્ય ખચકા (કર્ણ) વાળાં થાય છે તે સત્યથી થાય છે.' (લેકચર્સ ઑન ધિ ઇંગ્લિશ કૉમિક રાઇટર્સ.)

કટાક્ષકથનનો એક ઉપપ્રકાર એવો છે કે તેમાં હાસ્યપાત્ર વસ્તુનાં કેટલાંક અંગ કે કેટલીક ખાશીઅતો પરસ્પર પ્રમાણ સાચવ્યા વગર એવી રીતે વધારી દેવામાં આવે છે કે તેથી સમસ્ત વસ્તુના સ્વરૂપને મળતાપણું કાયમ રહે છે, પણ, એકંદર દેખાવ અસંગત અને હસવા સરખો થાય છે. હાસ્યપાત્ર વસ્તુની કેટલીક રેખાઓ આમ મહોટી થઈ જવાથી તે રેખાઓમાં રહેલું મૂળ તરેહવારપણું ખાસ પ્રાદુર્ભૂત થાય છે, એ રેખાઓમાં વસતી હાસ્યાસ્પદતા સ્પષ્ટ રીતે બહાર પડે છે, અને તેથી, કેટલીક રેખાઓ વિકૃતિ થયા છતાં તથા બીજી રેખાઓ અસલ પ્રમાણે એમની એમ રહ્યા છતાં વસ્તુનું એકંદર સ્વરૂપ વધારે સારી રીતે નજર આગળ આવે છે. અમુક નમુનાના મનુષ્યોમાં કે તેમણે પ્રિય માનેલી સંસ્થાઓમાં રહેલી મૂર્ખતાની, અનિષ્ઠતાની કે દુષ્ટતાની રેખાઓ આ રીતે મહોટા અને અનિયમિત પ્રમાણમાં વધારવાથી અને તેમના સ્વરૂપની બાકીની રેખાઓ મૂળ પ્રમાણમાં રહેવા દીધાથી જે વિરૂપતા થાય છે તે ચિત્તને હાસ્યાનુકૂલ વૃત્તિમાં આણીને અને સ્વરૂપમાં રહેલી હાસ્યમયતાને વિરોધદ્વારા આગળ પાડીને હાસ્યરસને વિશેષ રીતે પુષ્ટ કરે છે. આ ઉપપ્રકારને ઇંગ્રેજીમાં caricature કહે છે. આપણી ભાષામાં તેને માટે યથાર્થ

શબ્દ યોજવો કઠણ છે. કદાચ 'અતિકથા,' 'અતિચિત્ર,' 'અતિરેખવર્ણન' કે એવો કોઈ શબ્દ ખાસ લક્ષણા કરીને યોજી શકાય. 'ઢોંગસોંગ' શબ્દ આવી નવી લક્ષણાથી વાપરવો એ વધારે ઘટતું લાગે છે, અને, એમાં શબ્દાર્થ તથા વ્યાકરણનો અનાદર થતો હોય તો બીજો એવો કોઈ સૂચક શબ્દ નક્કી કરવો જોઈએ કે જેથી અર્થનો પ્રકાશ સારો થાય.

આ ઉપપ્રકારનાં સંક્ષિપ્ત ઉદાહરણ આપવાં મુશ્કેલ છે, કેમકે આખું વર્ણન વાંચ્યા પછી જ વધારી દીધેલી રેખાઓની વિકૃતિ ધ્યાનમાં આવે છે. કદાચ નીચેનાં ઉદાહરણમાં એવી વિકૃતિ દૃષ્ટિગોચર થશેઃ

'બંદીવાનો દોદળા ગામના રહીશ છે. એમાં કેટલાક ગરાશીઆ છે, કેટલાક વાણીઆ છે, કેટલાક બ્રાહ્મણ છે, કેટલાક કણબી વગેરે છે. એમના ગામમાં ધાડ પડી તે વારે એ સર્વે બાયલા, કાયર થઈ રડવા લાગ્યા. કોઈ સંતાઈ ગયા, કોઈ નાશી ગયા, તેથી ચોર સુખે ચોરી કરી ચાલ્યા ગયા. કેદીઓ કહે, 'મહારાજ ! એમાં અમારો શો અપરાધ છે ? અમે લુંટાયા, અમારો માલ ગયો. ચોરને બદલે અમને ઝાલી આણ્યા છે.' રાજા કહે, 'મેં કાયદો કર્યો છે કે મારા મૂલકમાં જે કાયર માલૂમ પડે તેને સજા કરવી. તમારા ગામમાં બચાવ તમે નહિં કરો તો કોણ કરશે ? શું ગામો ગામ ફોજ રાખું ?' ગરાશીઆ નીચું જોવા લાગ્યા; પણ બ્રાહ્મણ વાણીઆ આદિને આ વચન નવાઈનાં લાગ્યાં. તે નિર્લજ્જ કહે, 'તો શું અમારા દંડને લીધે અમે શૂરા થવાના છીએ ?' વનરાજ કહે, 'હું તમને દંડ નહિ કરૂં, ને કેદ નહિં બેસાડું, તમને ચૂડા પહેરાવી બે વરસ બાઇડીને વેશે રહેવાની સજા કરીશ. મંત્રી ! ચૂડા મંગાવો, રજપૂતોની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં. વાણીઆ બે હાથે સલામો કરતા કહે, 'મહારાજ ! આ ગરાશીઆ તો ઘરમાં બે વરસ ભરાઈ બેઠા ગરાશવડે પેટ ભરશે. એમને ખેતરાં છે તેનો દાણો આવે છે, પણ અમારે તો હાટ માંડી બેસવું, ગુજરીમાં જવું, માલ ખરીદવો ને વેચવો, તેથી બાઈડીને

વેશે ને ચૂડાવાળે હાથે અમારી બહુ ફજેતી થશે, લોક હસશે ને છોકરાં તાળીઓ પાડશે !' બ્રાહ્મણો કહે, 'મહારાજ ! અમારે પણ ભિક્ષાવૃત્તિ તેથી ફરવા જવું, વળી સરાવવા જવું, હોમ કરાવવા જવું, અમારે તો એ સજાથી લાજી મરવાનું થશે !' કણબીઓ કહે, 'મહારાજ ! અમે બાઈડીનાં લુગડાં ને ચૂડા પહેરી ખેતી કેમ કરીશું ? ગાડાં ભરી ધાન્ય વેચવા કેમ જઈશું ? અમે મૂછોવાળા બાયડીના ઘાઘરા સાડલા ને ચૂડા પહેરવાથી બહુ કઢંગા દેખાઈશું ! આટલો ગુનોહ માફ કરો બાપજી !' વનરાજ કહે, 'તો હવે હિમ્મત પકડી લડશો ?' બંદીવાનો કહે, 'બાપજી ! જીભથી તો લડીએ, ને જો એવો બંદોબસ્ત કરો કે સામાવાળા અમને ના મારે તો વળી હથી-આરથી જરા અજમાશ કરીએ.'

—વનરાજ ચાવડો.

'બગલું ઓ આવે ઓ જાયરે; બગલું ફોકટ ફેરા ખાયરે;
બગલું કયી વહુને લઈ જાયરે ? પાછળ કયા ભાઈ દોડયા જાયરે ?
બગલું મોતીવહુને લઈ જાયરે; પાછળ દીનાભાઈ દોડયા જાયરે.
ઓ મારી બઈરીને લઈ જાયરે; મારૂં પરણેતર ફોકટ થાયરે;
ઓ મારા પૈસા રાયગળ જાયરે; (મારો મનખો વાંઢો થાયરે.)
ઓ હું તો પરણ્યો તે થયું ફોકરે; મારાં નાણાં બેઠાં રોકરે.'

—લગ્ન ( રન્નાદેવી ) નાં ગીત.

પહેલા ઉદાહરણમાં, બીકણ ને કાયર માણસો પોતાનો સાધારણ ધંધો કરતા હોય તે વેળા તેમના કાયરપણાની રેખાઓ અતિશય વધારો કરીને દેખાડી હોય તો એકંદર ચિત્ર કેવું હાસ્યજનક થાય તે દર્શાવ્યું છે; તેમ જ એવા મનુષ્યો કેવા નિર્લજ્જ થઈ પોતાના કાયરપણાને ઠેઠ સુધી વળગી રહે છે તે પણ એવા સ્વભાવની રેખા-ઓનો વિસ્તાર કરીને દર્શાવ્યું છે. બીજા ઉદાહરણમાં કન્યા શોધી કહાડવામાં પડતી મહેનતથી અને લગ્નમાં થતા ખર્ચથી વહુની કિંમત

કરનાર અને તે કારણથી વહુની સલામતી માટે અધીરો થઈ ફરનાર માણસ વહુ ખોવાઈ જાય ત્યારે કેવો ઘેલો અને બ્હેબાકળો થઈ જાય છે તે તેના એ સ્વભાવની રેખાઓ બહુ મ્હોટા પ્રમાણમાં વધારીને દર્શાવ્યું છે, અને, એ રીતે એ સ્વભાવમાં રહેલી હાસ્યપાત્રતા પ્રકટ કરી છે.

આ ઉદાહરણોની પરીક્ષા કરતાં એક વાત એ લક્ષમાં આવશે કે આવી રીતે કલ્પેલા હાસ્યમય પ્રસંગો વિચારમાં લેતાં આગળ તેમનું મૂર્તિમન્ત ચિત્ર ઉભું થાય છે અને તે ચિત્રમાં પ્રમાણ ઉપરાંત વધી ગયેલી રેખાઓનો સાક્ષાત્કાર થાય છે. રેખાઓના વિસ્તાર અને પ્રમાણ-ની વિષમતા આવા પ્રસંગને ખાસ કરી ચિત્રયોગ્ય બનાવે છે. પહેલા ઉદાહરણમાંનું વર્ણન વાંચતાં મૂછો દેખાતા છતાં સાલ્લા ઘાઘરા અને ચૂડા પહેરી દુકાને તોળતા તથા બજારમાં સોદા કરતા વાણીઆ, શેરી-ઓમાં ઝોળી લઈ ફરતા તથા નદી કિનારે ક્રિયા કરાવતા બ્રાહ્મણો, અને હળ ફેરવતા તથા ગાડાં હાંકતા કણબીઓનાં ચિત્ર નજર આગળ આવે છે; તેમ જ એક તરફ યુદ્ધમાં હિંમત ધરી લડવાની આજ્ઞા કરતો વનરાજ અને બીજી તરફ 'અમને સામાવાળા ના મારે તો હથિઆર અજમાવીએ' એવું કહેતા બંદીવાનો એમ સામસામા ઉભેલાનું ચિત્ર નજર આગળ આવે છે. બીજા ઉદાહરણમાં, સ્ત્રીને ઉપાડીને લઈ જતું બગલું (=સ્ત્રીનો કોઈ અગમ્ય રીતે વિનાશ થઈ જશે એવી બીક ભરેલી કલ્પના) અને, તેની પાછળ 'આ મારી બૈરીને લઈ જાયરે, મારૂં પરણેતર ફોકટ થાયરે' એવી બુમ પાડી દોડયો જતો મનુષ્યઃ એવું ચિત્ર નજર આગળ આવે છે. એ રીતે 'કેરીકેચર'નું કલાવિધાન ચિત્રરચનાને ઘણું અનુકૂળ છે, અને તેથી, એ વિધાનની વ્યાખ્યામાં ચિત્રરચનાનો પણ સમાવેશ કરવામાં આવે છે. 'કેરિકેચર તે કટાક્ષ-કથનના પ્રયોજન માટે કઢંગી રચનાનો ઉપયોગ કરવાની કળા છે. તેમાં ચિત્ર ચિતરીને કે મૂર્તિ ઘડીને હાસ્યમય રેખાઓ પ્રદર્શિત કરવામાં આવે છે.' (કેરીકેચર વિશે લેખ. એનસાઈક્લોપીડિઆ બ્રિટાનિકા, અગીઆરમી આવૃત્તિ.)

'કેરિકેચર'માં રહેલી આ ચિત્રયોગ્યતાને લીધે કેટલીક વાર એ શબ્દથી માત્ર 'ચિત્રદ્વારા પ્રકટ કરેલું કટાક્ષકથન' એટલો જ અર્થ ઉદ્દિષ્ટ કરવામાં આવે છે. ઇંગ્લાંડમાં એવાં ચિત્રનો પ્રથમ વિધાયક હોગાર્થ નામે ચિત્રકાર ઇસવી સનના અઢારમા સૈકામાં થઈ ગયો. તેણે જનસમાજમાં પ્રવર્તતી મૂર્ખતા અને દુષ્ટતાનો ચિત્રો દ્વારા ઉપહાસ કર્યો છે, અર્થાત્ અમુક પ્રસંગોમાં આવેલા મૂર્ખ અને દુષ્ટ મનુષ્યોનાં કલ્પિત ચિત્ર ચિતરી એવા નમુના પર કટાક્ષ કર્યા છે. એવા મનુષ્યોનાં ચરિત્રમાં એક પછી એક આવતા વિવિધ પ્રસંગોમાં જુદાં જુદાં ચિત્ર ચિતરી તે સમસ્ત વડે તેણે ચિત્રમય નાટક રચ્યાં છે, અને તેમાં હાસ્યરસનું દર્શન કરાવ્યું છે.

'કેરિકેચર'નાં ચિત્રનો ( cortoon ) 'કાર્ટૂન' નામે પેટા પ્રકાર વર્તમાન સમયમાં ઉત્પન્ન થયો છે. લોકોના મનમાં રમી રહેલા ચાલતા વિષયોનો એવા ચિત્રમાં ઉલ્લેખ કરવામાં આવે છે. એ ચિત્રોમાં બહુધા રાજકીય બાબતો સંબંધે હાસ્યમય ટીકા કરવામાં આવે છે. એમાં જાણીતા પ્રસંગો ચિતરવામાં આવે છે, તેથી, નમુનારૂપ વ્યક્તિઓ નહિં પણ ખરેખરી વ્યક્તિઓ ચિતરવામાં આવે છે. એક વેળા એવાં ચિત્રવડે બહુ દ્વેષભર્યા હુમલા કરવામાં આવતા, પરંતુ હવે એવો ડંખ એ ચિત્રમાંથી નિકળી ગયો છે. ઇંગ્લાંડમાં હાસ્યરસનાં ચિત્રદ્વારા જાહેર સવાલોની ચર્ચા કરનારાં અનેક વર્તમાનપત્રો પ્રસિદ્ધ થાય છે, તેમાં રાજકાર્યોના અગ્રેસરોને અમુક કલ્પિત પ્રસંગમાં આવેલા અને સંભાષણ કરતા ચિતરી તે પ્રસંગ દ્વારા તેમની કૃતિઓ તથા વિચારોનો મંદ ઉપહાસ કરવામાં આવે છે, અને, એ ઉપહાસવડે તે કૃતિઓ તથા વિચારોની યોગ્યાયોગ્યતાની ચર્ચા કરવામાં આવે છે. 'એ સર્વમાન્ય છે કે "કાર્ટૂન"નો કાંઈક ઉદ્દેશ હોવો જોઈએ. ભાવાર્થ રૂપે રહેલા વિચારનું તેમાં સ્પષ્ટ રીતે દર્શન થવું જોઈએ, અને બને તો, તે દર્શનથી હાસ્ય ઉપજવું જોઈએ; અને એ રીતે વિચાર દર્શાવતાં ગમે તેટલો મર્યાદા કે અંકુશ રાખ્યાં હોય

તો પણ, અને તેમાં પ્રસંગોપાત પ્રોત્સાહક કાવ્ય સરખી ભાવના હોય તો પણ, વર્તમાનપત્રમાં વિવેચનનો મુખ્ય લેખ (leading article) ચિત્રમય બનાવ્યો હોય એવું તેનું સ્વરૂપ હોવું જોઈએ.' (એનસાઈક્લોપીડિઆ બ્રિટાનિકા, અગીઆરમી આવૃત્તિ. કાર્ટૂન વિશે લેખ.) આવાં ચિત્રમાં વ્યક્તિઓ ખરેખરી લેવામાં આવે છે, પણ, તે વ્યક્તિઓએ કરેલાં કાર્ય કલ્પિત પ્રસંગોના રૂપમાં મુકવામાં આવે છે. આ કલ્પિત પ્રસંગે સાધારણ વ્યવહારમાં બનતા અથવા ઐતિહાસિક પ્રસંગોમાં કે વાર્તાઓમાં આવેલા બનાવોના હોય છે. ખરી વ્યક્તિઓને તે પ્રસંગને અનુકૂળ વેશમાં ચિતરવામાં આવે છે, અને તેથી તેમ જ તેના મુખમાં મુકેલાં વચનથી, ચિત્ર હાસ્યમય થાય છે. ઈસપનીતિમાંના તથા તેના જેવી બીજી વાર્તાઓમાંના પ્રસંગ લઈ ખરી વ્યક્તિઓને પશુરૂપે પણ ચિતરવામાં આવે છે. લન્ડનમાં નિકળતું 'પંચ' પત્ર આ પ્રકારનાં ચિત્રદ્વારા ચર્ચા કરનાર વર્તમાનપત્રોમાં મુખ્ય છે.

વિલક્ષણ રેખાઓ વધારવાથી થતા 'કેરિકેચર'ને ચિત્રનું રૂપ આપી શકાય છે તે પ્રમાણે વાણી વડે કે અંગ વડે અનુકરણ કરીને પણ એ કાર્ય થઈ શકે છે. કેટલાક મનુષ્યોની ધાંટો કહાડવાની કે વાક્યરચનાની રીતમાં તેમના સ્વભાવનું તરેહવારપણું રહેલું હોય છે, અને, તેની નકલ વધારેલાં રૂપમાં કરી એ તરેહવારપણામાં રહેલી હાસ્યમયતા દર્શાવવામાં આવે છે. તેમ જ, સ્વભાવનું એવું તરેહવારપણું આંખ, મ્હોં કે હાથની કઢંગી ચેષ્ટા કરવાની ટેવમાં હોય ત્યારે તેવી ચેષ્ટા મ્હોટા રૂપમાં કરી તેની હાસ્યમયતા દર્શાવવામાં આવે છે. ફક્ત 'ચાળા પાડવાથી' આ કાર્ય થઈ શકતું નથી.

અલબત્ત, આ રીતે મનુષ્યના સ્વભાવની કઢંગી રેખાઓ વધારી દઈને પ્રકટ કરવામાં એવા સ્વભાવનું યથાર્થ સ્વરૂપ દરેક રીતે જળવાય એમ હમેશ બનતું નથી. કોઈક વેળા કેટલીક રેખાઓ હોય તેના કરતાં વધારે હાસ્યપાત્ર ચિતરાય છે, અને, કોઈક વેળા કેટલીક

રેખાઓ હોય તેના કરતાં ઓછી હાસ્યપાત્ર ચિતરાય છે. આ પ્રકાર જ એવો છે કે તેમાં સમતા બરાબર જળવાતી નથી. પ્રો. બર્ગસન કહે છે તેમ હાસ્યરસ દ્વારા મનુષ્યોના દોષ માટે દંડ કરતાં યથાર્થતા ઝીણવટથી સાચવી શકાતી નથી, પણ, એકંદરે પરિણામમાં સરેરાશ ઇનસાફ ('average of justice') થાય છે.

હાસ્યમય કૃતિનો બીજો એક પ્રકાર તે parody ('પરિહાસમય અનુકરણ') છે. એ પ્રકાર એવો છે કે ગંભીર વિષયના કોઈ લેખમાંનાં વચનો કે શૈલીની નકલ હલકા વિષયના વર્ણનમાં આવે છે, અને; એ રીતે ગંભીરતા તથા લઘુતાને પાસે પાસે મુકીને તે એના વિરોધવડે હાસ્ય ઉપજાવવામાં આવે છે. આ રીતે,

( અસલ )

જીવને શ્વાસતણી સગાઈ, ઘરમાં ઘડી ન રાખે ભાઈ;
બાપ કહે છે બેટો અમારો, માતા મંગળ ગાઈ;
બેની કહે છે બંધવ અમારા, ભીડ પડે ત્યારે ભાઈરે;
જીવને શ્વાસતણી સગાઈ, ઘરમાં ઘડી ન રાખે ભાઈ.

લિંપ્યું ને ગુપ્યું આંગણું ને કાઢયારે વેળા થઈ;
અડશો મા તમે અભડાશો એમ લોક કરે ચતુરાઈરે;
જીવને શ્વાસ તણી સગાઈ, ઘરમાં ઘડી ન રાખે ભાઈ.

( નકલ )

લાડુને દાળતણી સગાઈ, મુખમાં ઘડી ન થાય જુદાઇ;
જીભ કહે છે લાગ અમારો, દાંત રહ્યા મલકાઈ;
પેટ કહે ભક્ષ અમારો, ફુંડ વધે ત્યારે મોટાઈરે;
લાડુને દાળતણી સગાઈ, મુખમાં ઘડી ન થાય જુદાઈ.

રેડયું ને ઢોળ્યું ઘી ઘણું, ચાખ્યારે વેળા થઈ;
બોલશો મા તમે ચૂકી જાશો, એમ ભૂખ કરે ચતુરાઈરે;
લાડુ ને દાળતણી સગાઈ, મુખમાં ઘડી ન થાય જુદાઈ.

અહીં મૃત્યુના ગંભીર વિષય માટે વાપરેલી શબ્દરચના અને શૈલીની નકલ મિષ્ટાન્નભોજનનો સ્થૂલ વિષય વર્ણવવામાં લાગુ પડતાં, એનો વિરોધ હાસ્ય ઉત્પન્ન કરે છે. નકલનાં વચનો વાંચતાં અસલનું સ્મરણ થતું ન હોય તો વિષયોના વિરોધનું ભાન ન થાય, અને નકલ જાતે હાસ્યમય હોય તો પણ અસલની સરખામણીથી થતી વિરોધની તીવ્રતાની ખામી રહે.

વિરોધની આવી તીવ્રતા આ પ્રકારમાં આવશ્યક છે તે ઉપરથી લી હન્ટ કહે છે કે, 'પેરડી'થી અસલ પર કટાક્ષ થતો નથી, પણ ઉલટું અસલમાં ગુણોત્કર્ષ છે એમ પ્રદર્શિત થાય છે; અસલની "પેરડી" થઈ શકે છે એ તેનો ગુણોત્કર્ષ સિદ્ધ કરવાની કસોટી છે.' (વિટ એન્ડ હ્યુમર.) લી હન્ટના કહેવાનું તાત્પર્ય એ છે કે "પેરડી"માં અસલ અને નકલ વચ્ચે એવો તિવ્ર વિરોધ હોવો જોઈએ. અસલ ગુણવન્ત અને નકલ ગુણહીન એમ બે વચ્ચે એવો લાંબો તફાવત હોવો જોઈએ કે ગુણહીન નકલ થઈ શકે છે એટલા જ પરથી જણાઈ આવે કે અસલ ગુણવન્ત જ હોવું જોઈએ. લી હન્ટનો આ મત એટલે સુધી ખરો છે કે ઉપર આપેલાં ઉદાહરણ પેઠે જ્યાં માત્ર વિનોદ માટે નકલ કરવામાં આવી હોય ત્યાં નકલ સાથે સરખામણીમાં અસલનું ચઢિયાતાપણું જ નજર આગળ આવે છે. પરંતુ, અસલ અને નકલ વચ્ચે જે વિરોધ છે તે ગુણવત્ના અને ગુણહીનના વચ્ચેનો નથી, પણ, ગંભીરતા અને લઘુતા વચ્ચેનો છે. વિનોદ માટે કરેલી નકલ કરતાં અસલનું જે ચઢિયાતાપણું દેખાય છે તે તેની ગંભીરતાનું હોય છે. જ્યાં અસલમાં કોઈ વિષય ગંભીરતાથી ચર્ચેલો હોય તે છતાં તેમાં પ્રકટ કરેલા વિચારમાં દોષ હોય અને તે દોષ ઉપર કટાક્ષ કરવા સારૂ તેની "પેરડી" કરવામાં આવે ત્યાં અસલમાં ગંભીરતા છતાં તેના દોષને લીધે તેનું ઉતરતાપણું જણાય છે. અને, નકલ ગમે તેટલી લઘુ છતાં એ દોષ ઉઘાડા પાડનાર તરીકે તે ચઢિયાતી જણાય છે. કેમકે

( અસલ. )

કલમ ધરીછ હાતમાં, પણ ચાલતી તે નહિ,
દવા છે દાબડીમાં, પણ ઉઘડતી તે નહિ,
તો કેમ કરૂં જુદાઈનાં દુખનો એલાજ,
કવિતા ! કાંહ ભરાઈ બેઠી છે આજ ?

—માહરી મજેહ.

( નકલ. )

કલમ ધરીછ હાતમાં, પણ ચાલતી તે નહિ,
દવા છે દાબડીમાં, પણ ઉઘડતી તે નહિ,
તો કેમ કરૂં જુદાઈનાં દુખનો એલાજ,
શાહી ! કાંહ ભરાઈ બેઠી છે આજ ?

અહીં અસલ લખાણનો ઉદ્દેશ ગંભીર છે પણ તે લખાણમાં કાંઈ કાવ્યત્વ નથી, અને તેથી, નકલ કરતી વેળા અસલમાંનું બીજું બધું કાયમ રાખી ફક્ત ચોથી લીટીમાં ‘કવિતા’ને ઠેકાણે ‘શાહી’ શબ્દ મુકી ‘પેરડી’ કરવાથી એ અર્થ ફલિત થાય છે કે શાહી અને કલમ હોય તો આવાં લખાણ ગમે તેટલા જથાબંધ લખી શકાય છે. અને એવાં લખાણ માટે જોઈતી ‘દાબડીમાંની દવા’ તે કવિત્વ નહિં પણ શાહી જ છે. અસલ લખાણ કવિતાને એવું પ્રતિકૂલ છે કે ફક્ત એક શબ્દ બદલવાથી તે આખું લખાણ ખડીઆ ન ઉઘડવાથી લખવાની ક્રિયા અટકી પડવાના સાધારણ પ્રસંગને લાગુ પડતું થઈ જાય છે. નકલમાં વિચારની વિશેષતા કંઈ નથી, ખડીઆ ઉઘડતો નથી તેથી લખાતું નથી એમાં કવિતા લખવા જેવું કાંઈ નથી; પણ અસલ પેઠે નકલમાં ઉંચા વિષયનો નીરસ વચનો સાથે કઢંગો સંયોગ કરેલો નથી; નકલમાં વિષય પણ નીરસ અને વચનો પણ નિરસ છે એટલી નકલની દોષરહિતતા છે, એ રીતે, નકલ અસલનું કઢંગાપણું બહાર પાડે છે, તથા, નીરસ વચનો વડે ઉંચો વિષય વર્ણવવાના પ્રયત્નથી

અસલમાં જે દોષ આવ્યો છે તે નકલ દર્શાવી આપે છે. આવા પ્રસંગમાં 'પેરડી'ની શક્યતાથી અસલનો ઉત્કર્ષ પ્રતિપાદન થતો નથી.

'પેરડી' વિચારની થઈ શકે છે તેમજ શૈલીની પણ થઈ શકે છે. ઉપર આપેલાં બન્ને ઉદાહરણમાં અસલની ઇબારતનું ખોખું કાયમ રાખી અર્થ ફેરવી નાખવા જેટલા શબ્દ બદલી નકલ કરવામાં આવી છે તેથી અસલના વિચાર સાથે અસલની શૈલીની પણ 'પેરડી' થઈ છે. એકલી શૈલીની જ 'પેરડી' કરવાની હોય ત્યાં અસલમાંનાં કોઈ વાક્ય લેવામાં આવતાં નથી, અને, અસલમાંના કોઈ શબ્દ બદલી નકલ બનાવવામાં આવતી નથી, પણ, અસલની શૈલીનું અનુકરણ કરી નવાં જ વાક્ય જોડવામાં આવે છે. 'માહરી મજેહ'ની શૈલીની 'પેરડી'

આહા ! દેખાય છ કેવું સારૂં,
જાણે કરી લઉં બધું મારૂં !! *

એવી નકલ જોડી કહાડીને કરતાં અસલમાંના કોઈ વાક્ય કે વિચારનો આશ્રય લેવો પડતો નથી. શૈલીની 'પેરડી' પણ વિનોદ માટે થઈ શકે; તેમ જ અસલમાંના દોષ દર્શાવવા માટે થઈ શકે.

યુરોપમાં પ્રાચીન ગ્રીક સાહિત્યના સમયથી 'પેરડી'નો પ્રચાર જોવામાં આવે છે. અર્વાચીન સમયમાં 'પેરડી'નો વિશિષ્ટ લેખ તે Rejected Addresses ('નાપસંદ થયેલાં મંગલાચરણ') નામે ગ્રન્થ છે. સને ૧૮૧૨ માં લન્ડનમાં 'ડ્રુરી લેઈન થીએટર' નામે નાટકગૃહનું વાસ્તુ કરવાનું હતું ત્યારે એ સંસ્થાના વ્યવસ્થાપકોએ જાહેર ખબર છપાવી હતી કે એ પ્રસંગો વાંચવા માટે સહુથી સારૂં 'એડ્રેસ' (મંગલાચરણ) લખી મોકલનારને ઇનામ આપવામાં આવશે. આ ઉપરથી જેમ્સ સ્મિથ અને હોરેસ સ્મિથ નામે બે ભાઈઓએ 'રીજેક્ટેડ એડ્રેસિસ' નામે એક કાવ્યસંગ્રહ બહાર પાડ્યો. તેમાં વર્ડ્સ્વર્થ, સધી, કૉલેરિજ, સ્કૉટ, ક્રેબ વગેરે તે સમયના વર્તમાન કવિઓની

* કવિતા અને સાહિત્ય, છંન્દ અને પ્રાસ, આ, ૧ લી પૃષ્ટ ૨૮૮.

શૈલીમાં એ પ્રસંગનાં જુદાં જુદાં મંગલાચરણ રચેલાં હતાં, અને, એ સર્વ ઈનામની હરિફાઈમાં નાપસંદ થયાં છે એમ જણાવ્યું હતું. અલબત્ત એ બધાં કાવ્ય એ બે ભાઈઓએ પોતે જ રચ્યાં હતાં, પણ, એ કવિઓની શૈલીનું તેમણે એવું આબાદ અનુકરણ કર્યું હતું કે એ કૃતિ હાસ્યનિમિત્ત કરેલી છે એમ જેઓ સમજ્યા નહિં, તેમણે એ કાવ્યો ખરેખરાં એ કવિઓનાં લખેલાં છે એમ માન્યું અને આ બધાં કાવ્ય શા માટે નાપસંદ થયાં એમ કેટલાકે આશ્ચર્ય સાથે પ્રશ્ન પણ કર્યો. mock-heroic ('વ્યાજવીર') નામે હાસ્યમય કૃતિનો પ્રકાર છે, તે 'પેરડી'ને એટલે અંશે મળતો આવે છે કે તેમાં પણ અનુકરણ હોય છે. પરંતુ, એ અનુકરણ કોઈ અમુક લેખનાં કે લેખકનાં વચનોનું કે શૈલીનું હોતું નથી. પણ વીરરસના અનુકરણથી વ્યાજવીરરસ બને છે. વીરરસને ઉચિત નહિં એવા સામાન્ય કે ક્ષુદ્રપ્રસંગમાં વીરત્વનો ઉત્સાહ દાખલ કરવાનો આડંબર કરવાથી અને તે પ્રસંગને વીરરસની ગંભીર શૈલીથી વર્ણવવાથી આ કૃતિ હાસ્યમય થાય છે. આ રીતે, જે વિષયમાં કવિત્વનો ઉત્કર્ષ ન હોય તે વિષયને વીરરસના રૂપમાં ગોઠવી તેમાં ઉત્કર્ષનો પરિહાસમય આરોપ કરવાથી આ પ્રકારની કૃતિ થાય છે. તેથી, લી હન્ટ એવી વ્યાખ્યા કરે છે કે 'મોક-હીરોઈક તે એક પ્રકારની વ્યાજોક્તિ છે અને તેમાં કવિત્વમય ઉત્કર્ષને રૂપે પરિહાસ કરવામાં આવે છે.' (વિટ એન્ડ હ્યુમર.) જુના અલંકારો, જુની અતિશયોક્તિઓ, અને પ્રાચીન ભાષાઓમાં રૂઢ થયેલી રીતિની ઉક્તિઓ અર્વાચીન ભાષામાં વાપરવી એ વ્યાજવીરરસ ઉપજાવવાનો એક પ્રકાર છે, તેથી, કવિતામાં જ્યાં ત્યાં 'પ્રાચીન શિષ્ટ રીતિ'નો ઉપયોગ કરનારને લી હન્ટ ચેતવણી આપે છે કે એવા લેખકો ઘણીવાર અજાણ્યે વ્યાજવીરરસની કૃતિઓ બનાવી પોતે જ હાસ્યપાત્ર થાય છે.

થોડાં ઉદાહરણથી આ પ્રકારનું સ્વરૂપ દર્શાવીશું.

'ઉંચો કરીને ભુજદંડ તેણે,
એકાગ્રચિત્તે અનિમેષ નેને,
ચાંચલ્ય ધારી પ્રતિઅંગ વ્યાપ્યું,
છરો વતી દુધિનું દીંટું કાપ્યું.'

જે ક્રિયા શૌર્યવાળું પરાક્રમ કરવામાં થાય તે ક્રિયા શાક સમારવામાં વાપરેલી વર્ણવ્યાથી અહીં વીરરસ મશ્કરી ખાતર વપરાયો છે અને તેથી આ ઉક્તિ વ્યાજવીરરસની છે.

'કર્ણ સુધી પહોંચતાં વિશાલ અને કમલ જેવાં લાલ નયનો વિકસાવી, જાળ પેઠે ગુંથાયેલી અંગુલીઓવાળો અને પ્રભાતે ખીલેલા પંકજસમ પ્રફુલ્લ થયેલો કર ગોલાયમાન કરી, કામદેવનો સંહાર કરવા શિવ પોતાનું ત્રીજું લોચન ઉઘાડતા હોય, હનુમાનને ગળી જવા સુરસા સાપણ પોતાનું મ્હોં ઉઘાડતી હોય, ધન જોઈ નયન તૃપ્ત કરવા કુબેર પોતાનો ભંડાર ઉઘાડતો હોય, મુચુકુન્દ રાજા ઉપર ઢાંકેલું પીતાંબર કાલયવન ઉઘાડતો હોય, એવી શોભા ધારણ કરી, તેણે અનેક કિરણોથી સ્ફુરિત થઈ રહેલા નખનો ટકોરો મારી છીંકણીની દાબડી ઉઘાડી.'

જાણે વીરરસના ઉત્સાહથી ભરેલો અને ગાંભીર્યવાળો કોઈ મ્હોટો પ્રસંગ વર્ણવવાનો હોય તેમ અલંકારોનો આડંબર કરી અને ગૌરવવાળી ભાષા વાપરી આખરે એ સર્વે છીંકણીની દાબડી ઉઘાડવાના વ્યાપારને લાગુ પાડવાથી આ વર્ણનનો બધો ઉત્કર્ષ દાંભિક તથા પરિહાસમય માલમ પડે છે. લી હન્ટ જે 'પ્રાચીન શિષ્ટ રીતિ' વિષે ચેતવણી આપે છે તે આ ઉદાહરણમાં વિશેષે કરી સમાયેલી છે. આ ઉદાહરણમાં એ રીતિનો હાસ્ય ખાતર ઉપયોગ કરવાથી જેમ વ્યાજવીરરસની ઉત્પત્તિ થઈ છે, તેમ એવી રીતિથી ગૌરવ આવે છે તથા ઉક્તિ સુશોભિત થાય છે એમ માની એવી રીતિનો ઉપયોગ કરવાથી લેખકના ઈરાદા વિના લેખ વ્યાજવીરરસવાળો બની જાય અને લેખક હાસ્યપાત્ર બને છે.

'નદીતટે ઉભો શો આ પ્રાસાદ ગગને જતો !
ભવ્યતા જોઈને જેની નદીનો વેગ થોભતો.

રાજા મ્હોટો વસે કોઈ, ને ડાહ્યા મંત્રી કોઈ ત્યાં
ભર્યા ભંડાર તેઓએ, થાય તેની રસોઈ જ્યાં. '

મહેલની ભવ્યતાનું વર્ણન તેમાં વસનારનો મહીમા દર્શાવવા કર્યું છે. પણ, એ મહિમા એટલો જ છે કે તેમણે ભરેલા ભંડારની રસોઈ થાય છે, અને એ રીતે વીરરસની શૈલીનો અનુચિત ઉપયોગ હાસ્ય ઉત્પન્ન કરે છે.

' મોક–હીરોઈક ' કૃતિઓમાં સહુથી વિશિષ્ટ તે ઈંગ્રેજ કવિ હોપનું રચેલું The Rape of the Lock ( ' લટનો બલાત્કાર ' ) નામે કાવ્ય છે.* એ કાવ્યમાં એક સુન્દરીના કેશની એક લટ એક સાહસિક ઉમરાવે બલાત્કારે કાપી લીધાની કથા મહાકાવ્ય (epic)-ની રીતિએ વિસ્તારથી વર્ણવી છે. કાવ્યના પાંચ સર્ગ છે. તેમાં નાયિકા શૃંગાર શી રીતે સજે છે, કૉફી શી રીતે પીએ છે, એ અને એવા પ્રસંગ વિસ્તારથી વર્ણવ્યા છે. તેની મંડળી પાનાંનો ખેલ રમે એ તે જાણે હથિઆરોથી નિશાનબાજી રમવાની ક્રીડા હોય તેવી ગંભીરતાથી ઝીણી ઝીણી વિગતો સાથે વર્ણવ્યો છે. કેટલાંક સૂક્ષ્મ દેહધારી હવાઈ ભૂતોને નાયિકાનો પક્ષ લઈ લટ કાપવાનું કાર્ય અટકાવવા પ્રવૃત્ત થયેલાં વર્ણવ્યાં છે. એ કાવ્યમાંના થોડા છુટક ભાગના સારરૂપ ભાષાન્તર પરથી એની શૈલીનો કાંઈક ખ્યાલ આવશે.

' કામનાં બાણ વાગે ત્યાં કેવા ઉત્પાત ઉપજે,
વસ્તુઓ ક્ષુદ્રને લીધે કેવા વિગ્રહ ત્યાં મચે;
વર્ણવું એ હું આ કાવ્યે, મોટો વિષય તો નથી,
કીર્તિની આશ તો મ્હોટી, પાત્ર એવાં મહારથી,
સરસ્વતી ! તને દેવી ! વિનવું ભેદ તું કહે :
ધીર અમીર તે એવો તું શો ચિત્તમાં લહે,

* ફ્રૅન્ચ કવિ બ્વૅાઇલોકૃત ' લ્યુટ્રિન ' નામે કાવ્યના નમુના ઉપરથી પોપે આ કાવ્ય રચેલું, પરંતુ, ' લ્યુટ્રિન' કરતાં ' રેઇપ ઑફ ધ લૉક ' વધારે ખુબીદાર છે.

કે હુમલો કરે જેથી કોમલ સુન્દરી પરે?
અને અમીર મ્હોટાને સુન્દરી શાથી ના વરે?
અને અલ્પ મનુષ્યોથી એવાં સાહસ શક્ય છે?
મૃદુ જે હૃદયો તેમાં ચઢે ક્રોધ કદી વસે?

ઉગે પ્રભાતે રવિકાન્તિ જેવી
સમુદ્રપીઠે, ઝળકંતિ તેવી
રૂપેરિ સ્રોતે અધિરૂઢ નાવે
પ્રભાતને સુન્દરિ તે દિપાવે.

લીલાભરેલી ગતી તેનિ સર્વ,
માધુર્ય એવું નહિ લેશ ગર્વ:
કો સ્રીત્વનો દોષ કદી જણાય,
તો વક્ત્ર જોતાં ભુલિ તે જવાય.

આ અપ્સરાએ લટ બે અનેરી
મનુષ્યનાશાર્થ હતી ધરેલી;
લાવણ્યથી તે ગુંચળાં વળેલી,
બે બાજુ પૂઠે લટકી રહેલી.
શોભા પુરે ઉજ્વલ કુન્તલો તે,
કૈં ગૌરવર્ણી મૃદુ સ્નિગ્ધ ડોકે;
એ વાંકિચુંકી ગલિમાંહિ ભૂલ્યા
છે કામદેવે કંઈ કેદિ પૂર્યાં;
પ્રતાપિ વીરો અતિશક્તિમાન
બાંધ્યા જિણી બેડિચિ બંદિમાન.

સુકેશ જેવી બહુ ઝીણિ જાળે
પક્ષી અને મીન ફસાય કાળે;
મનુષ્યકેરી અતિ ભવ્ય જાતિ
સુકેશપાસે સઘળી ફસાતિ.

સૌન્દર્યમધ્યે બળ શું સમાય,
કે એક કેશે પુરુષો તણાય !

સાહસિક અમીરે તે લટ જોઈ પ્રભામયી:
પામ્યો સાનંદ આશ્ચર્ય, આકાંક્ષા તેહની થઈ.
કર્યો સંકલ્પ લેવાનો, ચિત્તે ઉપાય ચિન્તવ્યા,
લેવી કાંતો બળાત્કારે અથવા છલ યોજવાં.

પ્રયત્નો કરતાં જ્યારે સાફલ્ય પ્રેમિને મળે,
પૂછતું નથિ કોઈ કે છળે મેળવ્યું કે બળે.
પ્રભાતે ઉઠિને કીધી પ્રાર્થના દેવ સર્વની;
મદદ સહુની માગી વિશેષે કામદેવની.

કામ માટે રચી વેદિ તેની આરાધના કરી;
અર્પી પ્રેમકથા બાર મેખલા ત્રણ ત્યાં ધરી.
મૃદુ મન્મથ લેખેથી ચેતવ્યા પછિ ઇન્ધન;
નિસાસા ત્રણ મૂકીને પ્રગટાવ્યો હુતાશન.
સાષ્ટાંગ દંડવત્ કીધા પ્રણામ બહુ ભાવથી;
સતૃષ્ણ લોચને માગી લટ તે અવિલંબથી.

આકાશગામી ગણના અધીશે,
વિશેષ ચિન્તા ઉરમાં ધરી છે;
બોલાવિને ત્યાં અનુયાયિ સંઘ,
આજ્ઞા સુણાવી સહુને અલંઘ્ય:
'અનિષ્ટ એવા શુકનો જણાય,
સ્ત્રીરત્નને સંકટ તેથિ થાય;
આપત્તિ કિંવા અપમાન થાશે,
કિંવા બળાત્કાર કંઈ જણાશે.
અગમ્ય એ સંકટનો પ્રકાર,
અદૃશ્ય છે એ વિધિનો પ્રહાર;

શું કોઈ દેવી કુંડું પાડશે કે ?
ચોરો થશે કો બરણી વિશે કે ?
કે શું થશે લાંછિત ડાઘ લાગી
કાં આબરૂ કે નવિ તેનિ સાડી ?
ખોશે શું તે ઉત્સવને પ્રસંગે
કાં હૈયું કે ભૂષણ ધાર્યું અંગે ?
જાઓ ત્વરાથી રહિ જાગરૂક
રક્ષા કરો તે અબલાનિ ખૂબ.
કો સાચવો કુંડલ, કંકુ કોઈ,
ને કોઈ બેસો લટ સામું જોઈ. '

પ્યાલા ને ચમચા કેરી શોભા ત્યાં બનિ છે ખરે,
કડ્ડકડ બુન્દના દાણા થાય છે ધંટિ જ્યાં ફરે.
રસેલી વેદિઓ માંહે ભભુકે અગ્નિ ઉજ્જવલ ;
રૂપાનાં નાળચાંમાંથી વહે છે રસ મંજુલ.
પ્યાલા અનેક પૂરાયા સુગંધ પસરી જહીં,
સુમાર ના કશાનો ત્યાં, મિજબાની ખિલી રહી.
સુન્દરીની બધી બાજુ હવાઈ ભૂત ત્યાં ફરે;
કેશ પર ભમે કોઈ સાડીની ચોકિ કો કરે.
રાજના મંત્રિઓ કેરી જે કાવો બુદ્ધિ ખીલવે,
અર્ધ મીંચેલી આંખોમાં સર્વનું તત્ત્વ દાખવે.
તે કાવાના ચડ્યા ધૂમ મગજે તે અમીરના,
યુક્તિઓ લટ લેવાની ધૂમે નવીન ધૂમમાં.

રણે ચડે કો ભડવીર જ્યારે,
સ્ત્રીઓ સજાવે હથિયાર ત્યારે;
તેવી ઉભી કો સહકારિ નારી,
બે પાનનું શસ્ત્ર સ્વહસ્ત ધારી.

સ્વીકારિ તે આદરથી અમીરે,
તે યંત્ર ન્હાનું લિધું આંગળીએ;
જ્યાં સુન્દરી કવાથ પિતી નમીને,
ઉભો પછાડી ફળ બે ધરીને.
સહસ્ત્ર ભૂતો તહિં દોડિ આવે,
પાંખો હલાવી લટને હઠાવે,
ચેષ્ટા કરે ભૂત અદશ્ય રીતે,
તથાપિ ના ચેતતિ સુન્દરી તે.
કાનેથિ ખેંચ્યું ત્રણ વાર મોતી,
ને તે પછાડી ત્રણ વાર જોતી;
સમીપ આવી રિપુ દૂર જાય,
એવી રિતે ત્યાં ત્રણ વાર થાય.

ભૂતેશ ચિન્તા ધરીને નિહાળે,
તે સુન્દરીના મનમાં શું ચાલે;
એવે સમે કો પુરુષાર્થ પ્રીતિ
નિગૂઢ તેના ઉરમાંહિ દીઠિ.

આશ્ચર્યથી વ્યાકુલ તે બને છે,
સ્વશકિત કેરો લય તે જુવે છે;
નિઃશ્વાસ મૂકયો નહિં જ્યાં ઉપાય,'*
ભૂતેશ થાતો તહીંથી વિદાય.

અમીર ત્યાં કાતર તે ઉઘાડે,
ને ઘેરવાને લટ તેહ માંડે;
બે તીક્ષ્ણ ધારા મળિ તેનિ પૂર્વે
કો ભૂત પેઠો બનિ મૂર્ખ વચ્ચે.

* ભુતેશે તે સુન્દરીને સ્વપ્ન દીધું હતું કે કોઇ પુરુષ માટે પ્રેમ ધરવાથી હાનિ છે.

ગયો કપાઈ ક્ષણમાં દ્વિધા તે
સંધાઈ પાછો પછિ ત્યાંથિ નાસે;
ધારા મળી ને લટ તે કપાઈ,
થઈ સદાની શિરથી જુદાઈ.

નિસ્તેજ આંખો થઈ સુન્દરીની,
આક્રંદ જોરે નભ નાખ્યું ચીરી;
એવી ચિસો માત્ર કવચિત સુણાય,
દયાર્દ્ર દેવો પણ જેથિ થાય;
વિદેહ થાતા ધણિ જેહ વેળા,
કે પક્ષિઓ ને પશુઓ હળેલાં,
કે પાત્ર ચીનાઇ વિશીર્ણ થાય,
ત્યારે જ એવી ચિસ સંભળાય.

નર વિજયિ વદે છે, 'હેરૂં હું પુષ્પમાળ,
ધન યશથિ ભર્યું આ મ્હારૂં છે સર્વ કાળ;
જહિં સુધિ જલસ્રોતે મીનનું હોય ધામ,
જગતમહિં રહેશે ત્યાં સુધી મ્હારૂં નામ.

જહિં સુધિ મહિલાઓ મ્હાલશે લગ્નગાળે,
ધ્રુતિ ભરિ વસુધામાં ભૂષણે ને મશાલે;
જહિં સુધિ અબળાનિ જીભમાં પૂર્ણ હામ,
જગતમહિં રહેશે ત્યાં સુધી મ્હારૂં નામ.'

પોપ કવિએ કેવા ચતુર અને રમણીય કલાવિધાનથી વીરરસના ઉત્સાહ માટે ઉત્પન્ન કરેલી મનોવૃત્તિ આગળ ક્ષુદ્ર વસ્તુઓનાં વર્ણન રજુ કર્યાં છે, અને એ રીતે ઉદાત્ત તથા પ્રાકૃત તત્ત્વોના વિરોધથી હાસ્યરસ ઉપજાવ્યો છે તેનો યથાર્થ સાક્ષાત્કાર કરવા સારૂ આ ભાષાન્તર આટલા વિસ્તારથી કર્યું છે. કેશની લટ કાપવાની નજીવી કથાને આપેલું મહાકાવ્યનું સ્વરૂપ mock ( હાસ્યત્વ ) અને heroic

(વીરત્વ)નો વિરોધ પરિપૂર્ણ રીતે પ્રકટ કરે છે. કોઈ વિશિષ્ટ પ્રેમ-પ્રસંગથી થયેલા ઉત્પાતની ઐતિહાસિક કથા કહેવાની હોય એવી રીતે મહાકાવ્યની શૈલીથી આરંભ કરવામાં આવ્યો છે, અને, મનુષ્યસ્વભાવ-ના ભેદ સમજાવવા સરસ્વતીનું આવાહન કરવામાં આવ્યું છે. શૈલીનો પ્રવાહ ગંભીરતાથી વધતો જાય છે, તે છતાં, વચમાં વચમાં 'સ્ત્રીજાતિના દોષ વક્ત્ર જોતાં ભુલિ જવાય,' 'કેશની લટ મનુષ્યનાશાર્થે ધરેલી હતી,' 'પુરુષો એક કેશથી તણાય છે,' એવાં લઘુવૃત્તિનાં વચનો મુકી પ્રૌઢતાના પ્રવાહને સ્ખલિત કર્યો છે. કેશના સૌન્દર્યથી પુરુષોને મોહિત કરવાની કામદેવની શક્તિનું વર્ણન જેવું લાલિત્યવાળું છે તેવું જ હાસ્યકર છે. કામની આરાધના માટે કરેલી યજ્ઞક્રિયાની વિગતો જેવી નકામી છે તેવી જ હાસ્યોત્પાદક છે. આવતી આપત્તિના સ્વરૂપ વિશે કરેલી કલ્પનાઓમાં દેવીને કુકું પડશે કે બરણીમાં ચીરો પડશે કે આબરૂને ડાઘ લાગશે કે નવી સાડીને ડાઘ લાગશે; એવી કેટલીક ખરી આપત્તિઓ અને કેટલાક સામાન્ય અકસ્માતો એક પંક્તિમાં મુકી તેમના વિરોધની તીવ્રતા દર્શાવી છે; તેમ જ, સ્ત્રીઓ કેટલાક સામાન્ય અકસ્માતોને મ્હોટું રૂપ આપી દે છે તે ઉપર ટકોર કરી છે. કાફી પીવાના પ્રસંગનું વર્ણન પણ નિરર્થક વિસ્તારવાળું હોઈ હાસ્ય ઉપજાવે છે અને રાજના મંત્રીઓના મોજશોખ પર કટાક્ષ કરે છે. લટ કાપવાનો છેવટનો પ્રસંગ રણસંગ્રામની ઉપમાથી શરૂ થઈ, અમીરે કાતર શી રીતે લીધી, તેમાં આંગળાં શી રીતે મુક્યાં, તે શી રીતે ધરી, તે શી રીતે ઉઘાડી, તે શી રીતે બંધ કરી, એવી એવી ક્ષુદ્ર વિગતોના વર્ણનથી હાસ્યરસ બહુ ખુબી સાથે ચીતરાયો છે. લટ કપાયા પછીનો આક્રોશ વર્ણવતાં સ્ત્રીના ધણીના મરણ વખતની ચીસોને પાળેલા જનાવરના મરણ વખતની તથા ચીનાઈ માટીના વાસણ ભાગવા વખતની ચીસોના જેવી ગણાવી સ્ત્રીઓની ચીસો પ્રસંગની ભયંકર-તાના પ્રમાણમાં નથી હોતી: એવો આક્ષેપ કર્યો છે. નાયકનાં વિજય-દર્શક વચનોમાં પણ '**यावच्चन्द्रदिवाकरौ**' જેવી ઉક્તિને બદલે

સામાન્ય વસ્તુઓને કાયમની ગણી તે વસ્તુઓ રહેશે 'ત્યાં સુધી મારૂં નામ રહેશે' એવો ગર્વ નાયક પાસે કરાવી ઉપહાસ કર્યો છે. આ રીતે, ગંભીર અને લઘુ ભાવોને સરખી પદવીમાં પાસે પાસે મુકીને તથા કાવ્યના મહત્ત્વનું પોષણ કરનાર વૃત્તાન્તના વર્ણન સાથે કેવળ નકામી અને નજીવી વિગતો વિસ્તારથી કહી અપકૃષ્ટને ઉત્કૃષ્ટ કરવાનો દાંભિક પ્રયત્ન કરી હાસ્યરસ ઉત્પન્ન કર્યો છે.* આ પ્રકારની કૃતિઓમાં રહેલી હાસ્યરસની કલામાં 'વિટ' નથી હોતું પણ 'હ્યુમર' હોય છે. વાક્ચાતુર્યથી નહિં પણ ભાવચાતુર્યથી હાસ્યરસ દર્શાવવામાં આવે છે તે સ્થિતિ આ કાવ્યમાં વિવિધ ભાવની કરેલી રચનાની સમીક્ષાથી સમજાશે.

સ્વ. નવલરામ કૃત 'જનાવરની જાન' નામની ગરબીમાં 'મૉક–હીરૉઇક' કાવ્યનું સ્વરૂપ છે :

'જાન જનાવરની મળી, મેઘાડંબર ગાજે,
બકરી બાઈનો બેટડો, પરણે છે આજે.'

એ વગેરે વર્ણનમાં હલકી વાતને આરોપેલું ગૌરવ અપકૃષ્ટને ઉત્કૃષ્ટ સમાન ચીતરે છે; પરંતુ, એ ગરબી વીરરસની શૈલીમાં નથી તથા મહાકાવ્યના સ્વરૂપમાં નથી, તેથી 'મૉક–હીરૉઇક'નું પૂરેપૂરૂં સ્વરૂપ તેમાં ઉદ્ભૂત થયું નથી.

મિશ્રણમય રચનાવાળા હાસ્યરસના લેખનો એક બીજો પ્રકાર seriocomic નામે છે; તેમાં ગાંભીર્ય અને હાસ્યની સંસૃષ્ટિ હોય છે. એવા લેખમાં કેટલોક ભાગ ગંભીર વિચારવાળો હોય છે અને કેટલોક ભાગ હાસ્યોત્પાદક હોય છે. એ બન્ને ભાગનાં સ્વરૂપ એક બીજાથી ભિન્ન રહેલાં હોય છે, અર્થાત્, ગાંભીર્ય હાસ્યનું પોષણ કરનાર નથી હોતું અને હાસ્ય ગાંભીર્યનું પોષણ કરનાર નથી હોતું; ગાંભીર્યને કે

* હાસ્યરસનો પ્રસંગ ન હોય ત્યાં આવી પ્રાકૃત હકીકત અને નજીવી વિગતો કવિતામાં રસની સર્વથા ક્ષતિ કરનારી થઇ પડે. એવી હકીકત અને વિગતો જાતે રસહીન છે; અને, માત્ર રસમય સાથે વિરોધ ઉપજાવવા હાસ્યરસના લેખમાં તેનો ઉપયોગ થઈ શકે છે.

હાસ્યને એક બીજાની અપેક્ષા નથી હોતી; એકનો ઉદય બીજાથી થાય, અને એ એકનો ઉદય થતાં બીજું ગૌણ થાય—એમ નથી હોતું. ‘મૉક–હીરૉઇક’ લેખમાં જેમ ઉદ્દેશ હાસ્યરસનો હોય છે અને તે ઉદ્દેશ સિદ્ધ કરવા વીરરસનો દંભ કરવામાં આવે છે, તેમ ‘સીરિઓ–કૉમિક’માં ગાંભીર્યનો દંભ હોતો નથી, અને, હાસ્ય ઉપજાવવા સારૂ ગાંભીર્યનો આશ્રય લેવામાં આવતો નથી; ગાંભીર્ય અને હાસ્ય બન્ને જુદે જુદે પ્રસંગે પ્રવર્તે છે; પરંતુ, એ બે ભિન્ન અંશથી લેખમાં વિ–સંવાદ પ્રવર્તતો નથી. બેના મિશ્રણથી સમગ્ર લેખ એકાકાર બની રહે છે. સમગ્ર લેખમાં રહેલું વક્તવ્ય યથાર્થ રીતે પ્રકટ કરવા સારૂ ગાંભીર્યની પણ જરૂર હતી અને હાસ્યની પણ જરૂર હતી. ઉદ્દિષ્ટ વિષયના સ્વરૂપમાં જ ગાંભીર્ય અને હાસ્ય અન્તર્ભૂત રહેલાં છે, અને તે બેમાંથી એકનું જ વર્ણન કર્યું હોત તો વિષયનો નિર્દેશ અપૂર્ણ રહેત, એવી પ્રતીતિ આખો લેખ વાંચતાં થાય છે. ‘મૉક–હીરૉઇક’માં વીરરસના સ્વરૂપનું અને શૈલીનું અનુકરણ હોય છે તેમ ‘સીરિઓ–કૉમિક’માં ગાંભીર્યનું અનુકરણ નથી હોતું; ગાંભીર્યના પ્રસંગમાં ખરેખરૂં ગાંભીર્ય હોય છે, અને, હાસ્યરસનો પ્રસંગ ગંભીર ભાષામાં વર્ણવેલો નથી હોતો. અલંકારશાસ્ત્રની સંસ્કૃત પરિભાષાનો ઉપયોગ કરતાં એમ કહી શકાય કે ‘મૉક–હીઈરૉક’માં બે પ્રકારનો એકબીજા સાથે અંગાંગીભાવ હોય છે: એક અનુગ્રાહ્ય હોય છે, બીજો અનુગ્રાહક હોય છે, તેથી તેમાં બે પ્રકારોનો ‘સંકર’ હોય છે; ‘સીરિઓ–કૉમિક’માં અન્યોન્યની નિરપેક્ષા હોય છે અને માત્ર બન્નેનો એક જ અર્થમાં સમવાય હોય છે તેથી તેમાં બે પ્રકારોની ‘સંસૃષ્ટિ’ હોય છે.

એકલા હાસ્યરસવાળી કૃતિ કરતાં આ ગાંભીર્ય અને હાસ્યના મિશ્રણવાળી કૃતિમાં વિશેષતા એ હોય છે કે હાસ્યરસના પોતાના પ્રદેશની અંદર વિરોધી અંશોનું જે સંઘટન હોય છે તે ઉપરાંત આવા મિશ્રણવાળી કૃતિમાં સમસ્ત હાસ્યરસનું ગાંભીર્ય સાથે સંઘટ્ટન થાય છે. માનવ સંસારમાં તેમ જ મનુષ્ય વ્યક્તિના ચિત્તમાં એટલું ગાંભીર્ય વ્યાપી

રહેલું નથી હોતું, અને એકલું હાસ્ય વ્યાપી રહેલું નથી હોતું; પરંતુ એ બન્ને વૃત્તિઓનાં મૂળ હોય છે, અને એ બન્ને વૃત્તિઓ ઉગી નિકળવાના પ્રસંગ આવે છે. એ હકીકત લક્ષમાં લેતાં માલમ પડે છે કે ગાંભીર્ય અને હાસ્યનું આ મિશ્રણ મનુષ્યજીવનના એક અંશનું યથાર્થ ચિત્ર દર્શાવવામાં સહાયભૂત થાય છે.

કવિ દલપતરામકૃત 'વેનચરિત્ર'માં આ પ્રકારનું ગાંભીય અને હાસ્યનું મિશ્રણ રુચિકર રીતે થયેલું છે. વિધવાવિવાહ અને બીજાં સંસારસુધારાના પ્રશ્નોના ગંભીર વિવેચનમાં વચ્ચે વચ્ચે કવિએ હાસ્યના પ્રસંગો ગોઠવ્યા છે. રાજકુંવર વેનના કહેવાથી રાજગુરુ વિધવાવિવાહ કરનાર નાતોમાં જઈ કહે છે કે ' હવે પછી વિધવાઓનાં પુનર્લગ્ન કરવાં નહિ' તે ઉપરથી એ વાતોમાં થયેલા ક્ષોભનું વર્ણન હાસ્ય-રસથી ભરેલું છે.

'ગુરૂને દેખી કણબણ સહુને, રીસ રૂદેમાં વ્યાપીજી,
કહે ગોર તે રાજકુંવરને, ઉંધી મત્ય કેમ આપીજી.
ચોટલાવાળી ચતુરાને માથે, કરવા બેઠો મુંડાજી;
આ શું સૂઝયું ને તેં આ શો, ગજબ કર્યો ગોર ભુંડાજી.
આ શો ગજબ કર્યો ગોર ભુંડાજી, કર્યા અંતરના ઘા ઉંડા. આ શો૦
ઘેર અમે ઘરધણીને કહેતાં, એને દક્ષણા આપો;
આજ તું અમને દેવા બેઠો, બળબળતો રંડાપો. આ શો૦
જમડા ચૂડો ભાંગે તો, અમે નવો પહેરતાં ચૂડો,
તેં તો આખા ભવનો ભાંગ્યો, ભાઈ તું જમથી ભૂંડો. આ શો૦

* * * *

ગોર પધારે ધન્ય જાણતાં, કરતાં કંસાર કલવા;
અપશકના તું હવે આવજે, મડદાં મોક્ષ મોકલવા. આ શો૦
રાજકુંવરને જઈ તું કહેજે, લેજે નામ અમારૂં;
અબળાનાં અંતર બાળીશ તો, ઉજડ વળશે તારૂં. આ શો૦

વસ્તીના લોકો વિપ્ર સાથે પાડયો વાંધો;
કહે કોઈ દ્વિજનું કામ ન કરવું બંધી એવી બાંધો રે. વસ્તી
ઘર ઘરથી ભેળા થઇને સહુ, મુખથી બોલ્યા માળી;
પુષ્પ પત્ર દ્વિજને નહિ દઇએ, અમે ગાંઠ એ વાળી રે. વસ્તી૦
કહે સુતાર અમે કોપ્યા તો ભોગ ભટોના મળશે;
ઘંટીનો ખીલડો ભાંગે તો, દાણો શેણે દળશે રે. વસ્તી૦
ઘાંચી કહે અમે નહિ દઇએ , દીવેલ દીવા સારૂ;
દીવા વિના ઘર દેખાશે, જેમ અપાશરે અંધારૂં રે વસ્તી૦

* * * *

મોચી કહે અમે કોપ્યા તો, ઉડશે એના આટા; વસ્તી
ખરે બપોરે જવું પડે તો, પગે બાંધશે પાટા રે.
કહે હજામ હવે બ્રાહ્મણના, કદીએ વાળ ન લેવા, વસ્તી
દાઢાં વધવાથી દેખાશે, બધાય બકરા જેવા રે.
કહે લુવાર કરો એવું કે તરતજ તેઓ થાકે;
લોઢી કે કડછી નહિ દેવી, છો પછી આટો ફાકે રે. વસ્તી૦
કહે ભરવાડ હવે બ્રાહ્મણનાં, નહિ ચારીએ ઢોર;
ભણવું ગણવું ભુલી ગાયો ચરાવશે જઈ ગોર રે. વસ્તી૦
કહે કુંભાર ન દેવાં વાસણ, તેથી તરત અકળાશે;
હાથે હાંલાં ઘડશે તો બ્રામણ ઓઝા કહેવાશે. વસ્તી૦
ઘર ચણવા માટીના ગુણા દીધાની વાત હવે શી;
માટીખાણે માટી લેવા જશે ગધેડે બેશી રે. વસ્તી૦
ધોબી કહે છે વસ્ત્ર ન ધોવા, પછી કકળશે કેવા;
ગોર બધા મેલા ગંધાશે, જતી ઢુંઢિયા જેવા રે૦ વસ્તી૦

'વેનચરિત્ર'માં હાસ્યના બીજા પણ પ્રસંગ છે. કન્યા ન મળવાથી નિરાશ થયેલો વાંઢો નવરંગી પોતાનું વૃત્તાન્ત વર્ણવે છે કે,

પનઘટ ઉપર પ્રભાતમાં જઇ, બગની પેરે બેસું;
વિધવિધના વિચાર કરૂં પણ, એથી અર્થ સરે શું.

રસ્તે જાતી રામાઓનાં, ટોળેટોળાં દેખું,
નિરખીને નીસાસા નાખું, અભાગ્ય મારાં લેખું.
પછી ઘેર જઈ પોતાને હાથે, નીર ઉકાળી નાહાવું,
બળ્યા જળ્યા ભાખરા બનાવી, ખાંત વિનાનું ખાવું.
સ્મશાન સરખું ઘર ભાસે ને, ચિતા સળગતી સજ્યા,
અધિક અંતરની વાત ઉચરતાં, લાગે છે મન લજ્યા.
વાસણની ઉતરેવડને એક, રાતું વસ્ત્ર ઓઢાડું,
ઉભાં છો વહુ એમ કહી, મારા મનને હું રમાડું.
એની જોડે ઉભો રહીને, એમ વિચારૂં આપ,
આ જેવડી કન્યા આવે તો વળતી શા સંતાપ.
એક દોરડું લઇ તેની, વરમાળા એસ બનાવી,
મારા ને ઉતરેવડના મેં કંઠ વિષે પહેરાવી.
કહ્યું ચાલો વહુ ચોરીમાં, તમને આપીશ સુખ માગ્યું;
ખેંચાયાથી ખસી પડી, વાંસામાં મુજને વાગ્યું.

'વેનચરિત્ર'ની સમગ્ર કૃતિ હાસ્યપરાયણ નથી, અને, તેમાં ઘણો ભાગ ગંભીર વૃત્તિનો છે. પુસ્તકમાં

'બાળપણામાં બાળનાં, નવ કરવાં લગન;
જો કરીએ જાણી જોઈને, વડું ઉપજે વિઘન. બાળ૦
* * * * *
માબાપની મુરખાઈનો, એ તો છે આડો આંક;
વાંકુ થએ પછી વેવલાં, કાઢે કર્મનો વાંક. બાળ૦
લહાવો લેવાની લાલચે, કંઈક લાજને કાજ;
આંખો મીચીને ઉંડે કુવે, પડો કરી પતરાજ. બાળ૦

'વિપતી વેળાએ,
ધીરજ અંતર ધરીએ,
કોટી પ્રકારે કષ્ટ પડે પણ
મુંઝાઈ નવ મરીએ રે.'

આવાં કાંઈ પણ હાસ્યમય અંશ વિનાનાં અને કેવળ ગંભીર ભાવવાળાં પદ્યોના સમુહમાં વચ્ચે વચ્ચે ઉપર કહ્યું તેમ હાસ્યના પ્રસંગો ગુંથ્યા છે. એકંદર પુસ્તક વાંચતાં ગાંભીર્યથી હાસ્યની વૃત્તિ ઉત્પન્ન થતી લાગતી નથી અને હાસ્યથી ગાંભીર્યની વૃત્તિ ઉત્પન્ન થતી લાગતી નથી; પરંતુ, એ પ્રતીતિ થાય છે કે જીવનમાં ગાંભીર્ય અને હાસ્યની સંસૃષ્ટિ હોય છે.

ગાંભીર્ય અને હાસ્યનું મિશ્રણ કરવાનું પ્રાવીણ્ય પ્રેમાનન્દની કૃતિઓમાં ઠેર ઠેર નજરે પડે છે. ગંભીર પ્રસંગો વર્ણવતાં હાસ્યરસની તેને વિસ્મૃતિ થતી નથી. તેનાં કાવ્યો પ્રતીતિ કરાવે છે કે ગાંભીર્ય અને હાસ્ય વચ્ચે એવું અન્તર નથી કે એક આખ્યાનમાં એ બન્નેનો પ્રાદુર્ભાવ ન હોઈ શકે. 'મામેરૂં' અને 'હુંડી' એ બન્ને અનન્યભક્તિનું મહત્વ દર્શાવવાના ગંભીર ઉદ્દેશવાળાં હોવા છતાં લગભગ સરખે ભાગે હાસ્યમય અને ગંભીરમય છે. દમયન્તીના સ્વયંવરનો 'નગરી અમરા' સરખો ભપકો વર્ણવતાં ' બોલે દુંદુભીના બહુ ડંક, અકળામણનો વળ્યો અંક ' એવી ઉત્તેજિત વૃત્તિમાં આવ્યા પછી પણ મનુષ્યસ્વભાવમાં રહેલી નિર્બળતાની હાસ્યપાત્રતા દર્શાવવાનું તેને અપ્રાસંગિક લાગતું નથી.

'વર થઈ બેઠા પ્રાણી માત્ર, સમાં કર્યાં છે વરવાં ગાત્ર.
શરીર ક્ષુદ્ર કાષ્ટનાં ખોડ, તેને દમયંતી પરણ્યાના કોડ.
બાળક યૌવન ને વળી વૃદ્ધા, તેને દમયંતી પરણ્યાની શ્રદ્ધા.
કો તો મોટા ઘરના કુંઅર, કો કહે આદ્ય અમારૂં ઘર.
આશા અભિમાને ભર્યા નર, વાંકા મુગટ ધર્યા શિરપર.
ઘરડા થયા નાહાના વર, વતાં કરાવતાં વાગા છર.
તન મન કન્યાને અરપણ, આગળથી નહીં ટાળે દરપણ.
કેટલા કરે તિલકના રેષ, કેટલા કરે માંહોમાંહે દ્વેષ.
કેટલા કરે પૂછાપૂછ, હું કેહેવો કહી મરડે મૂછ.
જેના મુખ માંહે નહીં દંત, તેને પરણવાનું ચંત.

કેવળ વૃદ્ધ ડાચાં ગયાં મળી, તે બેઠા ટુંપાવી પળી.
જોશીની પ્રણીપત્ય કરી, દેખાડે હાથ ને જન્મોતરી.

એ રીતે સ્વયંવર સરખા ઉચ્ચ પ્રોત્સાહનના પ્રસંગમાં પણ પ્રેમાનન્દ જ્યાં હાસ્યમયતા ભેળે છે ત્યાં બન્ને ભાવ યથાસ્થિત છે એમ વાંચનારને લાગ્યા વિના રહેતું નથી. એક જ વર્ણનમાં ઘડીમાં ગાંભીર્ય અને ઘડીમાં હાસ્ય દર્શાવનારી રચનાઓનો નમુનો 'સુદામા ચરિત્ર'માંથી લઈશું. કૃષ્ણને મળવા આવેલો સુદામો બારણે ઉભો રહી ખબર કહેવડાવે છે તે વેળા

'સુતા શૈય્યાયે શ્રી અવિનાશ રે, અષ્ટ પટરાણીયો છે બે પાસ રે.
રૂખમણી તળાંસે પાય રે, મિત્રવંદા ઢોળે છે વાય રે.
ધર્યું દર્પણ ભદ્રા નારી રે, જાંબુવતિયે ગ્રહી જળઝારી રે.

× × × ×

ચંગ ઉપંગ મૃદંગ ઘણાં ગાજે રે, શ્રીમંડળ વેણા વાજે રે.
ગાંધર્વી કળા કોઈ કરતી રે, શુભ વાયક મુખ ઊચરતી રે.
ચતુરા નવ ચુકે તાળી રે, બોલે મર્મ વચન મરમાળી રે.
જેથી રીજે પ્રાણઆધાર રે, એમ થઈ રહ્યો થેઈ થેઈકાર રે.
એવે દાસી ધાતી આવી રે, જોઈ નાથે પાસે બોલાવી રે.
બોલી સાહેલી શિર નામી રે, દ્વારે દ્વિજ આવ્યો કોઈ સ્વામી રે.
ન હોય નારદ અવશ્યમેવ રે, નહીં વસિષ્ઠ ને વામદેવ રે.
ન હોય દુર્વાસા ને અગસ્થ રે, મેં તો રૂષિ જોયા છે સમસ્ત રે.
નથી વિશ્વામિત્ર કે અત્રી રે, નથી લાવ્યો ચીઠી કે પત્રી રે.
દુખી દરિદ્ર સરખો ભાસે રે, એક તુંબીપાત્ર છે પાસે રે.
પિંગલ જટા ભસ્મે ભરિયો રે, ક્ષુધા રૂપી નારીને વરિયો રે.
શેરિયે શેરિયે થોકાથોક રે, તેને જોવા મળ્યા બહુ લોક રે.
તેણે કહાવ્યું કરી પ્રણામ રે, મારૂં વિપ્ર સુદામો છે નામ રે.
એમ દાસી કહે કર જોડ રે, ખરો ખરો કહે રણછોડ રે.
મારો બાળ સ્નેહી સુદામો રે, હું દુખિયાનો વિસામો રે.

ઉઠી ધાયા જાદવરાય રે, નવ પેહેર્યાં મોજાં પાય રે.
પીતાંબર ભૂમિ ભરાય રે, રાણિ રૂકમણી ઉંચાં થાય રે.
અતિ આનંદે ફુલી કાય રે, હરિ દોડે ને શ્વાસે ભરાય રે.
પડે આખડે બેઠા થાય રે, એક પળ તે જુગ જેવી જાય રે.
સ્ત્રિયોને કહી ગયા ભગવાન રે, પૂજા થાળ કરો સાવધાન રે.
હું જે ભોગવું રાજ્યાસન રે, તે તો એ બ્રાહ્મણનું પુન્ય રે.'

કડવું દ્વારકાધીશના શયનગૃહના વૈભવના વિલાસમય વર્ણનથી શરૂ થાય છે, અને, તેનું વર્ણન થઇ રહે છે ત્યાં સુદામાના હસવા લાયક દીદારનું વર્ણન આવે છે; એ હાસ્યમય વર્ણન પુરૂં થાય છે ત્યાં સુદામાના આગમનથી કૃષ્ણને ઉત્પન્ન થયેલી સ્નેહોર્મિનું હૃદયસ્પર્શી વર્ણન આવે છે; તે વર્ણનમાંથી કૃષ્ણના ક્ષોભથી કાંઇક હાસ્યમય વર્ણનમાં સંક્રાન્તિ થાય છે, અને તે પછી સુદામા તરફના કૃષ્ણના પૂજ્યભાવનું ગંભીર વર્ણન આવે છે. એ રીતની ગાંભીર્ય અને હાસ્યની ફુલગુંથણી ચિત્રને મનોરમ કરે છે, એટલું જ નહિં પણ, ગાંભીર્ય અને હાસ્યનું નિકટપણું બતાવે છે, અને, તે બન્ને સ્રોત આખરે એક જ મૂળમાંથી નિકળે છે એ વસ્તુસ્થિતિની પ્રતીતિ કરાવે છે. વર્ણનમાં જ્યાં ગાંભીર્ય છે ત્યાં તે વ્યાજરૂપે નથી. હાસ્ય ઉપજાવવા માટે ગંભીરતાનો ત્યાં ડોળ કરેલો નથી, પણ, ખરેખરી ગંભીર વૃત્તિને લીધે ગાંભીર્ય ઉદ્દિષ્ટ થયું છે; અને જ્યાં હાસ્ય છે ત્યાં તે ખોટા આભાસ રૂપે નથી પણ ખરેખરૂં વિવક્ષિત છે.

ગાંભીર્યમાં કરુણરસનો પણ સમાવેશ થાય છે. તેથી tragi-comic (કરુણ હાસ્યમય) લેખ તે serio-comicનો એક ઉપપ્રકાર જ છે. પરંતુ, કરુણરસના મહત્ત્વને લીધે આ ઉપપ્રકારને જુદા નામથી ઓળખવામાં આવે છે. કરુણ અને હાસ્યનો તીવ્ર વિરોધ છતાં તે બન્નેનો એક જ રચનામાં સમાવેશ શી રીતે થાય એમ પ્રથમ દૃષ્ટિએ શંકા થાય, પરંતુ, મનુષ્યજીવનના પ્રસંગો એવા હોય છે કે તે બન્નેનો એક જ સમયે અવકાશ હોઇ શકે છે. શેકસપીઅરના કરુણરસ

નાટકોમાં આવતો હાસ્યનો અંશ આ સ્થિતિની પ્રતીતિ કરાવે છે, તેમ જ, હાસ્યરસના સહવર્તનથી કરુણરસની ગાઢતાનો યથાર્થ અનુભવ થાય છે એ વાત દર્શાવે છે. મનુષ્યજીવનમાંની આ વિષમતાને લીધે જ 'વેનચરિત્ર'માં ઉપર કહેલા હાસ્યરસના પ્રસંગો બાળવિધવાઓનાં દુઃખની કથા સાથે સ્થાન પામે છે.

જ્યાં કથાનું પાત્ર પોતાની વિચિત્ર મૂર્ખતાને લીધે વિપત્તિમાં આવે છે ત્યાં પ્રથમ કહ્યું છે તેમ અનુકંપાનો અવકાશ ન હોય તો કરુણરસને બદલે હાસ્યરસનો ઉદ્ભવ થાય છે. આવા પ્રસંગ કદિ એવા પણ હોય છે કે પ્રથમ કરુણરસનો ઉદ્ભવ થાય છે અને તે શમ્યા પછી કારણભૂત મૂર્ખતાનું દર્શન થતાં હાસ્યરસનો ઉદ્ભવ થાય છે.

હાસ્યરસપ્રધાન નાટકને ઈંગ્રેજીમાં comedy કહે છે. એ પ્રકારની રચનામાં અમુક જાતના મનુષ્યોના દોષ અને મુર્ખતાનું, જન–સમાજમાં ચાલતી રૂઢિઓમાં અવગુણનું, અને જીવનમાં આવતા પ્રસંગો તથા અકસ્માતોની વિચિત્રતાનું હાસ્યમય ચિત્ર પ્રકટ કરવામાં આવે છે. પરંતુ 'કૉમેડી' શબ્દ હમેશ આ અર્થમાં વાપરવામાં આવતો નથી. જે નાટકમાં કરુણરસ ન હોય અને કથાનું પરિણામ સુખમય હોય તેને પણ કેટલીક વાર 'કૉમેડી' કહેવામાં આવે છે. 'કૉમેડી'માં હાસ્યરસનું પ્રાબલ્ય કેટલું હોવું જોઈએ એ વિષે જુદા જુદા જમાનામાં વિધવિધ મત પ્રવર્ત્યાથી 'કૉમેડી'નું સ્વરૂપ વખતોવખત બદલાયું છે, તોપણ 'કૉમેડી'માં વિનોદનો કંઇ જ અંશ હોવો જોઈએ એ મત કાયમ રહ્યો છે. અને ઉપર કહેલી સુખમય પરિણામવાળી રચનામાં પણ વિનોદનો કોઈક પ્રકારનો અંશ આવ્યા વિના રહેતો નથી. 'કૉમેડી'નો ઉદ્ભવ મૂળ ગ્રીક સાહિત્યમાં થયેલો છે. પ્રાચીન ગ્રીસમાં અમુક ઉત્સવોના પ્રસંગોએ ગામડાંમાં મદ્યપાનના તોફાન સાથે હાસ્યવાળાં ગીત ગાવાનો રીવાજ હતો, અને, તેને પરિણામે ગામડા (kōmē)ના અથવા પાનોત્સવ (komos)ના ગીત (ēde) ઉપરથી ક્રમશઃ 'કૉમેડી'ની રચના ઉદ્ભવ પામી છે. પ્રાચીન ગ્રીક સાહિત્યમાં એ

રચનાનાં રૂપાન્તર થયાં છે, તેમ જ, અર્વાચીન યુરોપીઅન સાહિત્યમાં પણ તેનાં રૂપાન્તર થયાં છે. ફ્રાન્સમાં 'કૉમેડી' માં અમુક જાતના મનુષ્યોની વિલક્ષણતાનો અંશ પ્રધાનતા પામ્યો છે, અને ઇંગ્લાંડની 'કૉમેડી'માં એ અંશ સ્પેઇનની 'કૉમેડી'માંથી ઉતર્યો હતો. શેક્સપીઅરની કૃતિઓથી 'કૉમેડી'નું ઉચ્ચ સ્વરૂપ બંધાયું હતું પરન્તુ, તે પછી 'રેસ્ટોરેશન'ના સમયે પ્રવર્તેલી અનીતિથી તે કાલે 'કૉમેડી'નું સ્વરૂપ પણ અનિતિમય બની ગયું હતું.

હાસ્ય ઉદ્દેશથી રચાયેલું નાટક જ્યારે સુવ્યવસ્થા તથા સુઘડતા વગરનું હોય છે, અને, તેમાંના હસવા સરખા અંશ ઘણા હલકા પ્રકારના હોય છે ત્યારે એવી રચનાને farce('ફાર્સ')નું નામ આપવામાં આવે છે. 'ફાર્સ'માં ખરો હાસ્યરસ જામતો નથી અને આખી કૃતિ દમ વગરની તથા મૂલ્ય વગરની હોય છે. મનુષ્યસ્વભાવની વિલક્ષણતાનું કે સંસારવ્યવહારની વિચિત્રતાનું યથાર્થ ચિત્ર 'ફાર્સ'માં પ્રદર્શિત થતું નથી. 'ફાર્સ' રચનાર અને ભજવનારનું અજ્ઞાન જ ઘણી વાર હાસ્ય ઉત્પન્ન કરનારૂં થઈ પડે છે.

હલકી ઠઠ્ઠાબાજી (buffoonery)થી પણ હાસ્યરસ જામતો નથી. તમાશામાં પોતાના ગાલ ફુલાવી પછી તે પર તમાચા મારી એકાએક અવાજ કરવાનું નામ બફૂન પડેલું અને તે પરથી હલકી જાતનું ઠાળીઆપણું કરનાર માટે એ શબ્દ ઇંગ્રેજીમાં રૂઢ થયો છે. અંગના ગાંડાઈ ભરેલા ચાળા કરી હસવાનો પ્રયત્ન કરવાથી હલકી ઠઠ્ઠાબાજી થાય છે, તે જ પ્રમાણે, વાણીના ગાંડાઇ ભરેલા ચાળા કરી હસવાનો પ્રયત્ન કરવાથી હલકી ઠઠ્ઠાબાજી થાય છે. વાણીના એવા ચાળા વિદુષકના કે રંગલાના મુખમાં મુકેલાં વચનોથી પ્રકટ કરવામાં આવે છે અથવા તો લેખકના પોતાના ઉદ્ગારરૂપ વચનોથી પ્રકટ કરવામાં આવે છે. આવી રચનામાં હાસ્યની રસિકતા હોતી નથી, અને, લેખક 'બફૂન'ની પદવીમાં આવી પોતાની અશક્તિ અને અજ્ઞાન દર્શાવી પોતે હાસ્યપાત્ર બને છે. એવી રચનામાં લેખક પોતાની તરફનાં

વચન કહે છે ત્યારે કેટલીક વાર પોતાને માટે 'બંદા' કે 'સેવક' કે એવાં ઉપનામ જે પ્રકારે કલ્પે છે તે પોતે વિદૂષક બન્યાનું તેને ભાન થયાનું દર્શાવી આપે છે.

સંસ્કૃત નાટ્યશાસ્ત્રમાં 'નાટક' વગેરે દસ પ્રકારનાં 'રૂપક' (પાત્રનાં સ્વરૂપ નટદ્વારા દર્શાવનાર દૃશ્ય કાવ્ય) ગણાવ્યા છે તેમાંના એક પ્રકારનું નામ 'પ્રહસન' છે. પ્રહસનમાં હાસ્યરસ પ્રધાન હોય છે. તેમાં નિંદ્ય-જનોનાં કલ્પિત વૃત્તાન્ત, લોકરૂઢ વાર્તાઓ અને દંભયુક્તિઓ આવે છે. એવી કૃતિમાં તપસ્વી, સંન્યાસી, બ્રાહ્મણ ઇત્યાદિ વર્ગના ધૃષ્ટ નાયક હોય છે, અને, સાથે નીચ પુરુષો સામેલ થાય છે તથા પરિહાસવાળાં ભાષણ હોય છે; અથવા તો, વેશ્યાઓ, દાસદાસીઓ, હિજડા, લુચ્ચાઓ, લંપટ પુરુષો, અધમ સ્ત્રીઓ ઇત્યાદિ પાત્ર હોય છે, અને, તેમને ઘટે તેવા વેશ, વાચા, ચેષ્ટા વગેરે યોજેલાં હોય છે. પ્રહસનનું સ્વરૂપ સંસ્કૃત ગ્રંથોની આ વ્યાખ્યાથી વધારે વિસ્તારવાળું થઇ શકે છે, અને, પાત્રોના સંબંધમાં અમુક વર્ણ, આશ્રમ, ધંધો કે પ્રવૃત્તિના નિયમની આવશ્યકતા નથી. અલબત, કેટલીક કોમના કે કેટલાક ધંધાના માણસોને હાસ્યરસ માટે ખાસ પસંદ કરવાનો રીવાજ વાર્તાઓ અને નાટકોમાં હાલ પણ પ્રવર્તે છે, પરંતુ, સંસ્કૃત અલંકારશાસ્ત્રોમાં ગણાવેલી નાતો અને પ્રવૃત્તિઓ ઉપરાંત બીજી નાતો (કોમો) અને પ્રવૃત્તિઓ પણ હાસ્યરસ માટે પાત્ર પુરાં પાડે છે. જેમ હાસ્યરસ વધારે કેળવાય છે અને હાસ્યરસના લેખકવર્ગની શક્તિ વધારે ઉલ્લાસ પામે છે તેમ મનુષ્યજીવનમાંથી હાસ્યરસનાં મૂળ વધારે ને વધારે જડી આવે છે.

હાસ્યરસની કૃતિઓના ઉપર કહેલા પ્રકાર સિવાય વાર્તા, સંવાદ પ્રસંગવર્ણન, પ્રવાસવર્ણન, દેશવર્ણન સરખી રચનાઓ હાસ્યમય થઈ શકે છે. નિબંધ (essay) ની રચના ગંભીરતાવાળી હોય છે, પરંતુ, તેમાં જ્યાં જ્યાં માનવ અંશ આવતો હોય, અર્થાત્ મનુષ્યના સ્વભાવ, અનુભવ કે વૃત્તાન્તનું કોઇ પ્રકારનું કથન આવતું હોય ત્યાં ત્યાં હાસ્ય-રસનો અવકાશ હોઈ શકે છે. પર્વત કે સમુદ્રના કુદરતી સ્વરૂપ વિશેના

નિબંધમાં હાસ્યરસનું સ્થાન ન હોય, પણ, મનુષ્યવર્તન સાથે સરખામણી કરવાનો કોઈ પ્રસંગ આવે તો એવા નિબંધમાં પણ હાસ્યરસનું સ્થાન ઉદ્‌ભૂત થઈ શકે છે.

હાસ્યમય કૃતિ માટે ગદ્ય પેઠે પદ્યનો ઉપયોગ થઈ શકે છે. એવી કૃતિઓનાં ઉપર જે ઉદાહરણ આપ્યાં છે તેમાં કેટલાંકમાં ગદ્ય-રચના છે, અને કેટલાંકમાં પદ્યરચના છે. પદ્યમાં ગદ્ય કરતાં શૈલીની વિશેષ નિયમિતતા હોય છે, અને, પદ્ય કવિતાનું વાહક હોવાથી પદ્યમાં ભાવની ઉચ્ચતા તથા સૌન્દર્ય પ્રદર્શિત કરવાનું સામર્થ્ય રહેલું છે. શૈલીની એવી નિયમિતતાની જરૂર હોતી નથી, તેમ જ ભાવની ઉચ્ચતા કે સૌન્દર્યનું સ્થાન હોતું નથી. પરંતુ, એ જ કારણથી પદ્ય હાસ્ય સ્પષ્ટ પ્રકટ કરવામાં કેટલીક વાર વિશેષે કરી ઉપયોગી થઈ પડે છે. આકૃતિ અને વસ્તુ વચ્ચેનો—શૈલી અને વક્તૃવ્ય વચ્ચેનો—વિરોધ પદ્યમય હાસ્યકથનમાં સમાય છે, અને એ વિરોધ હાસ્યમાં રહેલા વિરોધને વધારે તીવ્ર કરે છે.

કવિતાના સ્વરૂપનો ડોળ હાસ્યરસમાં આ રીતે મનોરંજક થાય છે. પરંતુ એ જ વસ્તુસ્થિતિને લીધે કવિતાના પ્રદેશમાં હાસ્યરસનું સ્થાન બહુ ઉતરતું હોય છે. હાસ એ સ્થાયી ભાવ છે અને તેના સાક્ષાત્કારથી હાસ્યરસ નિષ્પન્ન થાય છે, એ ઉપર કહ્યું છે, અને, એટલે અંશે હાસ્યરસ કવિતાના મંડલમાં આવે છે. પરંતુ, કવિતાના બીજા રસમાં આવી ભાવની ઉચ્ચતાનું અને સૌન્દર્યનું જે દર્શન થાય છે તે હાસ્યરસમાં થતું નથી, અને, છન્દથી બીજા રસમાં કવિતાનું જે રુચિકર રૂપ થાય છે તે હાસ્યરસમાં થતું નથી. લી હન્ટ કહે છે, ‘ નર્મયુક્ત તે અતિશય અનિયંત્રિત રૂપનો તરંગ ( fancy ) છે, અને, ખરી રીતે જોતાં એવા તરંગમાં કવિત્વનો અંશ સહુથી ઓછો હોય છે: અર્થાત્ વિચારોના જે અર્થ સાધારણ વ્યવહારમાં હોય છે તે ઉપરાંતનો કોઈ અર્થ “ વિટ ”માં ગ્રહણ થતો નથી. એ વિચારોનું તત્ત્વ “ વિટ ”માં ગ્રહણ થતું નથી, પરંતુ, એ વિચારોને એકઠા કરી માત્ર ચતુરાઈ

દર્શાવવાનો હેતુ "વિટ"માં હોય છે. કવિતામાં એ વિચારસંયોગ દાખલ થાય, પરંતુ, કવિતામાં એ વિચારસંયોગ ઉન્નતિ પામે છે, તેનું અનિયંત્રિતપણું જતું રહે છે, અને તેનું રૂપ બદલાઈ જઈ કંઈ શ્રેષ્ટતાનું દર્શન થાય છે.' (વિટ એન્ડ હ્યુમર.) કવિતા અને હાસ્ય વચ્ચેનો ભેદ દર્શાવતાં હેઝલિટ કહે છે, 'કવિતા અથવા કલ્પનાના અન્તઃ સ્વરૂપમાં વાક્ચાતુર્ય ("વિટ") કરતાં ચઢિયાતાપણું રહેલું છે તેની એક સાબીતી એ છે કે કવિતા અથવા કલ્પનામાં માત્ર શબ્દોના સંયોગને સ્થાન મળતું નથી. એવા સંયોગ કવિતા અથવા કલ્પનામાં જ્યાં જ્યાં આવે ત્યાં ત્યાં સદૈવ તે દોષરૂપ હોય છે. સાનન્દ આશ્ચર્યની કે ઉત્કટ ભાવની ઉત્પત્તિ માટે શબ્દસંયોગ કરતાં કાંઈ વધારે સસાર અને તત્ત્વમય વસ્તુની જરૂર હોય છે. કલ્પનાની એવી વ્યાખ્યા કરી શકાય કે જે વસ્તુઓ સાધારણ રીતે સરખા સ્વરૂપની હોય અથવા જે વસ્તુઓને આધારે સાધારણ રીતે સરખી લાગણીઓ થતી હોય તે વસ્તુઓમાં રહેલું સામાન્ય તત્ત્વ કલ્પના શોધી કહાડે છે; પરન્તુ, "વિટ"નો મુખ્ય ઉદ્દેશ એ હોય છે કે જે વસ્તુઓમાં સામાન્ય તત્ત્વ રહેલું હોવાની ધારણા જ થઈ ન હોય અર્થાત્ જે વસ્તુઓ એક બીજાથી તદ્દન ઉલટી હોય તે વસ્તુઓ વચ્ચે સરખાપણાનો આભાસ શોધી કહાડવો અથવા ક્ષણ વાર સરખાપણાની વંચના ઉભી કરવી. નર્મયુક્ત વાક્ચાતુર્ય ('વિટ') તથા સમર્મ હાસ્યરસ ("હ્યુમર")ની કવિતા સાથે સરખામણી કરતાં અને બન્ને પક્ષનાં છેક છેડે ગયેલાં સ્વરૂપ લેતાં એમ કહી શકાય કે "વિટ" અને "હ્યુમર"નો આધાર આપણા આળસ, આપણા અભિમાન, આપણી નિર્બળતા અને આપણી મૂર્ખતા ઉપર રહેલો છે. પરંતુ, ગંભીર અને ભાવપૂર્ણ કવિતાનો આધાર આપણા સામર્થ્ય, આપણા ચિત્તની ઉદારતા, આપણા સદ્ગુણ અને આપણી ભૂતાનુકંપા ઉપર રહેલો છે.' (લેકચર્સ ઓન ધિ ઈંગ્લિશ કૉમિક રાઈટર્સ.)

II પ્રાસ (rhyme), અનુપ્રાસ (alliteration) ઝડઝમક, શ્લેષ (pun), ઈત્યાદિ યુક્તિઓ પણ હાસ્યમય રચનાઓમાં ઉપયોગી થાય છે.

'મેલો ઘેલો પેલો જુઓ આગ ખેલમાં ઉભેલો,
ગોદડે ગુંથેલો એવો આવે હનુમાનજી;*
કાળા હાથ દારૂવાળા, દાઢી મોઢું દીસે કાળું,
પાઘડીનો પલ્લો પુઠે પૂંછડા સમાનજી;
લોક નાસાનાસ કરે ત્રાસ પામી તેને ઠામે,
એને નાવે આંચ જેના રામજી જમાનજી;
ઠેકી ઠામ ઠામ આગ લગાડીને આઘો ખસે,
હશે હનુમાનજી કે મુલ્લાં સુલેમાનજી.'

દલપતકાવ્ય.

વિચિત્ર વેશે દોડતા અને દારૂખાનું સળગાવતા હોરાની લંકામાં આગ લગાડતા હનુમાનની સાથે કરેલી આ સરખામણીની હાસ્યજનકતામાં અનુપ્રાસથી અને ઝડઝમકથી ઉમેરો થાય છે, અને 'હનુમાનજી,' 'સમાનજી' અને 'જમાનજી' સાથે પ્રાસ આણવા સારૂ હોરાનું નામ 'સુલેમાનજી' હોવાની કરેલી અટકળ એ સહુને છેડે આવતાં રચનાની હાસ્યમયતા તીવ્ર થઈ ઘણી રમુજ ઉત્પન્ન કરે છે.

દ્વિઅર્થી શબ્દો ગોઠવી શ્લેષ કરવો એ લેખનકળામાં ભૂષણરૂપ હોતું નથી. શ્લેષ એ માત્ર હિકમત છે, અને, જ્યાં વિચારની ઉન્નતિ હોય કે ભાવની ઉંડાઈ હોય ત્યાં હિકમત દાખલ થતી નથી. આ કારણથી, ગંભીર વિચારના ગદ્યલેખમાં કે રસમય કવિતામાં શ્લેષને સ્થાન મળી શકતું નથી. કવિતામાં વાચ્ય અર્થ ઉપરાંત વ્યંગ્ય અર્થ કાંઇ ગુઢ

* 'એવો આવે હનુમાનજી'ને ઠેકાણે 'એવું આવે અનુમાનજી' એવો પાઠ પ્રથમ હોવાનું આ લખનારને સાંભરે છે, પણ, તે વિશે ખાતરી નથી. છેલ્લી લીટીમાં 'એ હનુમાનજી હશે કે મુલ્લાં સુલેમાનજી હશે' એવો સંદેહ મુકયાથી જે ખુબી આવે છે તે 'એવો આવે હનુમાનજી : એવું નિશ્ચયાર્થ રૂપક અહીં મુકયાથી ઘટી જાય છે. રૂપક અલંકારથી અભેદ દર્શાવ્યા પછી સંદેહ અલંકાર શોભતો નથી. 'એવું આવે અનુમાનજી' એવો પાઠ હોય તો સંદેહની એ ખુબી જળવાય.

રહેલો હોય ત્યારે કવિતા ખુબીવાળી હોય છે, તે ઉપરથી, કેટલાક લેખકો એનાએ શબ્દના બે વાચ્ય અર્થ હોય તો ખુબી આવે એમ ભ્રાન્તિથી માની લઈ શ્લેષની રચના કરે છે. પરંતુ, શ્લેષથી થતો બીજો અર્થ તે વ્યંગ્ય અર્થ હોતો નથી, અને શ્લેષથી કવિતામાં અપકર્ષ જ થાય છે. સત્યના અને સૌન્દર્યના દર્શનમાં ગુંથાયેલું ચિત્ત દ્વિઅર્થીપણાની જાદુગીરી તરફ વળતું નથી. શેક્સપીઅરના સમયમાં અંગ્રેજી સાહિત્યમાં શ્લેષનો પ્રચાર હતો તેને લીધે શેક્સપીઅરના ગ્રન્થોમાં પણ શ્લેષ દાખલ થયેલા નજરે પડે છે. પરંતુ, એ સંબંધે જર્વાઇનસ કહે છે; '(શેક્સપીઅરે નિર્મેલા પાત્રોમાં) માત્ર અમુક જાતના માણસો જ વાક્ચાતુર્ય અને શ્લેષનો વ્યવહાર કરે છે, અને જો એમ કહેવામાં આવતું હોય કે શ્લેષ તે મૃગતૃષ્ણિકા છે અને તેની પાછળ જનાર કવિને તે રેતીના ખાડામાં જ ઉતારે છે તો એ સ્થિતિ એવા શ્લેષ કરનાર પાત્રોની છે, પણ, શેક્સપીઅરની નથી. શેક્સપીઅર તો કહે છે કે "વસ્તુની અવગણના કરી શબ્દની હિકમત કરનાર, મૂર્ખ હોય છે." અને એ મતનો સ્વીકાર કરનાર કોઇએ મૃગતૃષ્ણિકાથી ભુલાવામાં પડે તેમ નથી.' ( શેક્સપીઅર કોમેનટરીઝ. )

વિચારની ગંભીરતાના અને રસની ગાઢતાના પ્રસંગો હોય ત્યાં શ્લેષનો અવકાશ હોતો નથી, પણ, લઘુભાર ( light ) મનોવૃત્તિનો પ્રસંગ હોય ત્યાં શ્લેષનો અવકાશ હોઈ શકે છે, તેથી, હાસ્યરસમાં શ્લેષને સ્થાન મળે છે. શ્લેષથી માત્ર વાક્ચાતુર્યનો વ્યવહાર થઇ શકે છે. એક શબ્દના થતા બે અર્થની ભેળસેળ અને ભુલભુલામણી થઈ શકે છે, પણ કોઈ અવસ્થામાં ઉંડું રહેલું હાસ્યમય અર્થ દર્શાવવાનું કાર્ય શ્લેષથી થઇ શકતું નથી, તેથી શ્લેષનો ઉપયોગ 'વિટ' માં થઈ શકે છે, 'હ્યુમર' માં થઈ શકતો નથી. શ્લેષનું વાક્ચાતુર્ય પણ સાધારણ પ્રકારનું હોય છે; વાક્ચાતુર્ય યોજનાર શબ્દનું દ્વિઅર્થીપણું નવું બનાવતો નથી, તે માત્ર દ્વિઅર્થીપણાનો પ્રસંગ આણે છે; અને, શબ્દના અર્થોનો વિરોધ વસ્તુસ્થિતિઓના વિરોધ જેટલો લાંબો ટકતો

નથી તેથી દ્વિઅર્થીપણાના વિરોધથી થયેલું આશ્ચર્ય થોડી વારમાં શમી જાય છે. એક શબ્દના બે અર્થ હોવાથી ખરી રીતે બે જુદા જુદા અર્થવાળા જુદા જુદા પદાર્થ છે એ ભાન થતાં વિરોધનો ચમત્કાર જતો રહે છે. શ્લેષનું ચાતુર્ય આવું સાધારણ હોવાથી એડિસન શ્લેષને false wit( ' ખોટું વાક્ચાતુર્ય ' ) કહે છે, અને, તે એવો નિયમ સૂચવે છે કે અમુક ' વિટ ' વાળી ઉક્તિની પરીક્ષા કરવા સારૂ તે ઉક્તિમાંનું ચાતુર્ય કાયમ રહે તો તેમાં ખરૂં ' વિટ ' છે એમ સમજવું. ઉક્તિનો બીજી ભાષામાં તરજુમો કરવો, અને, જો તરજુમો કર્યા પછી તે ઉક્તિમાંનું ચાતુર્ય જતું રહેલું માલમ પડે તો તેમાં માત્ર શ્લેષ છે એમ સમજવું. (સ્પેક્ટેટર, અંક ૬૧.) શબ્દનું દ્વિઅર્થીપણું નિત્યના વ્યવહારમાં અને વાતચીતમાં જાણીતું થયેલું ન હોય પણ કંઈક અપરિચિત હોઈ એકાએક દૃષ્ટિ આગળ આવે અને વિચિત્રતાથી આશ્ચર્ય પમાડે ત્યારે શ્લેષથી વિનોદ ઉત્પન્ન થઈ શકે છે. નાનાં છોકરાં રમત રમતાં કહે છે કે ' આપણે ઉજાણી ગયાં ત્યાં પવન આવ્યો ને બધું ઉડી ગયું; તેમાં મારાં મરચાં ગયાં ને તારાં મરી ગયાં; ' એમાં 'મરી' શબ્દથી થતો શ્લેષ ( "તારાં મરી ઉડી ગયાં" અને "તારાં સગાંવહાલાં મરી ગયાં" ) એટલો પ્રાકૃત અને સાધારણ છે કે તેથી વાક્ચાતુર્યનો વિનોદ થતો નથી. પરંતુ,

' જળદ જગતમાં મેઘ છે, ફળદ બાગનો ફાલ;
પણ નિર્બળ નર નારનો, બળદ ભોજ ભૂપાળ. '

દલપતકાવ્ય.

એ ઉક્તિમાં ' બળદ ' શબ્દનો શ્લેષ (" બળ આપનાર "અને "બળદ જનાવર") રહેલો છે તે ગોઠવવાનું વાક્ચાતુર્ય સમજાતાં વિનોદ ઉત્પન્ન થાય છે.

વસ્તુઓ, સ્થિતિઓ અને પ્રસંગોમાં રહેલી વિલક્ષણતા બહાર આણી હાસ્ય ઉપજાવવાનો મનોવ્યાપાર તે તર્કવ્યાપાર (judgment)

નથી. મનોરંજનના એ પ્રયાસમાં લઘુભાર (light) ભાવવ્યાપાર રહેલો છે. દલીલ અને અનુમાનનો તેમાં સમાવેશ થતો નથી. હેઝલિટ કહે છે કેઃ 'હૉબ્સ અને લૉક સરખાપણાના નિરીક્ષણને 'વિટ' કહે છે તથા ભિન્નતાના નિરીક્ષણને તર્કવ્યાપાર કહે છે તે ભૂલ છે.' 'વિટ'-માં પણ સરખાપણું તથા ભિન્નતા બન્ને સાથેનો વ્યવહાર હોય છે.' 'હ્યુમર્સ'ના કર્તા હૅરિસે દર્શાવ્યું છે કે "લૉકની આ વ્યાખ્યા ખરી હોય તો કાટખુણાવાળા ત્રિકોણના ત્રણ ખુણા બે કાટખુણાનીબરોબર હોય છે એ સાબીત કરવું તે તર્કવ્યાપાર કે બુદ્ધિવ્યાપાર નહિં પણ 'વિટ' કહેવાય, અને, યુકિલડનો ભૂમિતિનો ગ્રન્થ તે વાક્ચાતુર્યસંગ્રહ કહેવાય." યુક્તિ અથવા દલીલ અને 'વિટ' વચ્ચે ફેર એ છે કે 'વિટ' વસ્તુઓમાંથી એવો આકસ્મિક અને એકપક્ષી સંજોગ શોધી કહાડે કે તેને વસ્તુઓના સ્વરૂપ સાથે સંબંધ હોતો નથી, અથવા બીજું કંઈ નહિં તો, એવા સંજોગનો વસ્તુઓના સ્વરૂપ સાથે આવશ્યક સંબંધ પ્રસ્તુત હોતો નથી; અને શ્લેષ, સમસ્યા, અનુપ્રાસ વગેરે સરખા શબ્દોની રમતથી અથવા અપ્રાસંગિક તરંગથી વસ્તુઓ વચ્ચે દેખાઈતું સરખાપણું 'વિટ' બલાત્કારે ઉભું કરે છે. આવા બધા પ્રસંગમાં હાસ્યમય સામ્યથી વિનોદ થાય છે- (લેકચર્સ ઑન ધિ ઈંગ્લિશ કૉમિક રાઈટર્સ) ઉપર કહ્યું છે તેમ ઈંગ્રેજી ભાષામાં 'વિટ' શબ્દનો મૂળ અર્થ 'બુદ્ધિ' હોવાથી તે વ્યુત્પત્તિની રેખાઓ 'વિટ' ના વર્તમાન અર્થની વ્યાખ્યામાં પણ દાખલ થાય છે. હૉબ્સ અને લૉકની વ્યાખ્યાઓમાં જે વાંધા ભરેલો અંશ રહેલો હેઝલિટ દર્શાવે છે તે આ જ કારણથી દાખલ થયો છે. પરંતુ, તર્કવ્યાપાર એ 'વિટ'-થી (તેમ જ 'હ્યુમર'થી) ભિન્ન છે એ વિશે મતભેદ નથી.

હાસ્યરસમાં તર્કવ્યાપાર નથી હોતો, પરંતુ, હાસ્યરસ મનુષ્ય-ચિત્તને પ્રસન્ન કરી સ્વસ્થ રાખે છે, અને એ રીતે તર્કવ્યાપારનું સામર્થ્ય જાળવવામાં સહાયભૂત થાય છે, એ સ્થિતિ લક્ષમાં રાખવા યોગ્ય છે. અનેક જાતના ભાર નીચે દબાઈ નમી જતા ચિત્તને

હાસ્યરસ એ ભાર ઓછો કરી ઉંચે આવવાની શક્તિ આપે છે. વિષમ પ્રસંગો અને વિપત્તિઓને સમયે પણ સંસારઘટનામાં રહેલું હાસ્યનું મર્મ અનુભવતાં ચિત્તને સંકટોથી પરાભવ ન પામવાનો, વિહ્વલતાને દૂર રાખવાનો, અને દુઃખો ધૈર્યથી સહન કરવાનો પ્રયાસ કરવામાં અનુકૂલતા પ્રાપ્ત થાય છે. દ્વેષ કરનાર અને અન્યાય કરનારની મૂર્ખતા અને હાસ્યપાત્રતા જોઈ વિનોદ મેળવતાં દ્વેષ અને અન્યાયથી થતો ખેદ ઘટી જાય છે. સર્વત્ર હાસ્યનું ઉંડું મર્મ પારખી કહાડવાના અભ્યાસથી તત્ત્વચિંતનની અને સમદર્શિત્વની એવી વૃત્તિ બંધાય છે કે માણસોની ભિડની વચ્ચે એવા અભ્યાસવાળું ચિત્ત એકાન્તનો અનુભવ કરી શકે છે, અને અમુક આવેશથી ઉશ્કેરાયેલા મંડળના સંગમાં છતાં શાન્ત અને અક્ષુબ્ધ રહી શકે છે. એવા અભ્યાસવાળો મનુષ્ય, પોતે પણ મૂર્ખતાથી વર્તે તો તે મૂર્ખતા હાસ્યપાત્ર થવી જોઈએ એ પ્રતીતિને લીધે, એકદેશીય તથા સંકુચિત વિચારોથી આગળ વધી સાધારણ માણસો કરતાં વધારે ઉદાર અને વધારે નિષ્પક્ષપાતી દૃષ્ટિએ નિરીક્ષણ કરી શકે છે. હાસ્યરસ પારખવાની શક્તિથી એવી સમતોલનની વૃત્તિ પ્રાપ્ત થાય છે કે જીવનના વિવિધ પ્રસંગોનું તાત્પર્ય સાધારણ સમજ (common sense)ની નજરથી જોતાં આવડે છે, અને, પાંડિત્ય દંભમાં સ્થૂલ દુરાગ્રહમાં તથા નિર્મર્યાદ ઉત્સુકતામાં મગ્ન થતાં અટકવાનું સામર્થ્ય મળે છે. કૃષ્ણના જીવનના આલેખનમાં કવિઓએ પરમ તત્ત્વજ્ઞાન, સાથે હાસ્યરસના પ્રસંગો દર્શાવ્યા છે તે હાસ્યરસના આ સમસ્ત પ્રયોજનને લીધે. ઈસુખ્રીસ્તના વચનોનો અભ્યાસ કરતાં તેમાં 'હ્યુમર' રહેલો જણાઈ આવે છે એમ દર્શાવી ટી. આર. ગ્લોવર કહે છે, "હ્યુમર"નું સહુથી ઉચ્ચ સ્વરૂપ મનની અન્તઃશાન્ત સ્થિતિ દર્શાવે છે; તે સ્થિતિ એવી હોય છે કે જીવનમાં વિરોધ કે વિપક્ષતા બંધ ન થયા છતાં એ વિરોધ અને વિપક્ષતાથી કર્કશતાની ઉત્પત્તિ થતી બંધ પડી હોય છે. એ સ્થિતિમાં મન એ વિરોધ અને વિપક્ષતા જરૂરનાં અને સહેતુક છે એમ માની

તેમનો સ્વીકાર કરી લે છે. એ વિરોધ અને વિપક્ષતાથી ઉંચે જઈ તે પર દૃષ્ટિ કરતાં તે જીવનને રુચિકર કરે છે એમ મન એવી સ્થિતિમાં માની લે છે. પ્લેટો જેને "જીવનનું આખું કરુણરસમય અને હાસ્યરસમય નાટક" કહે છે તે જોવાની શક્તિ તે-તેવાં એ બે અંગ એક બીજામાં ઓતપ્રોત થયેલાં જોવાની શક્તિ-તે "હ્યુમર" છે.' (ધ કૉનફ્લિકટ ઑફ રિલિજીઅન્સ ઇન ધ રોમન એમ્પાયર-એ ગ્રન્થમાંનું જીસસ ઑફ નેઝેરથ વિશેનું પ્રકરણ.) નાટકની રંગભૂમિ ઉપર પ્રકટ થતા કરુણરસમાં, તેમ જ, મનુષ્યજીવનમાં પ્રકટ થતા કરુણરસમાં પણ હાસ્યરસનું મર્મ રહેલું એ સાક્ષાત્કારથી કરુણનું કરુણત્વ જતું રહેતું નથી; પણ કરુણથી પડતી ગુંચ છોડવાની કુંચી એ સાક્ષાત્કારથી જડે છે. બીજા બધા રસમાં પણ જ્યાં ગુંચ પડે છે ત્યાં હાસ્યનું મર્મ હાથ આવતાં એ ગુંચ છોડવાની કુંચી હાથ આવે છે.

હાસ્યરસની આ પ્રમાણે મીમાંસા કર્યા પછી ગુજરાતી સાહિત્ય તરફ નજર કરી જોઇશું કે તેમાં હાસ્યરસ પ્રકટ થયેલો છે કે કેમ: એ દૃષ્ટિપાતને પરિણામે કબુલ કરવું પડશે કે ગુજરાતના સાહિત્યમાં હાસ્ય બહુ થોડો છે, લગભગ નહિ જેવો જ છે. અલબત્ત એનું એક કારણ એ છે કે ગુજરાતના અર્થાત્ પાધર ગુજરાતના-ચુંવાળથી લાટ દેશ સુધીના ગુજરાતના લોકો વિચક્ષણ, વ્યવહારકુશળ, ડાહ્યા અને વેપારમાં સાહસિક છે, પણ, હાસ્યવૃત્તિમાં કંઇક મોળા છે. કાઠીઆવાડીઓ "ઓય માળોઓઓઅ" જે લહેકાથી કહે છે તેટલું હાસ્યભર્યું વાક્ચાતુર્ય પણ તળ ગુજરાતીઓની વાણીમાં નજરે પડતું નથી. તેમનું સાહિત્ય તેમની વૃત્તિઓ પ્રમાણે હોય એ સ્વભાવિક છે.

જુના ગુજરાતી સાહિત્યમાં હાસ્યરસનું સેવન ફક્ત પ્રેમાનન્દે કર્યું છે. પ્રેમાનન્દનું હાસ્ય ઠાવકું હતું. તેની કૃતિઓ વાક્ચાતુર્યથી ઉછળતી નથી. વિનોદમય પ્રસંગો આવતાં હાસ્યમર્મ શોધી કહાડી તે ધીરે ધીરે પ્રદર્શિત કરવું એ તેની શૈલી છે. સાધારણ દૃષ્ટિએ ગંભીર

જણાતા પ્રસંગોમાંથી પણ તેને હાસ્યમૂલ જડી આવે છે. સ્ત્રીઓની હાસ્યશકિત તેણે ઘણીવાર મનોહર રીતે દર્શાવી છે. 'મામેરા' માં પ્રેમાનન્દે નાગર સ્ત્રીઓને નરસિંહ મહેતાના દારિદ્રયની ટોળ કરતી વર્ણવી છે. 'માંધાતાખ્યાન 'માં તપોવનની યજ્ઞશાળામાંનું અભિમંત્રિત જળ ભૂલમાં પીતાં ગર્ભવંત થયેલાં યુવનાશ્વ રાજાનું વૃત્તાન્ત વર્ણવતાં પ્રેમાનન્દે રાણીઓને અને નગરની નારીઓને રાજાના ગર્ભની મશ્કરી કરતી વર્ણવી છે.

જુના સમયમાં બીજા કોઈ લેખકો હાસ્યસેવી થયા નથી. હાસ્યરસવાળા નાટયપ્રસંગો 'ભવાઈ સંગ્રહ' માં જોવામાં આવે છે; તેના કર્તા કોણ હતા તે જડી શકે તેમ નથી, પણ, એ સાહિત્ય ભવાઈઓની રંગભૂમી ઉપર જ ઉત્પન્ન થયું હતું અને વિદ્વાન ગ્રન્થકારોનો તેમાં કાંઇ હાથ નહોતો એ નિસંદેહ છે. એ કારણથી, હાસ્યનું એ સાહિત્ય શિષ્ટતા વગરનું રહ્યું છે, અને, તેની અસર સામાન્ય સાહિત્ય પર થઇ નથી. હાસ્યરસ ખીલવનારની પણ નાત થઈ ગઇ. ભાંડ ભવૈયા સિવાય બીજા હાસ્યરસનો વ્યવહાર કરનારા ન રહ્યા, અને તેથી તેનો વિસ્તાર કે વિકાસ થયો નહિ.

અર્વાચીન ગુજરાતી સાહિત્યમાં હાસ્યરસના આલેખનનો આરંભ કરનાર કવિ દલપતરામ છે. તેમની કૃતિઓમાં નર્મયુકત વાક્ચાતુર્ય છે તેમ જ સમર્મ હાસ્યરસ છે. તેમણે પ્રદર્શિત કરેલો સમર્મ હાસ્યરસ ઘણો ખરો છુટક પ્રસંગોમાં છે, અને, મનુષ્યસ્વભાવના કે જનસમાજના મ્હોટા પ્રશ્નોનું પૃથક્કરણ કરી તેમાંથી હાસ્યરસ શોધી કહાડવાનો પ્રયાસ તેમણે કર્યો નથી. તો પણ ગુજરાતી ભાષામાં તેમણે ખીલવેલો હાસ્યરસ હમેશ રૂચિકર રહેશે. તેમના લેખમાંથી કેટલાંક ઉદાહરણ ઉપર આપ્યાં છે.

કવિ નર્મદાશંકરની કૃતિમાં હાસ્યરસ છે જ નહિં. તેમને હાસ્યરસની પરીક્ષા બિલકુલ હતી નહિં. તેમના મિત્ર રા. નવલરામને તેમની કલ્પનાશકિતનો સંપૂર્ણ પરિચય હતો, અને નવલરામે રચેલા 'ભટના

ભોપાળા'માં અસંભવિતપણાનો દોષ છે અને હાસ્યરસ છે જ નહિ એવો અભિપ્રાય નર્મદાશંકરે દર્શાવ્યો ત્યારે, નવલરામે તેમને કહ્યું હતું કે 'કવિ, તમે હાસ્યરસનું શાસ્ત્ર સમજતા નથી.' ('હાસ્યરસ' વિષે નિબંધ.)

રા. નવલરામને હાસ્યરસની કુશળ પરીક્ષા હતી. તેમણે રચેલું 'ભટનું ભોપાળું' મોલિયરના 'મૉક ડૉક્ટર' નામના ગ્રન્થનો અનુવાદ છે. તોપણ, તેમાં તેમની સ્વતઃકલ્પિત હાસ્યરચના ઘણી છે.

આ સિવાય રા. સા. મહીપતરામ કૃત 'સાસુ વહુની લઢાઈ,' 'વનરાજ ચાવડો' અને 'સધરા જેશંગ,' રા. બ. હરગોવિંદદાસ કૃત 'અંધેરી નગરીનો ગર્ધવસેન,' મિ. જહાંગીર અરદેશર તાલેયારખાં કૃત 'મુદ્રા અને કુલીન,' ( અપ્રસિદ્ધ લેખક કૃત ) 'પટેલપોથી,' એ ગ્રન્થોમાં હાસ્યરસનું પ્રસંગોપાત આલેખન છે. 'દેશીમિત્ર' ના મર્હુમ અધિપતિ રા. મંછારામ ઘેલાભાઈ કૃત 'મૂર્ખો' અને 'ચતુરસિંહ' એ બે કથાઓ હાસ્યના પ્રસંગોથી બનેલી છે, પરંતુ, તેમાં ખામી એ છે કે ઠેકાણે ઠેકાણે હાસ્યરસ ખુટ્યો છે અને કૃત્રિમતા દાખલ થઈ છે.

રા. ગણેશજી જેઠાભાઇએ પ્રસિદ્ધ કરેલા 'કૌતકમાળા અને બોધવચન' નામના વાર્તાસંગ્રહમાં ઠેકાણે ઠેકાણે હાસ્યરસના પ્રસંગો છે.

અર્વાચીન ગુજરાતી સાહિત્યના આરંભ પછી કેટલાક સમય સુધી નાટકો લખાતાં ત્યારે નાટકમાં આવતા વિદૂષકના મુખમાં હાસ્યવચનો મુકવાનો પ્રયત્ન થતો, પણ, એવી કોઈ કૃતિમાં હાસ્યરસ જામ્યો નથી. સંસ્કૃત નાટકોમાંના વિદૂષક અને ભવાઈઓમાંના રંગલા દ્વારા હાસ્યરસની પ્રથા જળવાઈ છે એટલો લાભ હાસ્યરસ માટે એક જુદું પાત્ર નક્કી કરવાથી થયો છે. પરંતુ, એ પાત્ર સિવાય અન્યત્ર પણ હાસ્યરસનો અવકાશ છે એ વાત લક્ષમાં ન રાખ્યાથી હાસ્યરસનો વિકાસ થતો અટકે છે, તેમ જ, એ પાત્રને હલકી ઠઠ્ઠાબાજી માટે ઉપયોગમાં લીધાથી હાસ્યરસના ઉલ્લાસને હાનિ થઈ છે.

રા. નવલરામે ઉપર કહેલા નિબંધમાં 'રમુજે દિલપસંદ' અને 'લાલણુજરંગ' નામે બે પુસ્તકો ગણાવ્યાં છે તે હવે પ્રચારમાં રહ્યાં

૨

# તોછડાઈની કલા*

## Rudeness As A Fine Art.

સૌન્દર્ય ઉત્પન્ન કરનારી કલાઓ ( Fine Arts )માં કવિતા, ચિત્ર, કોતરણી, શિલ્પ, બાંધકામ, સંગીત, અભિનય અને નૃત્ય: એટલાંનો જ સમાવેશ થાય છે એ ભ્રાન્તિનું ઘણા વખતથી ખંડન થઈ ચૂકેલું છે, તેમ એ કલાંઓની ઉતરતી શાખાઓને જ પક્ષપાત કરી અંદર દાખલ કરી છે એમ નથી. બીજા અનેક સુવિષયોની યોગ્ય પદવી આખરે કબુલ કરવામાં આવી છે, અને, આ મંડલમાં તેમને ઘટતું સ્થાન મળ્યું છે. ગજવાં કાતરવાની કલાની ચતુરાઈ વિશે સંશય કોઈ દિવસ હતો જ નહિં, અને, તેમાં કલ્પનાની ખુબી નથી એમ જે વાંધો લેવામાં આવતો હતો તે પણ, જ્યારથી માલમ પડ્યું કે ગજવાં કાતરવામાં ચપ્પુને બદલે કાચ વાપરી વધારે સુકરતા સિદ્ધ કરવામાં આવે છે ત્યારથી, એવો દુર થઈ ગયો છે કે એ કલાના આવા વ્યાપારમાં કંઈ કોમલતા અને મનોહરતા છે એમ અંગીકાર થયો છે, અને, આ કલાને સૌન્દર્યોત્પાદક મંડલમાં અનાયાસે પ્રવેશ મળી ગયો છે. ધનવાન મનુષ્યોને એકાન્તમાં જર્જરિત કરી ખત લખાવી લેવાની કલા જે મુંબાઈમાં ચાલે છે, દાંત અડધો ખેંચ્યા પછી વધારે મહેનતાણું માગવાની કલા જે દંતવૈદ્યકમાં સંપ્રદાયરૂપે પ્રવર્તે છે, વહાણ ડુબાડી વીમો હાથ કરવાની કલા જે વહાણવટીઓની લાજ રાખે છે, એ બધા હુન્નરોની પ્રતિષ્ઠા તેમના અભ્યાસકોના પ્રયાસને લીધે સર્વમાન્ય થઈ છે. તો હાલ આ દેશમાં ચાલતી જાહેર લેખનપદ્ધતિમાંની એક કલા તેનું અવલમ્બન કરનારાની બેફિકરાઇને

* "જ્ઞાનસુધા" માસિક પત્રના સન ૧૮૯૫ ના નવેંબર–ડીસેંબર અંકમાં છપાયલો લેખ.

લીધે જ એ ઉંચા મંડલની બહાર રહી જાય તો બહુ દીલગીરી ભરેલું કહેવાય. જાહેર લખાણો વાંચનારાને એ કલા અજાણી નથી. તોપણ બીજી કલાઓની સાથે તે ભળી ન જાય અને જુદી પડી ધ્યાનમાં આવે માટે 'તોછડાઈની કલા' એ ખાસ નામથી તેને ઓળખાવવી જોઈએ. એ કલાની પદવીનો હજી સ્વીકાર થયો નથી તેનું કારણ એ તો નથી જ કે તેનું સેવન બહુ થોડું થાય છે. શિલ્પની કલા જેમ વિશેષે કરીને પાષાણ પર પ્રવર્તે છે, તેમ આ તોછડાઈની કલા વિશેષે કરીને માણસો પર ચલાવી શકાય છે; સિદ્ધાન્તો, બનાવો, નીતિઓ, ઉદ્દેશો, ઇત્યાદિ પર એ કલાનો ઉપયોગ થઈ શકતો નથી. અને, હાલનાં વર્તમાનપત્ર અને ચોપાનીઆં (કે જે સિવાય બીજાં જાહેર લખાણ છે નહિં અને હોઇ શકે નહિં તે)માં માણસો સિવાય બીજા શાના પર ટીકા કરવામાં આવે છે? માણસો પર—વ્યક્તિઓ પર—ટીકા કરવી એ જ દેશકલ્યાણનો માર્ગ છે એ શું હાલના સાર્વજનિક લેખોનું સૂત્ર નથી? 'અંગત ટીકા' એ પદની વ્યુત્પત્તિ ગમે તેવી ખામીવાળી હશે પણ એ પદાર્થનો ઉપયોગ શું ખામીભરેલો થાય છે? અને તોછડાઇ વિના 'અંગત ટીકા'માં રસ પૂરેપૂરો જામ્યો હોય એમ કદિ સાંભળ્યું છે?

તેમ, ઉતરતી પંક્તિના લેખકો જ આ કલાનો ઉપયોગ કરે છે એમ પણ નથી. સાપ્તાહિક વર્તમાનપત્રોના અધિપતિઓથી ચઢતા લેખકો બીજા કોણ છે? બીજા પ્રાન્તોની વાત રહેવા દઈ ગુજરાતની જ વાત કરીએ. અલબત્ત, મુંબાઈના ગુજરાતી ભાષા બોલનાર સમૂહને આ વર્ગમાં લેવો જ પડશે; કેમકે ભાષાજ્ઞાન, દેશજ્ઞાન, વગેરે બાબતમાં મુંબાઇવાસીઓના હક ગમે તેવા નબળા હશે, પણ, વર્તમાનપત્રોદ્વારા તેઓ આપણા અગ્રેસરો વગર નિમ્યે થઈ પડયા છે એમાં શક નથી. અને, તોછડાઇમાં તેઓ આપણા ગુરુ છે એ કબુલ કર્યા વિના છુટકો નથી. મુંબાઈનું એક પત્ર નવું સ્થપાયું ત્યારે સુધારાવાળાઓ સામે ટીકા કરવામાં આ તોછડાઈની કલા યથાયોગ્ય વાપર્યાથી તેને સહજ

પ્રસિદ્ધિ મળી ગઈ. તેના અધિપતિની ઉમ્મર તે વખતે એકવીસ વર્ષની હતી. એક સાઠ વર્ષના ગૃહસ્થે પોતાની જીંદગીનો ઘણો ભાગ પ્રમાણિકપણે પોતાના વ્યવસાયનું કામ કરવામાં અને સ્વાર્થત્યાગથી દેશસેવાઓ બજાવવામાં કહાડ્યો હતો, પણ, તેનો અપરાધ એ હતો કે તેણે સુધારાનો આશ્રય કર્યો હતો, અને, તેના મતને સર્વત્ર જે માન આપવામાં આવતું હતું તેની કિમ્મત ઓછી કરવા સારૂ તેની પ્રતિષ્ઠા તોડવાની અધિપતિને જરૂર જણાઈ, અને, તે માટે તોછડાઈ સિવાય બીજો ઉપાય નહોતો; કેમકે દલીલ દલીલને તોડી શકે પણ દલીલ પ્રતિષ્ઠાને શી રીતે તોડી શકે ? તેથી મિ. મલબારીની સૂચના પરથી સરકારે કરેલા નિમંત્રણને અનુસાર બાલલગ્નના પ્રતિબંધ અને વિધવાવિવાહની છુટના સંબંધમાં એ ગૃહસ્થે જણાવેલા વિચારની અધિપતિએ નીચે પ્રમાણે નોંધ લીધી :—

"—સુધારાવાળો છે અને આવા વિચાર આપવાનો છે એ અમારા જાણવામાં હતું જ. એ પોતે માનને કેટલો ઓછો લાયક છે તે અમે સારી રીતે જાણીએ છીએ પણ તેની લાગણી ન દુખાવા સારૂ કહી બતાવતા નથી. પણ, એવા કમવજનના બુઢ્ઢાએ આપેલો મત કેટલા ઓછા માનને લાયક છે તે કહેતાં હરકત નથી. સુધારાનો જુવાળ પાછો ફર્યો છે અને અમે બેધડક કહીએ છીએ કે દરેક સુધારાવાળો લોકોને કડવો લાગે છે અને સુધારાવાળો જે કહે તે તેની મૂર્ખાઈ યાને ગાંડાઈ છે પણ લોકોનો મત નથી.—સુધારાવાળો છતાં કેવો હિચકારો છે તે અમારા ભાઇબંધ—ના ગયા અઠવાડીઆના અંકમાં આવેલું છે. × × × × માટે સરકાર—ના મતને બીલકુલ તુચ્છકારી કહાડી નાખશે તો જ ઠીક કરશે."

માનાર્થે બહુવચન ખારવાઓમાં હોતું નથી અને મુંબાઈમાં વપરાતું નથી.

અલબત્ત, આ વિષય ઘણી લાઇબ્રેરીઓમાં વંચાયો અને તેની અસર ઘણી થઈ. આ વર્તમાનપત્ર સ્વતંત્ર અને નિર્ભય તરીકે

વખણાવા લાગ્યું, અને, આ દૃષ્ટાન્ત નકામું નથી ગયું તેની સાબીતીમાં ઘણા ચર્ચાપત્રો એ જ વિષય માટે, એ ગૃહસ્થ માટે અને તેના સરખા બીજા ગૃહસ્થો માટે ઉપરાછાપરી આવ્યાં. જે નવા કેળવાતા જુવાનો લેખનપદ્ધતિ શીખવાનો આરંભ કરતા હતા તેમની આગળ અનુકરણનો બીજો નમુનો હતો નહિં. ‘ તમે મૂર્ખ છો ’ એમ કહ્યું ન હોય ત્યાં સુધી ‘આવી મૂર્ખતા તો કોઈ ઠેકાણે દીઠી નથી,’ ‘મૂર્ખને વધારે શું કહેવું,’ ‘સુધારાવાળા તો બુદ્ધિના શત્રુ જ જણાય છે,’ વગેરે વાક્યો વાપરવામાં કશી અયોગ્યતા નથી એમ નવા લેખકવર્ગે સૂત્ર બાંધ્યું. એવા એક લેખકે માસિક પત્ર કહાડયું અને, તેના પહેલા અંકમાં મિ. તેલંગે રાજકીય સુધારો અને સંસાર-સુધારો બન્ને સરખા અગત્યના છે અને સાથે અમલમાં લાવવા જોઈએ એ મતલબના કરેલા ભાષણ પર ટીકા આવી. તેમાં બીજો પેરેગ્રાફ ધ્યાન ખેંચે તેવો હતો:—

“ મિ. તેલંગ તે કોણ ? કેળવાયેલો છે. એડવોકેટ થયેલો છે, જાહેર કામોમાં બહાર પડેલો છે, પણ માણસ જ છે કે બીજો કોઈ ? મિ. તેલંગ એમ સમજતો હશે કે તેના વિચાર દુનિયાના વિચાર. પણ તે ભૂલ છે, અને તે ભૂલ પકડી શકનારા છે એ મિ. તેલંગે સમજવું જોઈએ. મિ. તેલંગ સાહેબ ! આખી પ્રજાને પુછ્યા વિના રાજકીય સુધારા કે સંસારસુધારા વિશે આપને બોલવાનો શો અધિકાર છે તે જરા વિચાર કરશો ?”

‘ મિસ્ટર ’ કહેવાથી કંઈ પૂજ્યભાવ પ્રદર્શિત થતો નથી અને તેથી પુરુષના નામ પહેલાં તે મુકવામાં હરકત નથી, એમ એ લેખકને ખાનગી પુછી જોતાં માલમ પડયું છે.

પ્રતિષ્ઠિત અને સંભવનીય પુરુષો પરથી આ તોછડાઈની કલા રાજ્યકર્તાના વર્ગ તરફ જઈ પહોંચી. ડફરિને પ્રથમ મુંબાઈમાં પ્રવેશ કર્યો ત્યારે તેનું વર્ણન ઉપરના મૂળ નમુનાના એક પત્રમાં આવ્યું હતું:—

“ ગઈ કાલરોજ સવારના કલાક પછી હિંદુસ્તાનનો નવો

ગવર્નર જનરલ ડફરિન આ શહેરમાં આવી પુગ્યો અને પાલવા બંદરેથી ગાડીમાં બેસી પરેલ તરફ રવાને થયો. ***** તે બદશિકલ છે અને મ્હોંપરથી ઘણો મીંઢા જણાય છે. તેની આંખમાં તેજ નથી. પછી સુસ્ત છે કે ખંધો છે તે કોણ જાણે. તેનું કપાળ શોભી ઉઠતું નથી તેથી તેમાં હિંદુસ્તાનના વિચાર ચાલે છે કે તે ખાલી છે તે અટકળ કરી શકાતી નથી."

રાજકીય ઉન્નતિ તોછડાઈ વિના પ્રાપ્ત થવાની જ નથી એ સિદ્ધાંત એવો દૃઢ થયો છે કે એ વિષયમાં અનેક શુભ પ્રયાસ કરતાં છતાં બાબુ લાલમોહન ઘોસ યુરોપીઅનો સાથે અને અમલદારો સાથે સભ્યતાથી વર્તે છે તેટલા માટે તે લોકહિતદ્રોહી છે એમ તેની નિન્દા થવા માંડી છે!

સાર્વજનિક કાર્યોમાં ગુંથાયેલા પુરુષોના મુખની મુદ્રા અને સ્વભાવના ગુણો વીગતવાર પરીક્ષા કરવા યોગ્ય છે, પણ, મરી ગયેલા અને જીવતા, પાસેના અને આઘા મનુષ્યોના સંબંધમાં વાપરવાનાં વિશેષણોમાં ફેર પડે છે, એવો સભ્યતાના કોઈ કલ્પિત ધોરણને આધારે રચાયેલો દુર્બલતાથી ભરલો મત વર્તમાનકાલના અહીંના લેખકવર્ગે તોડી નાખ્યો છે એ વિજયવાર્તા ઇતિહાસમાં નોંધી રાખવા જેવી થશે. જે વર્તમાનપત્ર જોઈએ તેમાં 'વાક્પ્રહાર' 'કટુકથન' ઇત્યાદિ નામનાં પાનાં જોવામાં આવે છે અને તેને મથાળે 'સર્વ કોઇને લખવાની છુટ' મ્હોટા અક્ષરે જાહેર કરેલી હોય છે. એ પાનાંમાં તો અધિપતિઓએ પોતાના જેવા તેવા અંકુશનો પણ ત્યાગ કરેલો હોય છે અને ગ્રામ્યતા સામે વાંધો લેશ માત્ર રાખેલો હોતો નથી. એક ફકરાનો નમુનો બસ થશે :—

"વાહ વાહરે અડગમ બગડમજી! વાહ વાહરે સોડાવોટરની બાટલીજી! વાહ વાહરે કાકા ગ્લેડસ્ટનજી! તમે આવા ઢીલા ને પોચા છો એ તો આજ જ જાણ્યું જી! અમને તો આશા છે કે લિબરલ મિનિસ્ટ્રી અમારી માગણી આમ ઉડાવતાં શરમાશેજી! * * * ખેર, ગદ્ધાને ખાયા ખેત તો નહિં પાપ નહિં પુણ્ય!"

વખણાવા લાગ્યું, અને, આ દૃષ્ટાન્ત નકામું નથી ગયું તેની સાબીતીમાં ઘણા ચર્ચાપત્રો એ જ વિષય માટે, એ ગૃહસ્થ માટે અને તેના સરખા બીજા ગૃહસ્થો માટે ઉપરાછાપરી આવ્યાં. જે નવા કેળવાતા જુવાનો લેખનપદ્ધતિ શીખવાનો આરંભ કરતા હતા તેમની આગળ અનુકરણનો બીજો નમુનો હતો નહિં. 'તમે મૂર્ખ છો' એમ કહ્યું ન હોય ત્યાં સુધી 'આવી મૂર્ખતા તો કોઈ ઠેકાણે દીઠી નથી,' 'મૂર્ખને વધારે શું કહેવું,' 'સુધારાવાળા તો બુદ્ધિના શત્રુ જ જણાય છે,' વગેરે વાક્યો વાપરવામાં કશી અયોગ્યતા નથી એમ નવા લેખકવર્ગે સૂત્ર બાંધ્યું. એવા એક લેખકે માસિક પત્ર કહાડ્યું અને, તેના પહેલા અંકમાં મિ. તેલંગે રાજકીય સુધારો અને સંસાર-સુધારો બન્ને સરખા અગત્યના છે અને સાથે અમલમાં લાવવા જોઈએ એ મતલબના કરેલા ભાષણ પર ટીકા આવી. તેમાં બીજો પેરેગ્રાફ ધ્યાન ખેંચે તેવો હતો:—

" મિ. તેલંગ તે કોણ ? કેળવાયેલો છે. એડવોકેટ થયેલો છે, જાહેર કામોમાં બહાર પડેલો છે, પણ માણસ જ છે કે બીજો કોઈ ? મિ. તેલંગ એમ સમજતો હશે કે તેના વિચાર દુનિયાના વિચાર. પણ તે ભૂલ છે, અને તે ભૂલ પકડી શકનારા છે એ મિ. તેલંગે સમજવું જોઈએ. મિ. તેલંગ સાહેબ ! આખી પ્રજાને પુછ્યા વિના રાજકીય સુધારા કે સંસારસુધારા વિશે આપને બોલવાનો શો અધિકાર છે તે જરા વિચાર કરશો ?"

'મિસ્ટર' કહેવાથી કંઈ પૂજ્યભાવ પ્રદર્શિત થતો નથી અને તેથી પુરુષના નામ પહેલાં તે મુકવામાં હરકત નથી, એમ એ લેખકને ખાનગી પુછી જોતાં માલમ પડ્યું છે.

પ્રતિષ્ઠિત અને સંભવનીય પુરુષો પરથી આ તોછડાઈની કલા રાજ્યકર્તાના વર્ગ તરફ જઈ પહોંચી. ડફરિને પ્રથમ મુંબાઈમાં પ્રવેશ કર્યો ત્યારે તેનું વર્ણન ઉપરના મૂળ નમુનાના એક પત્રમાં આવ્યું હતું:—

" ગઈ કાલરોજ સવારના કલાક પછી હિંદુસ્તાનનો નવો

આવતાં त्वं (તું) થી કામ ચાલી રહે. અને પછી અન્તે રે રે **रासभ ! रे रे लम्बकर्ण ! रे रे हतबुद्धे !** થી પૂર્ણાહુતિ થઈ સભા અધ્યક્ષની આજ્ઞા વિના બરખાસ્ત થઈ જાય.

હવે, આ શાસ્ત્રીઓના બચાવમાં કહેવું જોઈએ કે દક્ષિણાની હરિફાઈને લીધે તેમને પરસ્પર સૌજન્યના પ્રસંગ આવતા નહોતા, અને, રાજાઓ તથા ધનિકો તેમની આવી મલ્લકુસ્તીમાં આનંદ માનતા હતા, તેથી, કટુતાના વ્યવહારનો જ તેમને અભ્યાસ થતો હતો. વળી, સાધારણ સ્થિતિના મનુષ્યો પણ તેમને દક્ષિણારૂપી પાણી ચુસી જનારી વાદળીઓ ગણી તેમને 'મહારાજ' કહી અને નમસ્કાર કરી તેમનાથી દૂર રહેવાનો પ્રયત્ન કરતા હતા, તેથી, તેમની ક્રોધવૃત્તિ અંતરમાં સદૈવ ઉગ્ર અને ઉત્તેજિત રહેતી હતી. હાલના વિદ્વાન્ વિવાદીઓનો એવો કંઈ બચાવ થઈ શકે તેમ નથી. તેમનો વિવાદ ઘણું કરીને લખાણમાં ચાલે છે તેથી શબ્દોનો ઉચ્ચાર કરતાં પહેલાં અને કર્યા પછી વિચાર કરવાનો તેમને પુષ્કળ વખત મળે છે. તેમની ચર્ચાના વિષયો પણ ઘણુંખરૂં તાત્કાલિક ફૂલની વર્તમાન હકીકતોના નથી હોતા, અને તેથી, ખાસ હિતાહિતના પ્રચલિત આકર્ષણ અને પ્રતિઘાત તેમના મનની શાંતિ ઉથલાવી નાખે એમ બનવું ન જોઈએ. વિશ્વના આરંભ અને તેના પહેલાંની વાતોથી શરૂ કરીને તેના અંત અને તે પછીની વાતો સુધીમાંના ગમે તે વિષયો તેમના વિવાદમાં આવે છે, અને, તેઓ ચિત્તની સ્વસ્થતા ખોઈ ઉશ્કેરાઈ જાય એવું કંઈ કારણ બનતું નથી. તે છતાં, તોછડાઈની કલાની તેઓ કદર પિછાને છે એ તેમની પ્રવૃત્તિ કેવી નિઃસ્વાર્થ છે, અને આ કલાના પૂર્વોક્ત ગુરુજનો તરફથી તેમને કેવા દૃઢ સંસ્કાર મળ્યા છે તે બતાવી આપે છે. વિદ્વત્તા સંપાદન કરેલી હોવાથી તેમના કલાવિધાનમાં વિશેષ ચારુતા હોય છે, અને અસંસ્કૃત વર્ગ ગાળો જ દઈ શકે ત્યાં ગાલિપ્રદાન ન કહી શકાય એવા પરુષ શબ્દો તેઓ વાપરી શકે છે. નહિં કેળવાયેલા ઉઘાડો તિરસ્કાર જ દર્શાવી શકે છે, અને, એ સિવાય બીજો કલા-

એક નવા વર્તમાનપત્રના ‘ પ્રોસ્પેકટસ ’માં જણાવવામાં આવ્યું હતું કે ‘ “ગર્દભલતા” નામે રમુજી ઉપાલંભના ફકરાઓનું એક ખાસ કોલમ દર અંકમાં રાખવામાં આવશે અને એ બાબતમાં કસાયેલી કલમવાળા ત્રણ અનુભવી લખનારાઓ મેળવી રાખવામાં આવ્યા છે. ’ કમનશીબે આ વર્તમાનપત્ર નીકળ્યું જ નહિં અને એ અનુભવી લખનારાઓને ગર્દભલતા ચલાવવાનો લાગ મળ્યો જ નહિં. હાલ તેઓ શું કરે છે તે જાણવામાં નથી.

તોછડાઇની કલા સૌન્દર્યોત્પાદકતા અને કલ્પનાપ્રભાવ આટલે સુધી જોયાં. એ કલાની ઉચ્ચ પદવી વિશે હજી કોઇને શંકા રહેતી હોય તો તેના એક બીજા ઉલ્લાસ પર દૃષ્ટિ કરીએ. આ પ્રાંતના વર્તમાનપત્રોની જાહેર સવાલો પરની ટીકાઓથી જે સાહિત્ય થાય છે તે કરતાં કંઈ જુદું સાહિત્ય કેળવાયેલા પુરુષોના વાદવિવાદથી બને છે. પ્રવર્તમાન શિક્ષણપદ્ધતિમાં કેળવાયેલા વર્ગને હાથ હજી સાપ્તાહિક વર્તમાનપત્રો આવ્યાં નથી, તેથી, આ ભેદ પડી શકે તેમ છે. એ સાહિત્યમાં દેશી વિદેશી અને પ્રાચીન અર્વાચીન પ્રસિદ્ધ પંડિતોના વિચારો અને શબ્દો સ્થળે સ્થળે દાખલ થયેલા હોય છે, અને, તેથી ‘ સાક્ષરતા ’નું પદ તેને ઘટે છે તેમાં સંશય નથી. પણ, લેખનશૈલી જોતાં મુંબાઈના ગુરુજનની છાપ પડવી રહી ગઈ નથી એમ જણાઈ આવે છે; અને, શ્રી અને સરસ્વતી એક સ્થળમાં સાથે રહી શકતાં નથી એ જુના સિદ્ધાન્તમાં એક નવો વિલિક્ષણ સિદ્ધાન્ત ઉમેરાયો છે કે સાક્ષરતા અને તોછડાઇ નિકટ સંબંધે સાથે રહી શકે છે.

વાદવિવાદના સંબંધમાં આ અર્વાચીન કલાની ચર્ચા કરતાં એક પ્રાચીન આદર્શ ભૂલી જવો ન જોઈએ. કહે છે કે શાસ્ત્રીઓની સભા મળે ત્યારે આરંભમાં તો **भवत्पादाः** ( આપના ચરણો )થી સંબોધન થાય, પછી **भवन्तः** ( આપ–બહુવચનમાં ) કહેવાય અને પછી તે એકવચનના **भवान्** ( આપ ) પ્રયોગ પર આવે. પછી કાલક્રમે यूयं ( તમે ) નો વ્યવહાર શરૂ થાય, અને સાધારણ ઉપયોગમાં

વિધિ આવડતો ન હોવાથી કોઈક વેળા તેમને અન્તર્વૃત્તિ દાબી રાખવી પડે છે. પણ, આપણા ચતુર વિદ્વદ્વર્ગને એ મુશ્કેલી નડતી નથી. અર્થના ભિન્ન ભિન્ન સૂક્ષ્મ ભેદવાળા કટુ શબ્દો તેમને કોષમાંથી મળી આવે છે અને તે વડે તેઓ તોછડાઇવાળાં સુન્દર વાક્યો રચી શકે છે.

" પણ કહેવામાં આવે છે કે એઓ શઠ છે. અમે પણ તે કબુલ કરીએ છીએ; અમને ફક્ત એક માત્રા જેટલો જ શક છે. અમે એમને પૂરેપૂરા ઓળખતા નથી. शठस्य शाठ्यं शठ एव वेत्ति ।"

" સુધારામાં પણ પ્રેમની ભાવના શી છે? વાંદરો વાંદરી પરથી સૌન્દર્યની કલ્પના કરે છે! પણ શું દુરાચાર તે સદાચારને નામે ખપી શકશે? * * પાપ બધું સુધારાને માથે ભલે હો."

'નૃપનાપિતપુત્રન્યાયે પ્રાર્થનાસમાજવાળા પોતાની ઈશ્વરકલ્પનાને અતિભવ્ય માને છે. પૃથ્વી પરનાં તમામ ધર્મપુસ્તકો હું જોઈ ગયો પણ એવી કલ્પના કોઈ ઠેકાણે દીઠી નહિં. પણ, એ લોકો પેઠે સર્વજ્ઞ હોવાનો હું દાવો કરતો નથી. यद्वा किंचिज्ज्ञोऽहम् ઇત્યાદિ શબ્દછલની શકિત તો હોય તેમને મુબારક હો."

આવી નિપુણ વાક્યરચનાઓ આપણા વિદ્વદ્વર્ગ સિવાય શું બીજા કોઈથી થઈ શકે તેમ છે? સાધારણ સંભાષણમાં સુજનતા વાપરવી પડતી હોય તોપણ વાદવિવાદમાં અને લેખનમાં તોછડાઈની કલાનો ઉપયોગ થવો રહી જવો ન જોઈએ, એ સૂત્ર આવી સ્પષ્ટતાથી સ્થાપી તેનો બહોળો પ્રચાર કર્યાનું માન તેમના કરતાં બીજા કોને ઘટે છે?

આ રીતે આ કલા આટલો બધો વિસ્તાર અને ઉલ્લાસ પામ્યા છતાં રમ્ય કલાઓના મંડલમાં તેનો અંગીકાર ન થાય એવું શા માટે થવા દેવું જોઈએ? દરેક અધિકારી મંડળ પોતાની અંદર બીજાને આવવા દેવા નાખુશ હોય છે, પણ, તે શું પ્રયત્ન મુકી દેવાનું કારણ છે? તોછડાઈની કલાના અભ્યાસકો પોતાની એ કલા તરફ પણ તોછડાઈ વાપરે છે એમ કદિ ધારવામાં આવે તો કેવું ખોટું? જો કલાનું

આટલું બધું અનુસરણ થાય તેની પ્રતિષ્ઠા માન્ય કરાવવાનો પ્રયાસ ન થાય એ શું કૃતઘ્નતા નથી ? વિદ્વાનોને આટલાં બધાં પુસ્તકો લખવાનો અવકાશ મળે છે, તો પોતાની ઇષ્ટકલાને બીજી કલાઓ સાથે સરખાવી અને તેમાં રસનિષ્પત્તિ શી રીતે થાય છે તે પોતાના અનુભવથી સમજાવી તેમાં સુન્દરતાની ઉત્પત્તિ છે, કલ્પનાનો પ્રભાવ છે અને સહૃદયતાના સંસ્કાર છે એટલું સિદ્ધ કરવાનો અવકાશ તેમને નહિં મળે ? મ્હોટાં મ્હોટાં કામ લઈ બેઠેલાઓને એવી બેફિકરાઈ છાજતી નથી.

## ૩

## બ્હેન કમલાનાં કાવ્યો.*

### ચર્ચાપત્ર

અમદાવાદ
તા. ૩–૩–૨૬

મે. રા. રા. જ્ઞાનસુધાના તંત્રીની સેવામાં,

વિનંતી કે, મારે એક કમલા નામે અગીઆર વર્ષની પુત્રી છે. કહેવત તો છે કે પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાય, પણ મારે આ પુત્રીનાં લક્ષણ ઘોડીઆમાંથી જણાયાં હતાં. અને હવે પણ આ અલૌકિક પુત્રીનાં મહાન્ લક્ષણો અલ્પ વયમાંથી જ સ્ફુરતાં જણાય છે ! કવિતા બનાવવામાં તે ઘણી કુશળ છે, તથા નિસર્ગ શકિત ધરાવે છે ! ! ! તંત્રી સાહેબ, આશ્ચર્ય પામતા નહિં. આપને વિદિત હશે કે મિલ દશ વર્ષની વયમાં ઘણા વિષયોમાં પ્રવીણ હતો; ડેન્ટી નવ વર્ષે

* "જ્ઞાનસુધા" માસિક પત્રના સન ૧૯૯૬ ના ફેબ્રુઆરી—માર્ચના અંકમાં છપાયેલો લેખ.



લેડી વિદ્યાગૌરી રમણભાઈ નીલકંઠ

૧

ભુજંગી.

સવારે જગીને લઇ સ્લેટ હાથે
નિશાળે જોઉં ચોપડોં લેઈ સાથે,
લઉં બાતણી પાસથી પાઇ એક,
ખઉં એક વાગે સમેરાજ સેવ. ૧
ભણીને ગણીને બનું જો હું ડાહી,
પિતા નક્કિ મૂને કહેશેજ વ્હાલી;
પછી ઘેર જૈને બકૂડોજ ભાઇ,
રમાડી રમાડી રહું હરખાઇ. ૨

૨

વસંતતિલકા.

વાર્તા કહું કુતરાનિ લડાઇ કેરી,
તે સાંભળો સકલ લોક તણાજ શેરી;
કહે એક શ્વાન ધુરકી ભસિને બિજાને,
"કાં આવીંયો અહિંજ" કહે "ઝખ મારવાને." ૧

× × × × × ×

૧. પ્રથમ કાવ્ય સ્વાનુભવરસિક ( subjective ) છે. કાવ્ય અત્યંત સરલ હોઇ વર્ડસ્વર્થના We Are Seven કાવ્યની બરોબર થવા જાય છે. વસ્તુ સ્વાભાવિક છે. અગિઆર વર્ષની કોમળ બાલાને અનુકૂલ છે. તેને નિશાળ, ખાવું, માતા પિતા તથા બંધુ એ સિવાય બીજા શાનું ભાન હોય ! ? ! સરલ હૃદયનો ઉલ્લાસ ભાવપ્રદર્શનમાં ઉદ્ભવી ઉપરનાં વચનોમાં સંક્રાન્તિ પામ્યો છે ! ભાવ એ જ કવિતાનો આત્મા હોય તો ઉત્તમ કાવ્યમાં આથી બીજું શું જોઇએ ? બીજા શ્લોકનાં પ્હેલાં બે ચરણો વાંચનારને બાયરનના All For Love માંનાં નીચેનાં ચરણની પ્રસાદી આપે છે,

પ્રેમનું રહસ્ય સમજ્યો હતો; ડી ક્વીન્સીને બેએક વર્ષની ઉંમરે તેની બ્હેનના મૃત્યુથી અદ્‌ભુત અસર થઈ હતી.

બ્હેન કમલાનાં રચેલાં કાવ્યો મારી પાસે છે. તેણે અંગ્રેજી અભ્યાસ કરેલો નથી તેથી સ્ત્રીકવિઓનાં કાવ્યો તેના વાંચવામાં આવેલાં નહીં. પરંતુ હાલમાં "ચંદ્ર"માં બે ત્રણ વર્ષથી સ્ત્રીઓનાં લખેલાં કાવ્યો તેના વાંચવામાં આવ્યાં તે પરથી કવિતા લખવાની એની વૃત્તિ દિવસે દિવસે પ્રબલતર તથા ઉત્તેજિત થવા લાગી. અંતે પોષ તથા માઘ માસનાં "ચંદ્ર"માં તંત્રીનાં પત્નીની કવિતા જોઈ તેની ઉત્કંઠાની પરિસીમા થઈ તથા તેણે મને વિજ્ઞાપના કરી કે કોઈ સુપ્રસિદ્ધ માસિકમાં મારાં કાવ્ય મોકલો. તંત્રી સાહેબ! નિર્મલ હૃદયના ઉભરાતા ઝરણાને યોગ્યસ્થાને ગોઠવવા માટે આપના સાહિત્યપૂર્ણ તથા નિર્મલ પત્ર જેવું યોગ્ય બીજું ના લાગવાથી આપની તરફ આ સાથે બે કાવ્ય મોકલ્યાં છે. સાથે ટીકા મેં જાતે લખી છે. તેનો ઉદ્દેશ અર્થ સમજાવવાનો, બીજા ઉત્કૃષ્ટ કવિઓ જોડે સામ્ય દર્શાવવાનો તથા કાવ્યોનું પોતાનું મહત્ત્વ વધારવાનો છે! તેમ કરતાં જો આત્મશ્લાઘાનો દોષ આવશે તો ખમવા તત્પર છું. મેં મારી પુત્રીને ખાસ શિક્ષણ આપવાનો પ્રયત્ન પ્રથમથી કરેલ છે. તેના સાફલ્યની તુલના સુજ્ઞ વર્ગ સહજ કરશે. કમલાનાં કાવ્યને સાક્ષરવર્ગ કેવા પ્રકારનું અભિનંદન આપે છે તે જોઈ તેનાં બીજાં કાવ્યોનો સમૂહ 'બાલ-ક્રિડા' એ નામે પુસ્તકના આકારમાં પ્રસિદ્ધ કરવા વિચાર છે. મારા શ્રમનું ફલ-પરિપાક-વાચકવર્ગ સમક્ષ મુકતાં એને અત્યાનન્દ-ગર્વ-થાય તેમાં શું આશ્ચર્ય?! વાચકવર્ગને આ કાવ્યોની દરકાર હો વા ના હો કિંતુ મારે મન તો એ અમૂલ્ય રત્નો છે. તેનું પ્રમાણ મેં તે પ્રકટ કર્યાં છે એ પ્રત્યક્ષ છે. અને મારી તો ઈશ્વર પ્રતિ એ જ યાચના છે કે મારી કમલા જેવી સુપુત્રીઓની આ આર્ય દેશમાં વૃદ્ધિ થાઓ અને તે વડે આર્યોત્કર્ષ-ભાનુનાં જે કિરણો ક્ષિતિજમાં છે તેનો મધ્યાહ્ન તપો! કિંબહુના!?!

માટે સ્ત્રીવૈદ્યોની જરૂર છે તેમ મારો પોકાર એ છે કે બાલકો માટે આવાં બાલક કવિની તથા સ્ત્રીઓ માટે સ્ત્રીકવિઓની આવશ્યકતા છે! જય! ભારતનો જય!!!

લી. સેવક
?!! ઝળળળળળળ......!!?

---

## ૪

# ભોમિયાને દીધેલી ભુલથાપ* ×

## (૧)

ભોમિયાઓ જે દુઃખ દે છે તે તો જેને તેમની સાથે પ્રસંગ પડયો હોય તે જ જાણે. મુસાફરીમાં સહેલ કરવા સારૂ અમે ઉત્તર હિંદુસ્તાનમાં ફરવા નિકળ્યા હતા, પણ ગામે ગામ જોવા લાયક ઠેકાણાં બતાવવા આવનાર ભોમિયાઓ તરફથી જે પીડા ખમવી પડી તેથી ખાતરી થઈ કે દુનિયામાં ભોમિયા છે ત્યાં સુધી મુસાફરીમાં સુખ હોઈ શકે જ નહિં. પરંતુ, ભોમિયા વિના પરદેશ જોવાનું બની શકતું નથી, તેથી, તેમના ત્રાસનો અમે જે ઉપાય કર્યો અને અમને થતા ઉપદ્રવનું દુઃખ કંઈક ભૂલવા સારૂ ભોમિયાને સામો ઉપદ્રવ કરી રમુજ મેળવવાના પ્રયત્નમાં જે રીતે અમે ફતેહ પામ્યા તેનું વર્ણન આપવું ઉચિત છે કે વખતે અમારા જેવા કોઈ દીલમાં દાઝેલાને તે વાંચી ફાયદો થાય.

અજમેર, જયપુર, ભરતપુર, આગ્રા, અલિગઢ, એ શહેરોમાં જોયું

---

* "જ્ઞાનસુધા" માસિક પત્રના સન ૧૯૯૬ ના ઑગસ્ટ–ડીસેંબર સુધીના અંકોમાં છપાયલો લેખ.

× Mark Twain ના The Innocents Abroadમાં આપેલા વૃત્તાન્ત પરથી નમુનો લઈ યોજેલું.

" O Fame !–if I e'er took delight in thy praises,
'Twas less for the sake of thy high-sounding phrases,
Then to see the bright eyes of the dear one discover
She thought that I was not unworthy to love her."

ચરણોનો ક્રમ પણ યથાર્થ છે. છેલ્લી લીટીની દ્વિરુક્તિ વીપ્સા-દર્શક છે. લઘુ બાંધવને રમાડી કવિ પોતાને કૃતકૃત્ય થએલી માને છે.

૨. બીજું કાવ્ય (અપૂર્ણ છે) સર્વાનુભવરસિક ( Objective ) કાવ્યનો એક નમુનો છે. પ્રથમ કાવ્યની પછી એનો ઉદ્‌ભવ થયેલો છે તે શબ્દ તથા અર્થના ગૌરવ પરથી સહજ જણાય તેમ છે. પ્રથમ-ની પેઠે વસ્તુસંકલના આમાં પણ સરલ હોઇ મનને આહ્‌લાદક થઇ પડે છે ! ! 'હુરકી' એ શબ્દ પછી 'ભસિ' શબ્દ આવવાથી જાણે દુધ ને શર્કરાનું મિશ્રણ થયું હોય એમ ભાસે છે. 'ઝખ મારવાને' એ વાકય બીજું કૂતરૂં પ્હેલાને ઉત્તરમાં કહે છે. શાકુન્તલમાં મુનિકુમારને દુષ્યન્તરાજા પૂછે છે કે શકુન્તલાને પરણીને નાકબુલ શું ફલ મેળવવા કરૂં ? તેના ઉત્તરમાં મુનિકુમાર કહે છે કે **विनिपातः** તે જેવો યોગ્ય ( appropriate ), સમયાનુકૂલ તથા ઉગ્ર તપસ્વીઓનો ક્રોધાગ્નિ દર્શાવનારો છે તેવો જ આ " ઝખ મારવાને " એ ઉત્તર છે એમ રસજ્ઞ વાચકો જોઈ લેશે. કાવ્યોની વિશેષ ખુબી તથા નિસર્ગતા એ છે કે સંસ્કૃત કે અંગ્રેજી કવિઓના અધ્યયન વિના સ્વતઃ તેમના જેવા ભાવનું સ્ફુરણ થયું છે એ અપૂર્વ કવિત્વશક્તિનું સામર્થ્ય દર્શાવે છે. તથા મહાન્ મનુષ્યો પરસ્પર ભિન્ન હોઈ કેટલેક અંશે સમાન હોય છે તે વાત સ્ફુટિત થાય છે. મહાકવિ શેક્‌સપિયર માટે એવું કહેવાય છે કે He knew little Latin and Greek તે પરથી એવું સિદ્ધ થાય છે કે કવિને સાક્ષર હોવાની જરૂર નથી. તેમાં મારી પ્રિય પુત્રી એ બીજું દૃષ્ટાંત છે. એને સંસ્કૃત વા ઇંગ્લીશ-નું જ્ઞાન નથી. છેવટે જેમ ઘણાનો હાલમાં એ પોકાર છે કે સ્ત્રીઓ

મિનારેકી ચોકીકે લીયે નોકર રહેતા હયે. એ બી કુછ ઉમેદ રાખતા હયે. આપ જેસે બડે આદમી આયે—'

વખત આવ્યો જાણી હકમચંદે ભોમિયાને અટકાવ્યો, અને, નવું સ્થાન પહેલું જોયાની આશ્ચર્યવૃત્તિ હજી મુખ પર કાયમ હોય એવું ડોળ કરી બોલ્યા, 'પણ હજુ બદ્ધું જેવા ટો ડે, ગંગાપડશાટ, એ ટો ખડ્ડું, પણ આ બેમાંઠી મીનાડો કયો અને ગડા કયી ટે ટો કહે.'

ગંગાપ્રસાદ ચમક્યો, પણ, પાછો ઠેકાણે આવી સભ્ય થઈ બોલ્યો, 'મહારાજ, એ મિનારા હયે, ઓર એ લોહેકી ગદા હયે.'

'હં, ટાડે એમાં શું મોટું જોવાનું! આપણે ટો જાણ્યું કે ઉંચી છે ટેં ગડા હશે, મીનાડા ટો બઢે ઉંચા હોય. બીજું કાંઈ જોવાનું છે કે?'

'દુસરા તો હઝુર કુચ નહિં હયે, એ દેખનેકુ સબ લોક આતે હયે.' ભોમિયાનો ઉત્સાહ કંઈક નરમ પડયો.

'ભોમિયો પસંડ કરવામાં આપડી બઢે ભૂલ જ ઠાય છે.'

મિનારાના રખેવાળને બક્ષીસ અપાવવાની વાત ભોમિયાએ ફરી સંભારી જ નહિં, અને, અમે ગાડીમાં બેઠા કે તરત ગાડીવાન જોડે તે મુંગો મુંગો બેસી ગયો. રસ્તામાં એક આઘે જણાતી મસીદ તરફ હાથ કરી તેણે પોતાની બેઠકમાંથી વાંકા વળી હમને કહ્યું, 'હઝુર, એ કાલા મસજીદ દેખને જેસા હયે.'

સાધારણ મસીદ સિવાય બીજું કાંઈ જણાતું નહોતું તેનો લાભ લઈ હકમચંદે પુછ્યું, 'એમાં કંઈ સાકુ સાકુ જોવાનું છે કે?'

'દેખનેકા તો ઐસા કુછ હયે નહિં. લેકિન બહોત પુરાની મસજીદ હયે.'

'ટાડે ટો ભાઈ ચલાવ અગાડી. અહીંઠી જ જોવાય છે ટે બસ છે.'

ભોમિયાની હાર થઈ અને ગાડી અગાડી ચાલી. હવે તો અમને પુછ્યા વિના એક બીજી મસીદમાં ભોમિયો ગાડી હંકાવી ગયો. 'હઝુર, યે હુમાયુકી કબર હયે.' તેનું ભાષણ ન સાંભળતાં અમે નિરીક્ષણ કરવામાં પડયા. મકાન ભવ્ય અને જોવા લાયક હતું. મસીદ રાતા પથ્થરથી બાંધી હતી, અને, પથ્થરમાં વચ્ચે આરસપહાણના કકડા

તો ઘણું, પણ, ભોમિયાઓએ મહેનત માટે, ઇનામ માટે, બક્ષિસ માટે તથા દસ્તુરીને બહાને, દલાલીને બહાને, ભાડાને બહાને કકડે કકડે જે પૈસા કઢાવ્યા તે આપતાં જીવ એટલો દુઃખી થયો કે એટલા પૈસા સામટા ડાંગો મારી લુંટી લીધા હોત તો વધારે સારૂં થાત એમ લાગ્યું. દીલ્હી આવતાં આ અન્તર્વેદનાથી અમારો ઉત્સાહ ભાગી ગયો, અને, દીલ્હી જોયા વિના જ ચાલ્યા જવું કે બીજા શહેરના ભોમિયા ઉપરનું વેર દીલ્હીના ભોમિયાપર વળાય એવો વિચાર અમને થવા લાગ્યો. પણ, હમારી સાથે હકમચંદ શેઠ હતા તે હમેશ બડાઈ મારતા હતા કે દીલ્હીના ઠગથી પણ હું ગાંજ્યો ન જાઉં, અને, તેમણે આ વખતે ભોમિયાને ગભરાવવાનું અને એક પાઈ પણ વધારે ન આપવાનું ભારે કામ માથે લીધું.

'સીરાઈ'માંથી અમને ગંગાપ્રસાદ નામે મેલાં કપડાંવાળો અને બદમાશ ચહેરાવાળો ભોમિયો મળી ગયો. તેને લઈ પહેલવહેલા અમે કુતુબમિનારો જોવા ગયા. ત્યાં પહોંચ્યા પછી ભોમિયાઓની રીત પ્રમાણે તેણે જીભ છુટી મુકી દીધી. 'હઝુર ! દેખો એ કુતુબ મિનારા હયે. કુતબુદ્દીનશાહ બાદશાહને બનવાયા. ઐસા ઉંચા મિનારા સારી જહાનમેં નહિં હયે. એ ઇસકી સામને હયે તો ભીમસેનકી ગદા હયે. તમામ લોહેકી. જીતની ઉપર હયે ઇતની જમીનકી અંદર હયે. 'ભીમસેનને સબકુ મારે બાદ કોઈ ના રહ્યા તો ગદા લ્યાં આકે જમીનમેં ગાડ દીઈ.' ભવ્ય કુતુબમિનારા ઉપર અમે ચડયા, ઉપરથી જણાતો આસપાસનો મનોહર દેખાવ જોયો, નીચે ઉતરી ભીમસેનની ગદા કહેવાતો વિચિત્ર સળંગ લોઢાનો થાંભલો જોયો, તે ઉપર અમર થવાની નિષ્ફળ આશામાં લોકોએ કોતરેલાં નામ વાંચ્યાં. પણ, એ બધી વાર ચિત્તમાં અંદર મનન કરવાનો અને અદ્ભુતતાથી આનંદ પામવાનો ભોમિયાએ અવકાશ જ આપ્યો નહિં. આખો વખત તે બોલ બોલ કરતો હતો. 'એ પથ્થરકી કમાન હયે ઇસકી દુસરી બાજુ દુસરા મિનારા હોનેવાલા થા. એ સામને મકાન હયે તો પ્રિથિરાજ રાજાને બંધવાયા. એ લ્યાં

'હઝુર, ઘર કિતને ઓ તો માલુમ નહિં, લેકિન—'

'ટાડે ટો ભાઈ મુંગો મુંગો અગાડી ચલાવ. હું શું ડેખાડવાનો હટો! હમાડી આંખો ફુટી ગઈ છે?'

શહેરમાં અમે પાછા જઈ પહોંચ્યા અને મુગલ બાદશાહોના મહેલનો હવે કિલ્લો બનાવ્યો છે તે જોવા ગયા. જનાનખાનાને ઠેકાણે થયેલા સોલજરોના બેરેક્સ આંખ કરતાં મનને વધારે કુતૂહલ કરાવે છે. પણ, ભોમિયાએ પાછી વાચાલતા શરૂ કરી હતી. બતાવવા લાયક સુંદર જગાઓ જોઈ તે પાછો ઉલ્લાસમાં આવ્યો હતો અને આશાવાન થયો હતો. સફેદ આરસપાહાણથી બાંધેલા એક રમણીય અને વિશાળ મકાનમાં લઈ જઈ સોનેરી અને બીજા કીમતી પથ્થરો ગોઠવ્યાથી દીપી ઉઠતી તેની ભિંતો તથા છત બતાવી તે બોલ્યો, 'હઝુર, એ દીવાન-એ-ખાસ હયે. એ ઉંચા જેસા પથ્થર હયે ઉસકે ઉપર મોરતખ્ત થા.'

'એ ડીવાનેખસ અને મોડટખસ હિંડુ છે કે મશલમાન, અને જીવટા છે કે ડાટેલા છે ટે પહેલું કહેજે.'

ભોમિયાના પેટમાં પાછું તેલ રેડાયું. પણ, હજી તે ઉલટમંદ હતો અને તેથી ખુશ ચહેરો જારી રાખી બોલ્યો, 'નહિ હઝુર, હિંદુ મુસલમાન ઐસા નહિં. ઓ તો—'

'ટાડે પાડશી કે ફિડંગી હશે.'

'નહિં, નહિં, ઓ તો ઉમરાવોકા દરબાર ભરનેકી જગો થી. ઉસકુ દીવાન-એ-ખાસ કહેતેથે. ઔર, મોરતખ્ત બાદશાહકુ બેઠને કે લિયે મોર પંખી માફક તખ્ત થા.'

'ડાટે લાંબાં લાંબાં નામ ન કહેટાં પહેલેઠી એમ જ કહેતુંકું ને! વાહુ, એ મોડ ટો જીવટો હશે.'

'મોર સચ્ચા નહિં.'

'મોડ પણ સાચો નહિં! જવા ડે, જવા ડે, ભાઈ. હું ટો ડીલ્લીમાં શું બટાવવા જેવું છે ટે જાણટો જ નઠી.'

ભોમિયાનો ચહેરો પાછો દયામણો થઈ ગયો. કંઈ વધારે બોલ્યા

ગોઠવ્યા હતા. ઉપર આરસપાહાણનો સુંદર ઘુમટ હતો. બધે ફરી રહ્યા અને મસીદના મુઝાવરે આવી સલામ કરી, અને, ભોમિયાને તેને માટે ભલામણ કરવાનો વખત આવ્યો જાણી હકમચંદ પોતાનો બધો વખત ઘુમ્મટ જોવામાં જ ગયો હોય અને કહેવાયેલા વર્ણન પર કંઈ લક્ષ આપ્યું ન હોય એવી આકૃતિ કરી બોલ્યા, 'શું કહ્યું, ગંગાપડશાટ ? આ કબડની હુમાયુ છે ?'

'નહિં મહારાજ, હુમાયુકી કબર.'

'આપડી બલા જાણે કે હુમાયુ એટલે શું અને કબડ એટલે શું. વાકુ, સમજાવ તો ખડો, હુમાયુનો માયનો શો ?'

'હઝુર, માયના તો ખબર નહિં હયે, લેકિન હુમાયુ બાદશાહ થા.'

'ટે ગમે ટે હશે, પણ, ટને માયનો ખબડ નઠી ?'

'નહિં હઝુર.'

ફતેહનો લાભ લઈ હકમચંદ અમારી તરફ ફર્યા અને બોલ્યા, 'જોયું કેની, આ ભોમિયા લોકો ટો કંઈ જ જાણટા નઠી. કોણ જાણે કોણ એવા શોઢી આપે છે.' ફરી ભોમિયા તરફ જોઈ તે બોલ્યા, 'વાકુ, તે બાડશા કાં છે. દેખાડ ટો ખડો, જોઈએ ટો ખડા કે બાડશા કેવો ડાય.'

'મહારાજ, હુમાયુ બાદશાહ તો ગુઝર ગયા. યહાં તો ઈસકી કબર હયે, લાસ દાટી હુઈ હયે.'

'અડડડડ, મડકું ડાટેલું છે કે ? ટાકું નખોડ જાય, અગાઉઠી કેમ ના બોલ્યો ? મશલમાનના મડડામાં ટે શું જોવાનું હટું, અને ટેના પડ ઠઈને ટે જવાય ? ચાલો ભાઈ, અહીંઠી જલડી ચાલો. આ ડીલ્હીના લોક ટો અડઢા મશલમાન જેવા ટે આભડછેડ શમજટા નઠી.'

'ભોમિયો ગભરાઈ ગયો, ગુંચવાઈ ગયો, આભો પડી ગયો, નિરાશ થઈ ગયો. ગાડીમાં અમે અગાડી ચાલ્યા. ગાડીમાંથી આઘે જણાતાં ખંડીએર બતાવી ભોમિયો બોલ્યો, 'દૂર દીખતા હયે વો પુરાના દીલ્હી હયે.'

'ટાં અસ્સલ કેટલાં ઘડ હશે ?'

( ૨ )

ગંગાપ્રસાદ આવ્યો નહિં ત્યારે તો અમને એમ લાગ્યું કે હવે ભોમિયા વિના નહિં ચાલે. વાજબી કિમ્મતે ભોમિયાની મદદનો અને તેના ચિત્તની મુશ્કેલીનો બન્નેનો લાભ મળી શકે છે, એમ માલમ પડ્યું તેથી ફરી જોવા નીકળતા પહેલાં બીજો ભોમિયો સાથે લેવાની ઉત્કંઠા થઈ. બોબડું બોલવાની અને કમઅક્કલ થવાની ટેવ વિના હકમચંદ બન્ને ઢોંગ બરોબર પાર ઉતારી શકયા તેથી અમને તેમના પર શ્રદ્ધા બેઠી હતી, અને, જે ત્રણ નવા ભોમિયા સીરાઈવાળાએ બોલાવી મંગાવ્યા તેમાંથી પસંદગી કરવાનું અમે હકમચંદને સોપ્યું. એકને તો તેની ઉંદર જેવી આંખો અને કાન જોઈને જ રજા આપી. બીજો બોલતાં બોલતાં વાંકો વળી જઈ મૂર્ખાઈ ભરેલું હસતો હતો, અને તે વેળા તેની મુખાકૃતિ એવી થતી હતી કે તે જોઇ કોઈ પણ આબરૂદાર માણસનો પગ લત્તાપ્રહાર માટે ઉપડયા વિના રહે નહિં. તોપણ ઇનસાફ ખાતર હકમચંદે તેની પરીક્ષા કરી જોઈ. ' ડીલ્લીમાં ખડેખડું જોવા જેવું શું વાકુ ?'

'હી–હી–ઈ. દેખને જેસી મીઠાઈવાલેકી દુકાન હયે. હી–હી–ઈ. ચુઆબીલ્લીકા કિસ્સેકા તમાશા હયે. હી–હી–ઈ. હમને સબ દેખા હયે. હી–હી–ઈ. તુમારે જો દેખના હોવે ઓ કહો; વાંહ લે જાવે. હી–હી–ઈ. હમ હુશીઆર હયે. હી–હી–ઈ.'

અહીંથી જ તે અટક્યો હોત તો ઠીક થાત, કેમકે આટલું તો તે મહોડે કરી લાવેલો હતો અને કડકડાટ બોલી ગયો. પણ, તેના વિશે અમને સારો અભિપ્રાય બંધાયો છે એમ માની ગુમાનમાં આવી તે પોતાની વર્ણનશકિત અજમાવવામાં પડયો અને એ વગર વિચાર્યા સાહસથી સપડાઇ ગયો. દરેક વાકયને છેડે હી-હી-ઈ કરી હસી વિરામ લેવાને બદલે અડધે અડધે પા પા વાકયે એ વિરામચિહ્નો મુકવા લાગ્યો, અને, દસ સેકન્ડમાં તો દરેક શબ્દની વચમાં અને આખરે દરેક અક્ષરની પછી હી–હી–ઈ કરી ગલાંતલાં મારતો એવી દશામાં આવી

વિના તે અમને મોતી મસજીદમાં લઈ ગયો. નાની મસીદની મનોહર સુઘટિત સુંદરતાને મોતીની ઉપમા ખરેખરી યોગ્ય હતી. હુકમચંદ હજી પગથીઆં પર જ હતા. ઉપર આવી તેમણે પુછ્યું, 'ગંગાપડશાટ, મેં શાંભળ્યું નહિ. આ કોનું ધડ છે?'

'ધર નહિં હયે.'

'ટાડે ઘોડ તો નઠી?'

'નહિં એ તો ફક્ત મસજીદ હયે. ઈસકા નામ મોતી મસજીદ.'

'પણ ટે મકાન બાંઢયું શા માટે?'

'ઓ તો બાંધનેવાલા જાને.'

'ટો, જા તેને પુછી આવ. જીવે છે કેની?'

'તોબાહ, તોબાહ. મર ગયાને અડાઈસો બરસ હુવે!'

'શા આજાડથી મડી ગયો?'

'ઓ તો માલુમ નહિં, નહિં કહે સકતા હું.'

'શીટલા નીકલ્યા હશે?'

'ભગવાન જાને કયા બીમારીસે મર ગયા. ઓ નહિં જાનતા હું'

'કે પછી મુઝાડો ના ઠયો હોય!'

'હઝુર, મેં કસમ ખા કે કહેતા હું કે મેરેકુ ખબર નહિં હયે. મર ગયા તો કુછ તો ઉસકુ હુવા હોયગા હી.'

ભોમિયામાં હવે કંઈ તેજી રહી જ નહોતી. બીજાઓને બક્ષીશ અપાવવાનું તો તે ભૂલી જ ગયો હતો અને પોતાને માટે માગવાનું પણ તેને સાંભરતું હોય એમ લાગ્યું નહિં. કિલ્લામાંથી નિકળતાં સાંજ પડી ગઈ. અમે બારોબાર સિરાઈમાં ગયા. ત્યાં જઈ ગંગાપ્રસાદે રજા માગી. જે આપ્યું તે લઇ પોલી સલામ કરી તે ચાલતો થયો, અને, બીજે દહાડે દેખાયો નહિ.

બે હાથ જોડીને તે બોલ્યો, 'જી હજુર, મેરા નામ ચકન.'

'ચકન! એનાઠી તો પડખુ મોટ આપે તે ભલું!'

'ક્યોં હજુર?'

કોઈએ જવાબ દીધો નહિં. 'ચકન' એ બેડોળ નામથી અમે બધા નિરાશ થઈ ગયા. કોઇ કાળા માથાના માનવીનું નામ ચકન તે હોય? અને એવું કઢંગું, એવું ઢંગધડા વિનાનું, એવું અડવું નામ સાંભળી રહેવાય કેમ? જોઈને દિલ ગોળો વળીને પેટમાં ઉતરી જાય એવું મ્હોં વખતે સહેવાય, કેમકે પરિચયથી બદસુરત મ્હોં પરનો અણગમો કંઈ ઓછો થઈ શકે છે; પણ જે નામ એક વાર મનમાં ખુંચ્યું તે તો સદા ખુંચતું જ રહેવાનું. ચકન! એ નામ દેતાં જીભ સહેરાઈ ન જાય? અમે ગુંચવણમાં પડ્યાં. બીજી રીતે ભોમિયો ઠીક હતો, અને, એવો બીજો મળવાનો કંઈ ભરોસો નહોતો. આખરે હકમચંદે સહેલો અને સારો ઉપાય શોધી કહાડ્યો.

'જો ભાઈ, ચકન એ નામઠી અમાડા પેટમાં શખલ ડખલ ઠાય છે ને અમને એ ફાવે નહિં. ટને ગંગાપડશાટ કહીએ ટો કંઇ હડકટ છે? એ નામ અમને રૂડુચટુ છે.'

'વાહ હજુર. બહોત અચ્છા. હમકુ ગંગાપરસાદ કહેના. ગંગાજીકા પરસાદ તો સબ કોઈ હવે.'

પર્વત જેટલી મ્હોટી મુસ્કેલી પતી ગઈ અને અમારા જીવને ટહાડક થઈ. વળી, વખતે ભોમિયો આખરે દગાબાજ નિકળ્યો તો 'ચકન' નામ કહી કંઇ એને ગભરાવાય? 'ગંગાપડશાટ' એ શબ્દોચ્ચારમાં હકમચંદ જે વૈકલપણું દાખલ કરી શકતા હતા તે વિના તો હાસ્ય-યુક્તિનો આરંભ જ થઈ શકે તેમ નહોતું. તેથી, બધી રીતે એ નામ જ જારી રાખવું ઠીક હતું.

પણ આ નવા ગંગાપ્રસાદની વધારે ઓળખાણ હજી થવાની બાકી હતી. ઘણે ઠેકાણે જવાનું છે તેથી જલદી જમી લેવાનું અમને કહી પોતે જવાની તૈયારી કરી તે બોલ્યો, 'હજુર, મેં બી

પહોંચ્યો કે ગમે તેવી ચતુરાઈ વાપર્યા છતાં કોઇ પણ માણસ તેને એ તરફડીઆમાંથી બચાવી શકે કે તેના સ્વરોચ્ચારમાંથી ખરો ખોટો કંઈ પણ અર્થ કહાડી શકે એમ રહ્યું નહિં. તે 'હુશિયાર' નહોતો પણ ખરેખરો હેવાન હતો એમાં જરા પણ સંદેહ રહ્યો નહિં, અને, મીઠાઇ-ની દુકાન આગળ અને ચુઆબીલ્લીના તમાશામાં ઉભા રહી હી–હી–ઈ કરી આનંદ પામવા હકમચંદે તેને એક પૈસો આપી જવા દીધો.

ત્રીજો આદમી અમારા ચિત્તમાં ઠશી ગયો. તેનાં લુગડાં તો ચલમની સાફીના રંગનાં હતાં, તોપણ પાસે જેટલું હતું તેટલું ઠીકઠાક કરીને તે આવેલો હતો. તેના માથાનો ફેંટો અસલ આખા પોતમાંથી થઈ ગયેલી લાંબી ચીંધરડીઓનો હતો, પણ, તે બરોબર વળ લઈ બાંધેલો હતો, અને, પગના જોડામાં કોઈ પણ ફાટેલી જગાએ થીગડું મારવું રહી ગયેલું નહોતું. લગાર પણ અવાજ થવા દીધા વિના જોડા ઉમરા બહાર કહાડયા અને પોતાની પીઠ ન દેખાય એવી કાળજી રાખી તે એક ખુણે બરોબર ગોઠવ્યા. અંદર આવી વાંકા વળી અમારામાંથી કોઈ એકના તરફ ખાસ નજર કર્યા વિના મિજલસની મુગલાઈ સલામ બધાને બજાવી અદબ વાળી તે ઉભો રહ્યો. સવાલનો જવાબ થઈ રહે એટલું જ તે ધીમેથી અને સંભાળથી બોલતો હતો, અને, જ્યારે પોતાની તુલના થાય એવો અભિપ્રાય આપવાનો પ્રસંગ આવતો ત્યારે તે પ્રથમ કાટલામાં વાલથી અને રતિથી તોળી જોતો હોય એમ બે આંખો વારા ફરતી નીચી કરી વિચાર કરી જોતો હતો. દીલ્લીની જોવા લાયક જગાઓ તે ગણાવી ગયો, અને, અમારે હવે કયાં કયાં જવાનું રહ્યું તેનો રસ્તાવાર અને કલાકવાર 'પ્રોગ્રામ' કરી આપ્યો. અમે રાજી થઈ ગયા, આગલા દિવસની ગમ્મત ભૂલી ગયા, હર્ષથી પ્રફુલ્લિત થઈ ગયા. આવા લાયકીવાળા માણસને તો એકદમ રાખી લેવો. પૈસા સંબંધી તેનાથી બીક રાખવાની જરૂર નથી, એમ સહુને લાગ્યું. પણ કોઈને ન સુઝી તે સાવચેતી લેવાનું હકમચંદને સુઝયું. 'ટાડાથી અમે પડશન છીએ. પણ, ટાકું નામ કહે.'

સૂચનાઓ તેણે કરી. ખાવાના પદાર્થની જેટલી દુકાન આવે તેટલી પર તે લાલસાભરી દૃષ્ટિ નાખતો હતો. થાકીને અમે એક દુકાને તેને નવેસરથી ખાવા બેસાડ્યો, અને, પંદર દહાડા સુધી ખુટે નહિં એટલું તેના પેટમાં સમાવવાનો દુકાનદારને ઇજારો આપ્યો. પણ એ બધી મહેનત ફોકટ ગઈ. ગંગાપ્રસાદને કોઈ રાક્ષસ તરફથી વારસામાં ભૂખ મળેલી હતી, અને, તે તૃપ્ત થાય એટલું તેના શરીરમાં એક સામટું માઈ શકતું જ નહોતું.

તેનામાં એક બીજી ' ખોડ ' હતી. જ્યારે ને ત્યારે તે અમને માલ ખરીદ કરવાનો આગ્રહ કરતો હતો. ગમે તેવાં નજીવાં બહાનાં કહાડી તે અમને કપડાંની,સોનારૂપાનાં વાસણની,શાલની, દુપટ્ટાની,એવી જાતજાતની દુકાનોમાં લઈ જતો હતો, અને, અમે ખરીદ કરીશું એવી જે કોઈ માલ વિશે તેને વકી લાગે તે તમામ કહડાવી કહડાવીને અમને દેખડાવતો હતો. દુકાનદારો પાસેથી તેને દલાલી મળતી હતી એ તો ખુલ્લું હતું. પણ, તેની ચપળતા રોકવાનો કંઈ ઉપાય જણાતો નહોતો. આખરે હુકમચંદે તેને દાવમાં લીધો. ગાડીમાં બેઠા બેઠા ભોમિયો સાંભળે તેમ તેમણે કહ્યું, ' અહીંઠી ઠોડી બટ્ટીની પાઘડીઓ ખડીડ કડી લેવાનો આપડો વિચાડ છે. જુમ્મામશીડ ટો જોઇએ, પછી ઠઈ રૂડહેશે. '

માછલીએ ગલ ગળ્યો. થોડી વાર થઈ ને ગાડી ઉભી રહી.

' આ આવ્યું ટે શું ? '

' હજુર, સારે દીલ્લીમેં સબસે અચ્છી પગડીયાં યહાં મીલતી હયે. દેસાવર બી યહાંસેંહી જાતી હયે. '

' પણ ટને ગાડી અહીંઆ લાવવાનું કોણે કહ્યું ? જુમ્મામશીડે હંકાવી જવાનું ટને કહ્યું હટું ને ! '

' લેકિન મેરેકુ સુરત હયે કે આપને કહા કે પગડીઆં લેનેકી હયે. '

' અડે ભાઈ, હમાડી શડટ ટાડે શું કામ રૂડાખવી પડે ! ટું ટાડું હોય તેની જ શડટ રૂડાખને એટલે ઠયું. ટને આટલા આટલા શંટાપ ટેમાં વડી હમાડું ટાડે માઠે શું કામ નાખીયે ? હમાડું લાગ્યું ટે હમે જ ભોગવી લઈશું. અમને શડટ રૂડાખટાં આવડે છે. ટું ટાડે હંકાવ ને.'

ઘરકુ જાકે ખાકે આતા હું. મેરા મકાન જરા દૂર હયે તો દેર લગેગી. લેકિન મેં આ પહોંચુંગા. આપ ગાડી કર રખના. ત્યાં નહિં તો નાકે પર આપકું મિલ જાઉંગા.'

આ લુચ્ચાઈ હતી. એને ખબર હતી કે એના આવ્યા વિના અમારાથી નિકળી શકાય એમ હતું નહિ. વખત નકામો કહાડી નખાય નહિં, અને, રસ્તામાં મળવાના સંભવ ઉપર આધાર રખાય નહિં. તેને અમારી સાથે બેસી જમી લેવાનું કહ્યું. તેણે ઘણી ઘણી સલામો કરી માફી માગી, 'હઝુર, ઐસી બેઅદબી ના હોવે. આપ ભોજન કર લો. ફિર મેં ખાઉંગા.' એકદમ એનો પાટલો મંડાવી અમે એને અમારી સાથે બેસી જવાનો હુકમ કીધો. કાચું અને ખોરૂં ખાવું ન પડે માટે અમે ખાસ પૈસા આપી જે સારી રસોઈ કરાવી હતી તેમાંથી ઘણું થોડું અમારે ભાગે આવ્યું. ગંગાપ્રસાદ ઘણા દહાડાનો ભૂખ્યો હતો, અને ફરી ક્યારે ખાવાનું મળશે એની તેને ખાત્રી નહોતી. બીજી રસોઈ કરવા રહીએ તો મોડું થઈ જાય એમ હતું.

આમ પાઠ પહેલો—ભાગ પહેલો પૂરો થયો. ભૂલ થઈ હતી ખરી, પણ, હવે તો થઈ તે થઈ.

સજ્જ થઈ અમે નીકળ્યા. પણ, નાકું આવ્યું તે પહેલાં તો ગંગાપ્રસાદે ગાડી ઉભી રખાવી. ગાડીપરથી ઉતરી તેણે કહ્યું, 'હઝુર પીછે આતે બહોત દેર હોયગી. ખાનેકા કુછ સાથ લેના ચાહીએ. દૂર જાનેકા હયે, ફિરનેકા હયે, ઔર તકલીફ હયે. યે દુકાનમેં પુરી ઔર કચોરી ઔર મીઠાઈ ઔર આચાર બહોત અચ્છા મિલતા હયે.'

અમે કચવાયા પણ આખરે થેલી છોડી અને કંડીયો બંધાવી અગાડી ચાલ્યા. એક બે જગાઓ જોઈ એટલે ગંગાપ્રસાદે ફરી ભલામણ કરી, 'હઝુર, ત્યાં મસાલેદાર દાલ ઔર ભજીયે તોફેહ મિલતે હયે.' અને એટલેથી જ પત્યું નહિ. 'એ આદમી ગરમ દૂધ ઉમદા બેચતા હયે,' 'એ બરતનમેં સેરડીકા રસ હયે. લોક મઝેસે પીતે હયે.' એવી અનેકાનેક

અઢા વીશડી ગયા. એમાં ને એમાં વાડ ઠઈ ગઇ. પણુ, હવે ટા ટને આ કહ્યું કે જુમ્મામશીડે લેજે.'

'લેકિન હઝુર, વાં બિલકુલ દેર નહિં હોયગી. ખુશી ના હોવે તો પગડીઆં ના લેની. લેકિન ઉતર કે દેખો તો ખરે, કૈસી બેનમુન પગડીઆં હયે! આપ દીલ્લી દેખનેકુ નિકલે ઔર પગડીઆં દેખે સિવાય જાઓગે?'

'પાઘડીઓ ટો હમાડે લેવી જ નઠી. આ માઠે છે ટેટલી જ ડીલ્હીમાં શલામટ ર્ટહે ટો બહુ છે ને! હવે ટો જુમ્માંમશીડમાં જીવ ભડાઇ ર્ડહ્યો છે. ચલાવ, અગાડી ચલાવ.'

'લેકિન હઝુર, પાવ ઘંટાભી વાં નહિં હોયગા. ઔર અબ જલદી કરનેકી જરૂર બી ક્યા હયે? જુમ્માસમજીદમેં નિમાઝકા બખત હો ગયા તો વાંહ જાનેસે અબ ફાયદા નહિં. તો ઘડીભર વાં પગડીઆં દેખ લો.'

દગલબાજ હરામખોર! હમારૂં પાંચ રૂપીઆનું ધાન ખાઈ ગયો, હમારો જીવ દુખાવી અમારી સમક્ષ અમારે ખરચે મીજમાની ખાધી, અને આખરે તે દહાડે અમારૂં જુમ્માસમસીદ જોવાનું ખોવડાવ્યું! તેને પાઘડીની દલાલી માટે ફાંફાં મરાવી નિરાશ કર્યો પણુ તેટલાથી અમારૂં વેર વળે તેમ નહોતું. માર મારવો એ બને તેમ નહોતું. તેથી, હકમ-ચંદે બીજી યુક્તિ શોધી કહાડી. 'ગંગાપડશાટ, આજે ટો મોડું થઇ ગયું છે ટે પાછાં મુકામે ચાલો: કાલે શવાડમાં વ્હેલા આવજો. જુમના નડી ને નેહેડ જોઈ આવીશું: પાછા આવટાં જુમ્મામશીડમાં જઈશું અને ચંડની ચોકમાં ફ્ડીશું.'

સીરાઈમાં અમે પાછા આવ્યા અને ગંગાપ્રસાદ ઘેર ગયો. ગાડીમાં અમે ચાર જણા બેસતા હતા અને ગંગાપ્રસાદ બહાર હાંકનાર જોડે બેસતો હતો. તેની એ જગા લેવાને હકમચંદે એક સિપાઈ ભાડે રાખ્યો. અને, તેને સવારે પટો પહેરીને આવવાનું ફરમાવ્યું. સીરાઈની પાડોશમાં ઘોડો બંધાતો હતો, તેના સદ્દગુણ અમે નજરે જોયા હતા અને તેને ગંગાપ્રસાદને માટે ભાડે ઠરાવી મુકયો.

સવારે આવતાં પોતાને બેસવાની જગા ગયેલી જોઇ સોમિયો નિરાશ થયો.

દસ મીનીટ થઈને ફરી ગાડી ઉભી રહી. એ પણ પાઘડીની દુકાન હતી. લોકો પાઘડીઓ લેતા હતા તે જાણે જોવાતું જ ન હોય તેવો ડોળ કરી હકમચંદ બોલ્યા,

‘વાહ, આ જુમ્મામશીડ કે? મકાન ડો શડશ હો! બાડશાઓ અહીં નમાજ પડવા આવટા કે ગંગાપડશાટ?’

‘હુઝુર! આપ હસતે હો. યે મસજીદ નહિં હયે. એ તો અબી આયગી. લેકિન યે દુકાન રસ્તેમેં આઈ. વ્હાં ઐસી તરેહ તરેહકી પગડીઆં—’

‘હા, બડોબડ, બડોબડ, ટાડો વાંક નઠી. ટને કહેવું જ રૂડહી ગયું કે આજ પાઘડીઓ લેવી નઠી. જોવામાં પડયા ટે કહેવું શાંભડયું નહિં. જુમ્મામશીડ ડેખાડવા લઈ જજે એ કહેવું પણ રૂડહી ગયું હશે. ફીકડ નહિં, હવે ટાં લેજે, ટમકુ ટશડી પડટી હે, હો ગંગાપડશાટ!’

ગાડો ગમે એટલી અગાડી જાય પણ જુમ્માસસીદ આવે જ નહિં. થોડી વાર થઇને ગાડી ફરી ઉભી રહી—પણ તે પાછી પાઘડીઓની દુકાન આગળ. અમે ચીડાઈ ગયા, પણ, હકમચંદના મ્હોપર અચંબો અને ખુશી ફેલાઇ રહ્યાં. નવાઇ પામતાં આંખો ઉંચી કરી તે બોલ્યા,

‘આખડે આવી પ્હોંચ્યા ખડા. શું જુમ્માસશીડનું મકાન છે! હવે ટે એવું કોણ બંઢાવે? ટો પણ જડા નહાનું ખકું હો! ટોએ શી એની બાંઢણી છે! શી એની નકશી છે! અઢડક પૈશો ખડચી નાખ્યો હશે. અને ટેમાં એ—’

‘હુઝુર, માફ કરના. યે જુમ્મામસજીદ નહિં હયે. યે તો—’

‘અડે ટાડીની! ટાડે એ શું છે?’

‘ઐસા દીખતા હયે કે—કે—હાં અબ સમજ પડી. યે તો પગડીઆંકી દુકાન—’

‘ગંગાપડશાટ, હમાડા જેવા ભુડકણા કોઈ નહિં. મનમાં પડઠમડી નક્કી ઢાડી મુકેલું કે ટને કહીશું કે આજ પાઘડીઓ લેવી નઠી, ને એમ પણ ઠયેલું કે ગંગાપડશાટને કહીએ કે હવે ટો જુમ્મામશીડ ડેખાડ. પણ, ટુમાડી ખાવાકી રૂડીટ આજ શેજશાજ જોઈ ટેઠી હડખ એસા ડયા કે

ઢા વીશડી ગયા. એમાં ને એમાં વાડ ઠઈ ગઇ. પણ, હવે ટો ટને માં કહ્યું કે જુમ્મામશીડે લેજે.'

'લેકિન હજુર, વ્યાં બિલકુલ દેર નહિં હોયગી. ખુશી ના હોવે તો ાગડીઆં ના લેની. લેકિન ઉતર કે દેખો તો ખરે, કૈસી બેનમુન પગડીઆં ચે! આપ દીલ્લી દેખનેકુ નિકલે ઔર પગડીઆં દેખે સિવાય જાઓગે?'

'પાઘડીઓ ટો હમાડે લેવી જ નઠી. આ માઠે છે ટેટલી જ ડીલ્લીમાં લામટ ર્ટહે ટો બહુ છે ને! હવે ટો જુમ્માંમશીડમાં જીવ ભડાઇ ડ્યો છે. ચલાવ, અગાડી ચલાવ.'

'લેકિન હજુર, પાવ ઘંટાભી વ્યાં નહિં હોયગા. ઔર અબ જલદી રનેકી જરૂર બી કયા હયે? જુમ્મામસજીદમેં નિમાઝકા બખત હો ગયા ા વાંહ જાનેસે અબ ફાયદા નહિં. તો ઘડીભર વ્યાં પગડીઆં દેખ લો.'

દગલબાજ હરામખોર! હમારૂં પાંચ રૂપીઆનું ધાન ખાઈ ગયો, મારો જીવ દુખાવી અમારી સમક્ષ અમારે ખરચે મીજબાની ખાધી, અને આખરે તે દહાડે અમારૂં જુમ્માઅમસીદ જોવાનું ખોવડાવ્યું! તેને પાઘડીની દલાલી માટે ફાંફાં મરાવી નિરાશ કર્યો પણ તેટલાથી અમારૂં રે વળે તેમ નહોતું. માર મારવો એ બને તેમ નહોતું. તેથી, હકમ-ચંદે બીજી યુક્તિ શોધી કહાડી. 'ગંગાપડશાટ, આજે ટો મોડું થઇ ગયું છે ટે પાછાં મુકામે ચાલો. કાલે શવાડમાં વ્હેલા આવજો. જુમના ડી ને નેહેડ જોઈ આવીશું. પાછા આવટાં જુમ્મામશીડમાં જઈશું અને ચંડની ચોકમાં ફડીશું.'

સીરાઈમાં અમે પાછા આવ્યા અને ગંગાપ્રસાદ ઘેર ગયો. ગાડીમાં અમે ચાર જણા બેસતા હતા અને ગંગાપ્રસાદ બહાર હાંકનાર જોડે બેસતો હતો. તેની એ જગા લેવાને હકમચંદે એક સિપાઈ ભાડે રાખ્યો. અને, તેને સવારે પટો પહેરીને આવવાનું ફરમાવ્યું. સીરાઈની પાડોશમાં ઘોડો બંધાતો હતો, તેના સદ્ગુણ અમે નજરે જોયા હતા અને તેને ગંગાપ્રસાદને માટે ભાડે ઠરાવી મુકયો.

સવારે આવતાં પોતાને બેસવાની જગા ગયેલી જોઇ મોમિયો નિરાશ થયો.

દસ મીનીટ થઈને ફરી ગાડી ઉભી રહી. એ પણ પાઘડીની દુકાન હતી. લોકો પાઘડીઓ લેતા હતા તે જાણે જોવાતું જ ન હોય તેવો ડોળ કરી હકમચંદ બોલ્યા,

'વાહ, આ જુમ્માસશીડ કે? મકાન ડો શડશ હો! બાડશાઓ અહીં નમાજ પડવા આવટા કે ગંગાપડશાટ?'

'હજુર! આપ હસતે હો. યે મસજીદ નહિં હયે. એ તો અભી આયગી. લેકિન યે દુકાન રસ્તેમેં આઈ. જ્યાં ઐસી તરેહ તરેહકી પગડીઆં—'

'હા, બડોબડ, બડોબડ, ટાડો વાંક નઠી. ટને કહેવું જ રૂડહી ગયું કે આજ પાઘડીઓ લેવી નઠી. જોવામાં પડયા ટે કહેવું શાંભડયું નહિ. જુમ્માસશીડ ડેખાડવા લઈ જજે એ કહેવું પણ રૂડહી ગયું હશે. ફીકડ નહિં, હવે ટાં લેજે, ટમકુ ટશડી પડટી હે, હો ગંગાપડશાટ!'

ગાડો ગમે એટલી અગાડી જાય પણ જુમ્માસસીદ આવે જ નહિં. થોડી વાર થઇને ગાડી ફરી ઉભી રહી—પણ તે પાછી પાઘડીઓની દુકાન આગળ. અમે ચીડાઈ ગયા, પણ, હકમચંદના મહોપર અચંબો અને ખુશી ફેલાઇ રહ્યાં. નવાઈ પામતાં આંખો ઉંચી કરી તે બોલ્યા,

'આખડે આવી પ્હોંચ્યા ખડા. શું જુમ્માસશીડનું મકાન છે! હવે ટે એવું કોણ બંઢાવે? ટો પણ જડા નહાનું ખકું હો! ટોએ શી એની બાંઢણી છે! શી એની નકશી છે! અઢડક પૈશો ખડચી નાખ્યો હશે. અને ટેમાં એ—'

'હજુર, સાફ કરના. યે જુમ્માસજીદ નહિ હયે. યે તો—'

'અડે ટાડીની! ટાડે એ શું છે?'

'ઐસા દીખતા હયે કે—કે—હાં અબ સમજ પડી. યે તો પગડીઆંકી દુકાન—'

'ગંગાપડશાટ, હમાડા જેવા ભુડકણા કોઈ નહિં. મનમાં પડઠમકી નક્કી ઢાડી મુકેલું કે ટને કહીશું કે આજ પાઘડીઓ લેવી નઠી, ને એમ પણ ઠયેલું કે ગંગાપડશાટને કહીએ કે હવે ટો જુમ્માસશીડ ડેખાડ. પણ, ટુમાડી ખાવાકી રૂડીટ આજ શેજશાજ જોઈ ટેઠી હડખ એસા ડયા કે

બઢા વીશડી ગયા. એમાં નેં એમાં વાડ ઠેઈ ગઇ. પણ, હવે ટો ટને આં કહ્યું કે જુમ્માસશીડે લેજે.'

'લેકિન હઝુર, વ્હાં બિલકુલ દેર નહિં હોયગી. ખુશી ના હોવે તો પગડીઆં ના લેની. લેકિન ઉતર કે દેખો તો ખરે, કૈસી બેનમુન પગડીઆં હયે! આપ દીલ્લી દેખનેકુ નિકલે ઔર પગડીઆં દેખે સિવાય જાઓગે?'

'પાઘડીઓ ટો હમાડે લેવી જ નઠી. આ માઠે છે ટેટલી જ ડીલ્લીમાં શલામટ ર્‌ટહે ટો બહુ છે ને! હવે ટો જુમ્માંમશીડમાં જીવ ભડાઇ ર્‌ડહ્યો છે. ચલાવ, અગાડી ચલાવ.'

'લેકિન હઝુર, પાવ ઘંટાભી વ્હાં નહિં હોયગા. ઔર અબ જલદી કરનેકી જરૂર બી કયા હયે? જુમ્મામસજીદમેં નિમાઝકા બખત હો ગયા તો વાંહ જાનેસે અબ ફાયદા નહિં. તો ઘડીભર વ્હાં પગડીઆં દેખ લો.'

દગલબાજ હરામખોર! હમારૂં પાંચ રૂપીઆનું ધાન ખાઈ ગયો, હમારો જીવ દુખાવી અમારી સમક્ષ અમારે ખરચે મીજબાની ખાધી, અને આખરે તે દહાડે અમારૂં જુમ્માસીદ જોવાનું ખોવડાવ્યું! તેને પાઘડીની દલાલી માટે ફાંફાં મરાવી નિરાશ કર્યો પણ તેટલાથી અમારૂં વેર વળે તેમ નહોતું. માર મારવો એ બને તેમ નહોતું. તેથી, હકમચંદે બીજી યુક્તિ શોધી કહાડી. 'ગંગાપડશાટ, આજે ટો મોડું થઇ ગયું છે ટે પાછાં મુકામે ચાલો: કાલે શવાડમાં વ્હેલા આવજો: જુમના નડી ને નેહેડ જોઈ આવીશું: પાછા આવટાં જુમ્મામશીડમાં જઈશું અને ચંડની ચોકમાં ફડીશું.'

સીરાઈમાં અમે પાછા આવ્યા અને ગંગાપ્રસાદ ઘેર ગયો. ગાડીમાં અમે ચાર જણા બેસતા હતા અને ગંગાપ્રસાદ બહાર હાંકનાર જોડે બેસતો હતો. તેની એ જગા લેવાને હકમચંદે એક સિપાઈ ભાડે રાખ્યો. અને, તેને સવારે પટો પહેરીને આવવાનું ફરમાવ્યું. સીરાઈની પાડોશમાં ઘોડો બંધાતો હતો, તેના સદ્‌ગુણ અમે નજરે જોયા હતા અને તેને ગંગાપ્રસાદને માટે ભાડે ઠરાવી મુકયો.

સવારે આવતાં પોતાને બેસવાની જગા ગયેલી જોઇ ભોમિયો નિરાશ થયો.

'ગંગાપડશાટ, ટું ચાલટો આવજે. ટું આવી પહોંચીશ ટાં શુધી આ અમાડો શપઇ છે ટે જોવા જેવું હશે ટે બટાવટો ડશે. બઢે અમે ટાડી વાટ જોઇશું.'

ગંગાપ્રસાદથી એટલે દૂર ચાલતા અવાય એ અશક્ય હતું. ગાડીમાં મુકેલું ખાવાનું જોઈ તેની ખાતરી થઈ કે પછાડીથી જવામાં તેને સર્વ પ્રકારે હાનિ જ છે. વળી સાથે આવવાનું મુકી દેવાની તેને ઇચ્છા થાય તેમ નહોતું. ખાવાનું હતું અને ચંદની ચોકના બજારમાં અને દુકાનોમાં અમારી જોડે આવવાનું હતું. મુશ્કેલીથી તે ગુંચવાઈ ગયો.

'પણ ૨ડાખ. વાકુ ટને ઘોડે બેશતાં આવડે છે? પેલો ઘોડો શવાડીનો જણાય છે. ઝાઝું ભાડું શું લેશે?'

ગંગાપ્રસાદે તરત હા કહી. ઘોડે બેસતાં આવડતું હોય કે ન હોય પણ અત્યારે તો બેસવામાં જ લાભ હતો. સવાર સાથે અમારી ગાડી ચાલી. પણ ગાડી સાથે રહેવું ગંગાપ્રસાદને મુશ્કેલ જણાવા લાગ્યું. રસ્તામાં જે કંઈ આવે તેનાથી ઘોડો ભડકતો હતો, અને, એ બાબતમાં લેશ માત્ર પણ પક્ષપાત કરતો નહોતો.

'ઘોડો ટેજડાડ છે હો! ગંગાપડશાટ, ટમાડા જેશા શવાડ હોય ટે જ આમ કુડા શકટા હે.'

ગંગાપ્રસાદને ઘોડો કુદાવવાનો બીલકુલ લોભ નહોતો. ઘોડાને ભડકતો અટકાવવાને તે લગામ તાણતો હતો અને ઢીલી મુકતો હતો, પણ બન્ને તરેહના ઉપાય નિષ્ફળ જતા હતા. અધુરામાં પુરૂં વળી તેને પુંછડી નહોતી. તે સફાઇબંધ કપાયેલી નહોતી તેથી શોભા સારૂ કાપી હશે કે પુંછડી પર બહુ વાર જોર કરીને બેઠાથી તે ઘસાઈ ગઇ હશે તે કહેવાતું નહોતું. પુંછડીને અભાવે માખીઓ અને મચ્છરો સાથે પાછલો પગ ઉંચો કરી ઘોડાને લડાઇ ચલાવવી પડતી હતી. આથી થતા દેખાવની ગંગાપ્રસાદને ફીકર નહોતી, પણ, ઘોડો જ્યારે માથા પરનો મચ્છર એ પ્રમાણે લાત મારી ઉડાવતો ત્યારે તેને હરકત ન થાય માટે કયી તરફ વળી જવું એ વિશે ગંગાપ્રસાદ બહુ સંકડામણમાં પડતો હતો. પગ ઉંચો કરવાનો ઘોડાને



ભોળિયાને દીધેલી ભૂલથાપ.

વખત મળે નહિ માટે ગંગાપ્રસાદે તેને દોડાવવાનો પ્રયત્ન કર્યો. અમારી ગાડી પાસે આવી પહોંચતાં ઘોડાએ ડોક લાંબી કરી ગંગાપ્રસાદનો પગ કરડયો

'ઘોડો હેટ કડે છે હો! ગંગાપડશાટ, જાનવડને એ શી માયા છે! એટલા ઓડખાણમાં પગ ચાટવા માંડયો!'

ગંગાપ્રસાદને એ હેત બીલકુલ પસંદ નહોતું. અને 'ચાટેલો' પગ તે ઘડી ઘડી ઉંચો કરતો હતો; પણ, ઘોડાને સંભાળવામાં એટલો વખત જતો હતો કે પગ તપાસી જોવાની તેને ફુરસદ મળતી નહોતી. એવામાં રસ્તામાં ઘાસની ગંજી આવી, અને, ઘોડો ભડકવાને બદલે તે તરફ જોરથી ધસી ગયો. ગંગાપ્રસાદને તે ગંજીની એટલે પાસે લઈ ગયો કે ગંગાપ્રસાદના મ્હોમાં, નાકમાં ને આંખમાં ઘાસ પેઠું. અલબત્ત, મફતનું ઘાસ ખાવાની ગંગાપ્રસાદની દાનત હતી જ નહિં, અને, તરત તે પાછો હઠયો. પરંતુ, ઘોડાનો મત તેનાથી ભિન્ન હતો અને ગંજીમાંથી ઘાસ ખેંચી ખેંચીને તે ખાવા લાગ્યો. ગંગાપ્રસાદનો કોણ જાણે કયારે છુટકો થાત, પણ ગંજીનો રખેવાળ આવી પહોંચ્યો. લાકડી પડતાં ઘોડો ગંજી છોડીને નાઠો. ગંગા-પ્રસાદે પણ મુગે મ્હોડે લાકડીઓ ખાઇ લીધી.

નેહેર જોવા જવાની અમારે કંઇ જ ઉતાવળ નહોતી, અને, તેથી જેટલીવાર ગંગાપ્રસાદનો ઘોડો અટકે તેટલી વાર અમે પણ ગાડી ઉભી રાખતા હતા. અમારી પાસે થઈ ઘોડો પુરપાટ દોડતો નિકળ્યો એટલે હુકમચંદે માથું બહાર કાહાડી બુમ પાડી, ગંગાપટશાડ! આ ટડફ, આ ટડફ. ઘોડો ના ડોડાવીશ. ટાડે માટે અહીં જ ઉભા છીએ.' ગંગાપ્રસાદ ઘોડો દોડાવતો જ નહોતો અને કઇ તરફ જવું એ તેના હાથમાં હતું જ નહિં, એ અમે જાણુતા હતા અને તે પણ જાણુતો હતો, અને તેથી, તેને માટે હુકમચંદે જે દાઝ બતાવી તેની તે કદર પિછાની શકયો નહિં. થોડે ગયા એટલે તારના થાંભલા આવ્યા, તે જોઈ જાણે યમના દૂત ઉભેલા દીઠામાં આવ્યા હોય અને તેને લડાઈમાં હરાવ્યા વિના અગાડી જવાય એમ ન હોય તેમ ઘોડો બે પગે ઉભો થઈ ગયો, અને ગંગાપ્રસાદ એક પડખેથી ભોંય પર સરી પડયો. થોડો અફળાયો હશે, પણ તે પાછો

તરત ઘોડા પર સવાર થઈ ગયો અને જાણે કંઈ બન્યું ન હોય તેમ ઘોડો અગાડી ચલાવવા લાગ્યો. પણ એવામાં બીજો થાંભલો આવ્યો અને પછી એની એ હકીકત અથથી ઇતિ સુધી બની. આમ બે ત્રણ વાર થયું. પછી પાસે આવતાં હકમચંદ બોલ્યા,

'ગંગાપડશાટ, ઘોડો અડબી છે કે શીંઢી? ચાલટો રૂડવાલ ચાલે છે, અને, ઘડી ઘડી કેવો ભભકા ઝાડ જેવો ખડો ઠઈ જાય છે! પણ, ટમકુ પાડ નાખટા હે એટલા ખોટા. એ ટો એટલું શાકું છે કે ટાડના ઠાંભલા બઢા એક ટડફ નથી પણ રસ્ટાની બે કોડે છે, ટેઠી આ ટડફ પછડાય ટે પેલી ટડફ પછડાયાઠી ઠીક ઠઈ જાય છે અને પેલી ટડફ પછડાયાનું આ ટડફ પછડાયાઠી ઠીક ઠઈ જાય છે."

આ સભ્યતાથી અને વૈદ્યકજ્ઞાનના પ્રકાશથી ગંગાપ્રસાદની અન્તર્વેદના વધી તે ઢાંક્યું રહ્યું નહિં. ચીડાઇને ઘોડા વિશે તે કંઈ કહેવા જતો હતો એટલામાં બીજો તારનો થાંભલો આવ્યો અને તેને બોલવાનો વખત મળ્યો નહિં. ઘડી ઘડી આ વાત બનવાથી મઝા જતી રહેવા આવી હતી, તેથી, બીજી વાત કહાડવાનો ઇરાદો હકમચંદે કર્યો, અને ગાડી પાસે પ્રયત્ન કરી ગંગાપ્રસાદને હાંફતો આવી પહોંચેલો જોઇ બોલ્યા, 'કાલનું ખાઢેલું ટો પચી ગયું હશે. મને રૂડાટે ફકડ ઠટી હટી કે ગંગાપડશાટને આફડો ચડશે ટો શું કડીશું અને જોવા કેમ કડી જઈશું.'

'અરે હઝુર, કલકા ખાના તો યે કમ્બખ્ત ઘોડેને સબ ભુલા દીયા. અબતો આપકી રજા હોવે તો યે ઘોડા છોડકે મેં ઘર જાઉં. મેરી મહેનત કે પેસે મત દેના. મેં નહિં મંગતા હું.'

'પણ આ ઘોડાને કોણ સાચવે અને કોણ લઈ જાય? હમને કુછ ટમ જેસા ઘોડેશવાડ ઠટા આવડટા હે?'

'ઘોડા તો જીનકી આર ભૂતકી સવારી લાયકકા હયે. ઇસકું કિરાયાસે ફિરાનેવાલા બડા બદમાશ હોના ચાહીએ. ઐાર જીસકી દુમ તમામ કટ ગઈ ઉસકુ ઘોડા કાૈન કહેતા હયે?'

ઘોડાની અને તેના માલીકની નિન્દા કરી સંતોષ પામવાનું પણ ગંગા-

પ્રસાદથી બહુ વાર બન્યું નહિ. એક લટકતું કાણું ચીથરૂં જોઈ ઘોડો ફરી ભડક્યો અને બહુ જ આવેશમાં આવી દોડવા લાગ્યો. ગંગાપ્રસાદનો કાબુ ઘોડા પરથી તદ્દન જતો રહ્યો હતો અને ઘોડાનો અટકવાનો વિચાર હોય એમ જણાતું જ નહોતું. ગંગાપ્રસાદની પીઠ જ દેખાતી હતી, પણ, તેના મ્હોંપર હવે ચપળતા લેશમાત્ર રહી નહિ હશે એમ અનુમાન થઈ શકતું હતું. ઘોડો અને ગંગાપ્રસાદ અમારી તરફ પાછા આવે એમ લાગતું નહોતું, તેથી, અમે ગાડી તેમની તરફ દોડાવી ઘણે આઘે ગયા પણ એમાંથી એકે મળ્યા નહિ. રસ્તામાં ગંગાપ્રસાદનો ફેંટો અને જોડા પડેલા મળ્યા, અને, સીતાને રાવણ ઉપાડી ગયા પછી તેની ખોળ કરતાં રસ્તામાં સીતાનું ઝાંઝર પડેલું જોઈ રામનું ચિત્ત ઉભરાઈ આવ્યું હતું તેવી વૃત્તિ ગંગાપ્રસાદની આ નિશાની જોઈ અમને થઈ.

અમે મુકામે પાછા આવ્યા ત્યારે ઘોડો પોતાને સ્થાને પાછો આવેલો હતો. ગંગાપ્રસાદનો ભાણેજ તેનો ફેંટો અને જોડા લેવા આવ્યો તેનાથી ખબર પડી કે ગંગાપ્રસાદને થાક લાગ્યો છે અને અમારી સાથે ભોમિયો થઈ આવવાનું તેનાથી બને એમ નથી.

દીલ્લીથી અમે નિકળ્યા ત્યાર પછી તરત તો ત્યાંના ભોમિયા અમને વિસરી ગયા નહિં જ હોય.

૫

## ભોમિયાને દીધેલી ભુલથાપ*

(સંવાદરૂપ)

પાત્રોઃ—કરમચંદ, વખતચંદ, હકમચંદ, ગંગાપ્રસાદ.

### પ્રવેશ ૧ લો.

સ્થળઃ દીલ્હીમાં એક સિરાઈ.

કરમચંદઃ—ભોમિયાઓ જે દુઃખ દે છે તે તો જેને તેમની સાથે પ્રસંગ પડ્યો હોય તે જ જાણે. મુસાફરીમાં સહેલ કરવા સારૂ આપણે

* આ પહેલાના લેખના પ્રથમ ભાગ ઉપરથી રચેલો સંવાદ.

ઉત્તર હિંદુસ્તાનમાં ફરવા નીકળ્યા, પણ, ગામે ગામ જોવા લાયક ઠેકાણાં બતાવવા આવનાર ભોમિયાઓ તરફથી જે પીડા ખમવી પડી તેથી આપણી તો ખાતરી થઈ કે દુનિયામાં ભોમિયા છે ત્યાં સુધી મુસાફરીમાં સુખ હોઇ શકે જ નહિ.

વખતચંદઃ—કરમચંદ; ખરૂં કહો છો. અજમેર, જયપુર, ભરતપુર, આગ્રા, અલીગઢ એ શહેરોમાં જોયું તો ઘણું, પણ ભોમિયાઓએ મહેનત માટે, ઇનામ માટે, બક્ષિસ માટે તથા દસ્તુરીને બહાને, દલાલીને બહાને, ભાડાને બહાને, કકડે કકડે જે પેસા કહડાવ્યા તે આપતાં જીવ એટલો દુઃખી થયો કે એટલા પૈસા સામટા ડાંગો મારી લુંટી લીધા હોત તો વધારે સારૂં થાત એમ લાગે છે.

કરમચંદઃ—આ દીલ્લી તો ઠગની નગરી છે. માટે, દીલ્લી જોયા વિના જ ચાલ્યા જવું કે બીજા શહેરના ભોમિયાઓનું વેર દીલ્લીના ભોમિયા ઉપર વળાય. આપણો તો બધો ઉત્સાહ ભાગી ગયો છે. કેમ હકમચંદ શું કરવું ?

હકમચંદઃ—ટમે ટો બઢા બાયલા છો. ડીલ્લીના ઠગઠી પણ આ બંડો ગાંજ્યો જાય એમ નઠી. ઘભડાશો નહિં. માડે ટમને ડીલ્લી બટલાવવું, અને, ભોમિયાને એક પાઈ પણ વધારે લેવા ડેવી નહિં.

વખતચંદઃ—આ બોબડું ક્યાંથી બોલવા માંડયું ?

હકમચંદઃ—એ ટો બાજી શકુ થઈ.

---

## પ્રવેશ ૨ જો

### સ્થળઃ કુતુબમિનાર

ગંગાપ્રસાદઃ—હઝુર, દેખો એ કુતુબ મિનારા હયે. કુતુબુદ્દીનશાહ બાદશાહને બનવાયા. ઐસા મિનારા સારી જહાનમાં નહિં હયે. યે ઇસકી સામને હયે તો ભીમસેનકી ગદા હયે. તમામ લોહેકી. જિતની ઉપર હયે ઇતની જમીનકી અંદર હયે. ભીમસેનને

સબકુ મારે બાદ કોઈ ના રેહા તો ગદા યહાં અંકે જમીનમેં ગાડદી.

( સર્વ મિનારા ઉપર જઈ પાછા નીચે આવે છે. )

વખતચંદ:—મિનારા પરથી ભવ્ય અને મનોહર દેખાવ દેખાયો. પણ,આ ભોમિયાઓ એટલું બોલ બોલ કરે છે કે ચિત્તમાં અંદર મનન કરવાનો કે અદ્દભુતતાથી આનંદ પામવાનો અવકાશ જ મળતો નથી.

કરમચંદ:—આ સળંગ લોઢાનો થાંભલો કેવો વિચિત્ર છે ? અમર થવાની નિષ્ફળ આશાએ લોકોએ એના પર કેવાં નામ કોતર્યાં છે ?

ગંગાપ્રસાદ:—એ પથ્થરકી કમાન હયે. ઈસ્કી દુસરી બાજુ દુસરા મિનારા હોતે વાલા થા. એ સામને મકાન હે વો પ્રિથિરાજ રાજાને બનવાયા. ( મિનારાનો નોકર આવીને સલામ કરે છે. ) યે યહાં મિનારેકી ચોકી કે લીયે નોકર રહેતા હયે. વોભી કુછ ઉમેદ રખતા હયે. આપ જેસે બડે આદમી આવે—

હુકમચંદ:—પણ હજી બધું જોવા ટો ડે. ગંગાપડશાડ, એ ટો ખરું, પણ આ બેમાંઠી મિનાડો કયો અને ગડા કયી ટે ટો કહે.

ગંગાપ્રસાદ (ચમકીને):—મહારાજ યે મિનારા હયે,ઓર એ લોહેકી ગદા હયે.

હુકમચંદ:—હં ! ટાડે એમાં શું જોવાનું ? આપડે ટો જાણ્યું કે ઉંચી છે ટે ગડા હશે. મિનાડા ટો બઢે ઉંચા હોય. બીજું કાંઈ જોવાનું છે કે ?

ગંગાપ્રસાદ:—દુસરા તો હજુર કુછ નહિં હયે. યે દેખનેકુ સબ લોક આતેં હયે.

હુકમચંદ:—ભોમિયો પસંદ કરવામાં આપણી બઢે ભુલ જ ઠાય છે.

કરમચંદ (વખતચંદને ) :—મિનારાના રખેવાળને બક્ષિસ આપવાની વાત ભોમિયાએ ફરી સંભારી જ નહિં હો !

---

## પ્રવેશ ૩ જો

સ્થળ: રસ્તો [ ગાડીમાં ]

ગંગાપ્રસાદ (કોચબોક્સ ઉપરથી વાંકો વળીને આઘેથી મસીદ બતાવી):— યે કાલા મસજીદ દેખને જેસા હયે.

વખતચંદ:—સાધારણ મસીદ સિવાય બીજું તો કાંઈ જણાતું નથી.

હુકમચંદ:—એમાં કાંઈ સારુ સારુ જોવાનું છે કે ?

ગંગાપ્રસાદ:—દેખનેકા તો ઐસા કુછ હયે નહિં. લેકીન બહોત પુરાના મસજીદ હયે.

હુકમચંદ:—ટારે ટો ભાઈ ચલાવ અગાડી. અહિંઠી જ જોવાય છે ટે બસ છે.

## પ્રવેશ ૪ થો

સ્થળ: હુમાયુની કબરનો રોજો

કરમચંદ (વખતચંદને):—કાળી મસીદ આગળ ભોમિયાની હાર થઇ તેથી આ બીજી મસીદમાં આપણને પૂછ્યા વિના જ લાવ્યો.

ગંગાપ્રસાદ:—હજુર, યે હુમાયુકી કબર હયે.

વખતચંદ:—મકાન ભવ્ય અને જોવા લાયક છે. મસીદ રાતા પથ્થરથી બાંધી છે, અને પથ્થરમાં વચ્ચે વચ્ચે આરસપહાણના પથ્થર ગોઠવ્યા છે.

કરમચંદ:—ઉપર આરસપહાણનો સુંદર ઘુમ્મટ છે તે જોયો ?

મુઝાવર ( સલામ કરીને ):—હજુર, મેં મુઝાવર હું.

હુકમચંદ:—ઘુમ્મટ કેવો શડશ છે ? શું કહ્યું ગંગાપટશાઠ ! આ કબડની હુમાયુ છે ?

ગંગાપ્રસાદ:—નહિં મહારાજ, હુમાયુકી કબર.

હુકમચંદ:—આપડી બલા જાણે કે હુમાયુ એટલે શું ને કબડ એટલે શું. વારુ, સમજાવ તો ખરો, હુમાયુનો માયનો શો ?

ગંગાપ્રસાદ:—હજુર, માયના તો ખબર નહિં હયે. લેકીન હુમાયુ બાદશાહ થા.

હુકમચંદ:—ટે ગમે ટે હશે. પણ ટને માયનો ખબડ નઠી ?

ગંગાપ્રસાદ:—નહિં હજુર.

હુકમચંદ (પોતાના સાથીઓ તરફ જોઈને):—જોયું કેની ? આ ભોમિયા લોકો ટો કાંઈ જ જાણટા નઠી. કોણ જાણે કોણ એવા શોઢી આપે

છે ? (ભોમિયા તરફ જોઈને) વાડુ, ટે બાડશા કાં છે ? ડેખાડ ટો ખડો. જોઈએ ટો ખડા કે બાડશા કેવો ડાય ?

ગંગાપ્રસાદઃ—મહારાજ, હુમાયુ બાદશાહ તો ગુઝર ગયા. વ્હાં તો ઈસ્કી કબર હયે, લાસ દાટી હુઈ હયે.

હુકમચંદઃ—અડડડડ, મડડું દાટેલું છે કે ? ટાકું નખોડ જાય, અગાઉથી કેમ ના બોલ્યો ? મશલમાનના મડડામાં ટે શું જોવાનું હટું ? અને ટેના પડ ડઈને જવાય ? ચાલો ભાઈ, અહિંડી જલડી ચાલો. આ ડીલ્લીના લોક ટો અડઢા મશલમાન જેવા. ટે આભડછેટ સમજટા નઠી.

કરમચંદ ( વખતચંદને ):—ભોમિયો તો બિચારો ગભરાઈ ગયો છે, ગુંચવાઇ ગયો છે, આભો પડી ગયોછે, નિરાશ થઈ ગયો છે.

---

## પ્રવેશ ૫ મો.

સ્થળઃ માર્ગ (ગાડીમાં)

કરમચંદઃ--પેલા આઘે ખંડેર શાનાં દેખાતાં હશે ?

ગંગાપ્રસાદઃ--દૂર દિખતા હયે વો પુરાના દીલ્હી હયે.

હુકમચંદઃ—ટયાં અશલ કેટલાં ઘડ હશે ?

ગંગાપ્રસાદઃ—હઝુર, ઘર કિતને વો તો માલુમ નહિં, લેકિન–

હુકમચંદઃ—ટાડે ટો ભાઈ મુગો મુગો અગાડી ચલાવ. ટું શું દેખાડવાનો હટો ? અમારી આંખો ફૂટી ગઈ છે ?

---

## પ્રવેશ ૬ ઠ્ઠો

સ્થળઃ કિલ્લો

વખતચંદઃ—અહો! આપણે મુગલ પાદશાહોના મહેલમાં આવી પહોંચ્યા. હિન્દુસ્થાનના શહેનશાહોના મહેલનો આ કિલ્લો બનાવ્યો છે, અને જનાનખાનાને ઠેકાણે સોલ્જરોના બેરેક્સ કર્યા છે. આંખ કરતાં મનને આ દર્શન વધારે કુતૂહલ કરાવે છે.

વખતચંદ:—સાધારણ મસીદ સિવાય બીજું તો કાંઈ જણાતું નથી.
હકમચંદ:—એમાં કાંઈ સારુ સારુ જોવાનું છે કે ?
ગંગાપ્રસાદ:–દેખનેકા તો ઐસા કુછ હયે નહિં. લેકીન બહોત પુરાના મસજીદ હયે.
હકમચંદ:—ટાડે ટો ભાઈ ચલાવ અગાડી. અહિંઠી જ જોવાય છે ટે બસ છે.

## પ્રવેશ ૪ થો

સ્થળ: હુમાયુની કબરનો રોજો

કરમચંદ (વખતચંદને):—કાળી મસીદ આગળ ભોમિયાની હાર થઇ તેથી આ બીજી મસીદમાં આપણને પૂછ્યા વિના જ લાવ્યો.
ગંગાપ્રસાદ:—હઝુર, યે હુમાયુકી કબર હયે.
વખતચંદ:—મકાન ભવ્ય અને જોવા લાયક છે. મસીદ રાતા પથ્થરથી બાંધી છે, અને પથ્થરમાં વચ્ચે વચ્ચે આરસપહાણના પથ્થર ગોઠવ્યા છે.
કરમચંદ:—ઉપર આરસપહાણનો સુંદર ઘુમ્મટ છે તે જોયો ?
મુઝાવર ( સલામ કરીને ):–હઝુર, મેં મુઝાવર હું.
હકમચંદ:—ઘુમ્મટ કેવો શડશ છે ? શું કહ્યું ગંગાપટશાઠ ! આ કબડની હુમાયુ છે ?
ગંગાપ્રસાદ:—નહિં મહારાજ, હુમાયુકી કબર.
હકમચંદ:—આપડી બલા જાણે કે હુમાયુ એટલે શું ને કબડ એટલે શું. વારુ, સમજાવ તો ખડો, હુમાયુનો માયનો શો ?
ગંગાપ્રસાદ:—હઝુર, માયના તો ખબર નહિં હયે. લેકીન હુમાયુ બાદશાહ થા.
હકમચંદ:—ટે ગમે ટે હશે. પણ ટને માયનો ખબડ નઠી ?
ગંગાપ્રસાદ:—નહિં હઝુર.
હકમચંદ (પોતાના સાથીઓ તરફ જોઈને):–જોયું કેની ? આ ભોમિયા લોકો ટો કાંઈ જ જાણટા નઠી. કોણ જાણે કોણ એવા શોઢી આપે

છે ? (ભોમિયા તરફ જોઈને) વારુ, ટે બાડશા કાં છે ? ડેખાડ ટો ખડો. જોઈએ ટો ખડા કે બાડશા કેવો હોય ?

ગંગાપ્રસાદઃ—મહારાજ, હુમાયુ બાદશાહ તો ગુઝર ગયા. લ્યાં તો ઇસ્કી કબર હયે, લાસ દાટી હુઈ હયે.

હુકમચંદઃ—અડડડડ, મડડું દાટેલું છે કે ? ટાકું નખોડ જાય, અગાઉથી કેમ ના બોલ્યો ? મશલમાનના મડડામાં ટે શું જોવાનું હટું ? અને ટેના પડ ઠઈને જવાય ? ચાલો ભાઈ, અહિંઠી જલડી ચાલો. આ ડીલ્લીના લોક ટો અડઢા મશલમાન જેવા. ટે આભડછેટ સમજટા નઠી.

કરમચંદ ( વખતચંદને ):—ભોમિયો તો બિચારો ગભરાઈ ગયો છે, ગુંચવાઇ ગયો છે, આભો પડી ગયોછે, નિરાશ થઈ ગયો છે.

---

## પ્રવેશ ૫ મો.

સ્થળઃ માર્ગ (ગાડીમાં)

કરમચંદઃ—પેલા આઘે ખંડેર શાનાં દેખાતાં હશે ?

ગંગાપ્રસાદઃ—દૂર દિખતા હયે વો પુરાના દીલ્હી હયે.

હુકમચંદઃ—ટયાં અશલ કેટલાં ઘડ હશે ?

ગંગાપ્રસાદઃ—હઝુર, ઘર કિતને વો તો માલુમ નહિં, લેકિન—

હુકમચંદઃ—ટાડે ટો ભાઈ મુગો મુગો અગાડી ચલાવ. ટું શું દેખાડવાનો હટો ? અમારી આંખો ફૂટી ગઈ છે ?

---

## પ્રવેશ ૬ ઠ્ઠો

સ્થળઃ કિલ્લો

વખતચંદઃ—અહો! આપણે મુગલ પાદશાહોના મહેલમાં આવી પહોંચ્યા. હિન્દુસ્થાનના શહેનશાહોના મહેલનો આ કિલ્લો બનાવ્યો છે, અને જનાનખાનાને ઠેકાણે સોલ્જરોના બેરેક્સ કર્યા છે. આંખ કરતાં મનને આ દર્શન વધારે કુતૂહલ કરાવે છે.

કરમચંદ:—પણ, આ ભોમિયો વાચાળતા બંધ કરે ત્યારે કેની? બતાવવા લાયક સુન્દર જગાઓ જોઈ તે પાછો ઉલ્લાસમાં આવ્યો છે, અને આશાવાન્ થયેલો જણાય છે.

વખતચંદ:—આ રમણીય અને વિશાળ મકાન તમામ સફેદ આરસપહાણથી બાંધેલું છે.

કરમચંદ:—સોનેરી અને બીજા કિંમતી પથ્થરોની ગોઠવણથી મકાન કેવું દીપી ઉઠે છે? એની ભીંતો જુઓ, છત જુઓ.

ગંગાપ્રસાદ:—હઝુર, યે દીવાન-એ-ખાસ હયે. ઉંચા જૈસા પથ્થર હયે ઉસ્કે ઉપર મોરતખ્ત થા.

હુકમચંદ:—એ ડીવાનેખસ અને મોડટખસ હિન્ડુ છે કે મશલમાન, અને જીવટા છે કે દાટેલા ટે પહેલું કહેજે.

કરમચંદ (વખતચંદને):—ભોમિયાના પેટમાં પાછું તેલ રેડાયું. પણ હજી તે ઉલટમંદ જણાય છે.

ગંગાપ્રસાદ (ખુશ ચહેરો રાખીને):—નહિં હઝુર, હિંદુ, મુસલમાન એસા નહિં, ઓ તો—

હુકમચંદ:—ટાડે પાડશી કે ફિડંગી હશે.

ગંગાપ્રસાદ:—નહિં નહિ. ઓ તો ઉમરાવોકા દરબાર ભરનેકી જગો થી ઉસ્કુ દીવાન એ-ખાસ કહેતે થે. ઓર મોરતખ્ત બાદશાહકુ બેઠનેકે લિયે મોર પંખી માફક તખ્ત થા.

હુકમચંદ:—ટાડે લાંબાં લાંબાં નામ ન કહેટાં પહેલેઠી એમ જ કહેવું ટુંને. વારુ, એ મોડ તો જીવટો હશે?

ગંગાપ્રસાદ:—મોર સચ્ચા નહિં.

હુકમચંદ:—મોડ પણ સાચો નહિં! જવા ડે જવા ડે ભાઈ, ટું ટો ડીલ્લીમાં શુ બટાવવા જેવું છે ટે જાણટો જ નઠી.

કરમચંદ (વખતચંદને):—ભોમિયાનો દયામણો ચહેરો જોયો?

ગંગાપ્રસાદ (બધાને બીજી બાજુએ લઈ જઈ એક દિશા તરફ આંગળી કરી):—દેખીએ હઝુર, યે મોતી મસજીદ.

કરમચંદઃ—પણ, આ ભોમિયો વાચાળતા બંધ કરે ત્યારે કેની ? બતાવવા લાયક સુન્દર જગાઓ જોઈ તે પાછો ઉલ્લાસમાં આવ્યો છે, અને આશાવાન્ થયેલો જણાય છે.

વખતચંદઃ—આ રમણીય અને વિશાળ મકાન તમામ સફેદ આરસપહાણથી બાંધેલું છે.

કરમચંદઃ—સોનેરી અને બીજા કિંમતી પથ્થરોની ગોઠવણથી મકાન કેવું દીપી ઉઠે છે ? એની ભીંતો જુઓ, છત જુઓ.

ગંગાપ્રસાદઃ—હઝુર, યે દીવાન-એ-ખાસ હયે. ઉંચા જૈસા પથ્થર હયે ઉસ્કે ઉપર મૌરતખ્ત થા.

હુકમચંદઃ—એ ડીવાનેખસ અને મોડટખસ હિન્ડુ છે કે મશલમાન, અને જીવટા છે કે દાટેલા ટે પહેલું કહેજે.

કરમચંદ (વખતચંદને):—ભોમિયાના પેટમાં પાછું તેલ રેડાયું. પણ હજી તે ઉલટમંદ જણાય છે.

ગંગાપ્રસાદ (ખુશ ચહેરો રાખીને):—નહિં હઝુર, હિંદુ, મુસલમાન એસા નહિં, એ તો–

હુકમચંદઃ—ટાડે પાડશી કે ફિડંગી હશે.

ગંગાપ્રસાદઃ—નહિં નહિ. એ તો ઉમરાવોકા દરબાર ભરનેકી જગો થી ઉસ્કુ દીવાન એ-ખાસ કહેતે થે. ઓર મોરતખ્ત બાદશાહકુ બેઠનેકે લિયે મોર પંખી માફક તખ્ત થા.

હુકમચંદઃ—ટાડે લાંબાં લાંબાં નામ ન કહેટાં પહેલેઠી એમ જ કહેવું ટુંને. વાહુ, એ મોડ તો જીવટો હશે ?

ગંગાપ્રસાદઃ—મોર સચ્ચા નહિં.

હુકમચંદઃ—મોડ પણ સાચો નહિં ! જવા ડે જવા ડે ભાઈ, હું ટો ડીલ્લીમાં શુ બટાવવા જેવું છે ટે જાણટો જ નઠી.

કરમચંદ (વખતચંદને):—ભોમિયાનો દયામણો ચહેરો જોયો ?

ગંગાપ્રસાદ (બધાને બીજી બાજુએ લઈ જઈ એક દિશા તરફ આંગળી કરી):—દેખીએ હઝુર, યે મોતી મસ્જીદ.

હકમચંદ (કરમચંદને):--આ નહાની પણ મનોહર મસીદને મોતીની ઉપમા ખરેખર યોગ્ય જ છે. (ગંગાપ્રસાદને) ગંગાપડશાડ, મેં સાંભડ્યું નહિં. આ કોનું ધડ છે ?

ગંગાપ્રસાદ:--ધર નહિં હયે.

હકમચંદ (પાછા હઠીને):--ટાડે ઘોડ ટો નઠી ?

ગંગાપ્રસાદ:—નહિં. એ તો ફકત મસીદ હયે. ઈસ્કા નામ મોતી મસ્જીદ.

હકમચંદ:--પણ, ટે મકાન બાંઢયું શા માટે ?

ગંગાપ્રસાદ:—હજુર, એ તો બાંધનેવાલા જાને.

હકમચંદ:—ટે જા, ટેને પુછી આવ. જીવે છે કેની ?

ગંગાપ્રસાદ:—તોબાહ, તોબાહ, મર ગયાને અડાઈસો બરસ હુવે.

હકમચંદ:—શા આજાડથી મડી ગયો ?

ગંગાપ્રસાદ:—એ તો માલુમ નહિં હશે, નહિં કહે સકતા હું.

હકમચંદ:—શીટલા નીકલ્યા હશે ?

ગંગાપ્રસાદ:—ભગવાન જાને, ક્યા બિમારીસેં મર ગયા એ નહિં જાનતા હું.

હકમચંદ:—કે પછી મુઝાડો ના ઠયો હોય !

ગંગાપ્રસાદ:—હજુર મેં કસમ ખાકે કહેતા હું કે મેરેકું ખબર નહિં હયે. મર ગયા તો કુછ તો ઉસકુ હુવા હોયગાહી.

કરમચંદ (વખતચંદને):--ગંગાપ્રસાદ બાપડામાં હવે તેજી જ રહી નથી. બીજાઓને બક્ષિસ અપાવવાનું તે ભૂલી ગયો છે અને પોતાને માટે માગવાનું-એને સાંભરતું હોય એમ લાગતું નથી.

ગંગાપ્રસાદ:—હઝુર, મેરેકુ રજા હયે ?

હકમચંદ:—લ્યો આ ટમાડી મહેનટનું.

[ગંગાપ્રસાદ લઈને સલામ કરીને જાય છે.]

હકમચંદ:--આઠ આના લઈને ગયો, નહિં તો આ ચાર રૂપીઆથી ઓછું લે એવો નહોતો.

કરમચંદ:—પહેલાં કેવો નમી નમીને સલામ કરતો હતો ? અને જતી વખત તો પોલી જ સલામ કરી.

૬

# કારભારનો શિકાર*

મૃગયા રમનારા જે ક્ષત્રિયોનાં ચરિત્ર મહાભારતમાં વર્ણવ્યાં છે તેમના સમયમાં મૃગયાના વિષયમાં બહુ ચતુરાઈ અને બહાદુરી સંપાદન થયેલાં હતાં. પરંતુ આજ એ ખેલ એવો વિસ્તાર અને એવી પરિપૂર્ણતા પામ્યો છે કે એ પુરાતન ક્ષત્રિયોનાં પરાક્રમ ઝાંખા પડી જાય છે. યુરોપિયનોના અને રજપૂત રાજાઓના શિકારને ઉદ્દેશીને આ કહેવું થતું નથી, કેમકે શસ્ત્રોમાં અને વધ્ય પ્રાણીઓમાં થયેલા ફેરફાર સિવાય બીજી નવીનતા તેમાં જોવામાં આવતી નથી. પરંતુ, એ ખેલ હાલ એવી જુદી જ જાતની વૃદ્ધિ પામ્યો છે કે સર્વને તે વિવિધ પ્રકારના આશ્ચર્યથી ચકિત કરે છે. બ્રાહ્મણો, વૈશ્યો, અને શૂદ્રો પણ કોઈ કાળે મૃગયા રમવામાં શામિલ થઈ જશે એમ મહાભારતના ક્ષત્રિયો માની શકત નહિં, અને વળી એ ખેલ વનમાં અને ઝાડીઓમાં નહિં રમાય, પણ, શહેરોમાં, રાજાઓના મહેલમાં, સરકારની કચેરીઓમાં, તવંગરોની હવેલીઓમાં અને ગરીબોની ઝુંપડીઓમાં એ મૃગયા ચાલી રહેશે, એમ તો તેમના સ્વપ્નમાં પણ આવ્યું નહિં હોય. આ મૃગયા જંગલી પ્રાણીઓના વધાર્થે થતી નથી એ તો સુગમ છે, કેમકે, ઉપર કહેલાં સ્થળોમાં જંગલી પ્રાણીઓ રહી શકતાં નથી. (જંગલી મનુષ્યો એવાં સ્થળોમાં રહી શકે કે નહિં એ વિષે મતભેદ છે પણ તે પ્રસ્તુત વિષય નથી.) આ શિકાર મત્સ્યગ્રહણને કેટલેક અંશે મળતો આવે છે. જાળ નાખી ઉભેલા માછીઓને જોઈ તેઓ શું પકડવાના છે તે જેમ એકદમ સમજાતું નથી, તેમ, આ શહેરી શિકારીઓ કયા લક્ષ્યની વાટ જોઈ બેઠેલા છે તે તેમના હુન્નરમાં પ્રવેશ પામેલા મનુષ્યો પ્રથમ દૃષ્ટિએ કળી શકતા નથી. માછલાંની પેઠે તેમના હાથમાં સપડાનાર પદાર્થ બહુ ઉંડા પાણીમાં રમે છે, અને, તેમના વર્ગના લોભ તથા ચતુરાઈની વિવિધતાને લીધે તેમનામાં પણ જાળ અને ગલ એવાં બે ગ્રહણસાધન

*"જ્ઞાનસુધા" ના સન ૧૮૯૭ના જુનથી ઑગસ્ટ સુધીના અંકોમાં છપાયેલો લેખ

છે. જેટલા અને જેવા ભક્ષ્યમાં આવે તે સર્વ પકડવા એવો અભિલાષ રાખી કેટલાક લાંબી જાળ પાથરીને વાટ જુએ છે, અને, કેટલાક કોઈ એક જ મોટો ભક્ષ્ય ગ્રહણ કરવાની આશા રાખી ગલ નાખીને બેસે છે. મત્સ્યની પેઠે આ શિકારીઓએ પકડેલી વસ્તુ પણ ઘણી દુર્ગંધ મારે છે. પરંતુ અહીંથી સામ્ય અટકે છે. આ શિકારીઓ પોતે પકડેલી વસ્તુ ચીરે છે ખરા, પણ તે વેચવાનો ધંધો કરતા નથી, અને મુએલા નહિં પણ જીવતા શિકારનો જ તેઓ ઉપભોગ કરી શકે છે. આ જ કારણથી પારધીઓનો શિકાર પણ તેમનાથી જુદો પડે છે. પશુઓ જેમ શરીરબળ વાપરીને, પગે દોડીને કે દોડતે ઘોડે સવારી કરીને પકડાય છે અને હણાય છે, તેમ પણ આ શિકારની સિદ્ધિ થતી નથી. આવેશ, ક્ષોભ, ક્રોધ, એ સર્વએ શિકારમાં નિષિદ્ધ છે, અને,નરમાશ, મિઠાશ તથા પ્રિયવચનથી જ સાધના કરવાનો વિધિ છે. શસ્ત્રોપયોગ વગરનો અને પશુ પક્ષી કે મત્સ્ય સાથે વ્યવહાર ન કરનારો આ શિકાર અતિદયામૂલક છે, એ દેખાઈતું જ છે. પણ એ શિકારનો લક્ષ્યપદાર્થ હણવા યોગ્ય નથી. ઉપર કહ્યું તેમ તેમાં દુર્ગંધ છે, અને દુર્ગુણ પણ ઘણા છે. અનિયંત્રિત રહી તે વિમાર્ગે લઈ જાય છે, ઘણાને મૂર્ખ બનાવે છે. પરંતુ, ધન, સત્તા, પ્રતિષ્ઠા અને એવા કેટલાક લાભ તેનાથી મળતા જોઈ એ શિકારના અભ્યાસકો ઘણા વધી પડ્યા છે. એ પ્રયાસમાં વર્ણાશ્રમ કે ઉમ્મરનો પ્રતિબંધ નડતો નથી. બ્રાહ્મણ, વાણીઆ, કણબી, દરજી, મોચી, ઘાંચી, ઘોબી, માળી,લુહાર,કુંભાર, હજામ, ગરાસીઆ, ભાટ,ચારણ, બજાણીઆ, વણકર, ચૂડગર, સર્વ જાતમાંથી પોતપોતાના કુટુંબના ધંધાની અવગણના કરી આ શિકાર શોધનારા નિકળેછે. સંન્યાસીઓ, ગોંસાઈઓ, ફકીરો, મુઝાવરોનો વર્ગ પણ એ લોભથી કેવળ મુક્ત નથી. અપરિપક્વ વયના યુવાનો એ વિષયમાં પ્રયાસ કરતાં સંકોચ પામતા નથી, અને, **અંગં ગલિતં પલિતં મુંડમ્** એ અવસ્થાએ પહોંચી સરકારી નોકરી માટે નાલાયક ગણાતાં એ શિકારનો લોભ વિશેષ કરી ઉત્કટ થાય છે. જ્ઞાન કે કેળવણી એ શિકારની સાધનામાં ઉપયોગી નથી, પણ ઉલટું એ

બન્નેનો અભાવ–અથવા ભાવ હોય તો વિધ્વંસ–આવશ્યક છે, આ **મહામોહગહન** પદાર્થને ‘ પોલિટિકલ ’ ભાષામાં ‘કારભાર’ કહે છે.

‘ પોલિટિકલ ’ શબ્દથી આ બધી વિલક્ષતાનો ખુલાસો થાય છે. એ શબ્દ જ વિચિત્ર છે. જે કોઈ માણસો, કાર્યો, ઉપાયો, વચનો, ઇત્યાદિનો સમાવેશ ડાહ્યા કે ગાંડામાં, સારા કે નઠારામાં, નીતિમાન્ કે અનીતિમાન્માં, અર્થવાન્ કે અર્થહીનમાં, ઉચ્ચ કે નીચમાં, એવા કોઈ વર્ગમાં બરાબર થઈ શકતો ન હોય તે બધાને ‘પોલિટિકલ’માં સ્થાન મળે છે. અમુક મનુષ્યના લક્ષણનું વર્ણન કરતાં ગમે તેટલી મુશ્કેલીઓ પડતી હોય, પણ, તે માણસ ‘ પોલિટિકલ ’ છે એમ કહેતાં તરત તેનું સ્વરૂપ સમજાઈ જાય છે. અમુક કૃતિને યોગ્ય કે અયોગ્ય કહેવી એ વિશે શંકા થઈ હોય, અમુક આચરણ પાપી કે પુણ્યશીલ છે એ વિશે તકરાર થતી હોય, ત્યાં ‘પોલિટિકલ’ છે એમ કહી દીધાથી સર્વ વાદવિવાદનો અંત આવી જાય છે. અમુક કાર્ય કરવાનું કે ન કરવાનું બાહ્યાભાસથી ખરૂં દેખાતું બહાનું જડતું ન હોય તો તે માટે ‘પોલિટિકલ’ કારણ છે એમ પ્રગટ કરવાથી સર્વ પ્રતિપક્ષીઓ નિરુત્તર થઈ જાય છે. ગમે તેવાં વાક્ય, ગમે તેવી સ્તુતિ, ગમે તેવી નિન્દાને ‘પોલિટિકલ’ વિશેષણ લગાડતાં તેનું તાત્પર્ય જુદું જ થઈ જાય છે. જ્યાં ‘પોલિટિકલ’ શબ્દને સ્પર્શ કરી પવન વાય છે તે સ્થળમાં ભાષા અને શબ્દશકિત જ બદલાઇ જાય છે. સાધારણ ભાષા બોલનાર લોકોમાં ‘આપ’ શબ્દથી અતિશય માનની વૃત્તિ સૂચવાય છે, તો ‘પોલિટિકલ’ ભાષા બોલનાર લોકોમાં ‘આપ’ શબ્દથી માન અપાય છે એમ તે શબ્દ બોલનાર પણ ધારતા નથી, અને, સાંભળનાર પણ માનતા નથી; છતાં, એ શબ્દનો ઉપયોગ ત્યાં ઘણો વધારે થાય છે. સાધારણ ભાષામાં ‘ પધારવું ’ શબ્દને જ વલ્લે જ અને બહુ મ્હોટા પુરુષોના સંબંધમાં જ વપરાય છે. તો ‘પોલિટિકલ’ ભાષામાં ધોતિયું અંગરખું અને પાઘડી રોજ સાથે પહેરે એવો દરેક સખસ ‘પધારતો’ જ કહેવાય છે. સાધારણ ભાષામાં ‘કહાડી મુકયા’ એ વાકયમાં અપમાન થયેલું હોવાનો અર્થ ગર્ભિત રહે છે, તો ‘પોલિટિકલ’ ભાષાવાળા

મંડળમાં કહાડી મુકવાનો અનુભવ એવો સાધારણ તથા નિત્ય બનતો ગણાય છે કે 'કહાડી મુકયા'નો અર્થ એટલો જ થાય છે કે, સલામ કરી કહ્યું કે "હવે બસ, આપને આથી વધારે પ્રતિષ્ઠાની પદવી મળે તેમાં હરકત કરવી ન જોઈએ." 'ખાઈ ગયા' એથી સાધારણ ભાષા બોલનારા બહુ હલકું કૃત્ય સમજે છે, તો 'પોલિટિકલ' ભાષાના કોશ પ્રમાણે, 'મિલકતના કરેલા ઉપયોગનો અર્થ કોઈ આકસ્મિક ભૂલથી ખોટો સમજાયો, એટલો જ એ પદનો અર્થ થાય છે. એક પરદેશી ગૃહસ્થ અમુક 'પોલિ-ટિકલ' સ્થાનમાં આવીને રહ્યા પછી ગુજરાતી ભાષા શીખ્યો, અને, 'પોલિટિકલ' અર્થ તે જ શબ્દોના ખરા અર્થ છે એમ તેણે પ્રથમ તો ધારી લીધું. ભાષા શીખતી વખતે પોતાના અભ્યાસના પ્રસંગમાં તેણે કેટલાક નિબંધો લખ્યા તેમાં 'ભાઈ' શબ્દ ઉપરના નિબંધમાં તેણે લખ્યું કે,

"ભાઇ શબ્દનો ઉપયોગ ધાતુ પાતળી બનાવવા માટે કરવામાં આવે છે. મનુષ્ય ગમે તે સ્થિતિમાં કે પદવીમાં હોય પણ જ્યારથી તેના નામ જોડે 'ભાઈ' શબ્દ લગાડવામાં આવે છે ત્યારથી તે ધૂર્ત, કપટી, કુટિલ, શઠ, અસત્ય બોલનાર દુરાત્મા થયેલો માલમ પડે છે. એ શબ્દથી આત્માનું સત્વ જ ઓછું થાય છે. ધાતુઓ જેમ લાંબી થતાં પાતળી થાય છે તેમ અત્રે 'ભાઇ' શબ્દથી મનુષ્યોનું નામ લાંબું થતાં તેમના ગુણ પણ પાતળા થતા જાય છે. ઉમિયાપતિચરણાં-બુજપ્રસાદ નામે ગૃહસ્થ અહીં એક હલકી નોકરી પર આવ્યા. પણ—અહીં ચાલતા હુન્નરની જમાવટ કરી પૈસો એકઠો કરવા લાગ્યા અને જોયું તો તે જ સમયથી ઉમિયાપતિચરણાંબુજપ્રસાદભાઈ કહેવાવા લાગ્યા. તેથી, જણાય છે કે એકલું લાંબુ નામ બસ નથી, પણ તે 'ભાઈ' શબ્દ વડે લાંબુ થવું જોઈએ. રામલો નામે સુરત તરફનો એક તળપદો કોળી કોઈની મદદથી કેળવણી પામ્યો અને નોકરીમાં વધતો વધતો એક 'પોલિટિકલ' જગા પર આવ્યો, અને પછી કારભારી થયો. અહીં આવતા પહેલાં તેણે પોતાનું નામ રામભાઇ કરેલું પણ આ 'ભાઇ' તે 'પોલિટિકલ'અર્થનો 'ભાઈ' શબ્દ નહોતો, અને રામભાઈભાઈ કહેવું ઠીક લાગે નહિં તેથી તેની બદલાયેલી સ્થિતિને ઘટતું નામ યોજતાં બહુ મુશ્કેલી પડી. રામભાઇલાલભાઇ, રામભાઇજીભાઈ, રામલાલજીભાઈ, રામજીલાલ-ભાઈ એમ અનેક પ્રયોગ થયા પછી તેમનું નામે આખરે રામજીભાઈ

બન્નેનો અભાવ–અથવા ભાવ હોય તો વિધ્વંસ–આવશ્યક છે, આ **મહામોહગહન** પદાર્થને 'પોલિટિકલ' ભાષામાં 'કારભાર' કહે છે.

'પોલિટિકલ' શબ્દથી આ બધી વિલક્ષતાનો ખુલાસો થાય છે. એ શબ્દ જ વિચિત્ર છે. જે કોઈ માણસો, કાર્યો, ઉપાયો, વચનો, ઇત્યાદિનો સમાવેશ ડાહ્યા કે ગાંડામાં, સારા કે નઠારામાં, નીતિમાન્ કે અનીતિમાન્માં, અર્થવાન્ કે અર્થહીનમાં, ઉચ્ચ કે નીચમાં, એવા કોઈ વર્ગમાં બરાબર થઈ શકતો ન હોય તે બધાને 'પોલિટિકલ'માં સ્થાન મળે છે. અમુક મનુષ્યના લક્ષણનું વર્ણન કરતાં ગમે તેટલી મુશ્કેલીઓ પડતી હોય, પણ, તે માણસ 'પોલિટિકલ' છે એમ કહેતાં તરત તેનું સ્વરૂપ સમજાઈ જાય છે. અમુક કૃતિને યોગ્ય કે અયોગ્ય કહેવી એ વિશે શંકા થઈ હોય, અમુક આચરણ પાપી કે પુણ્યશીલ છે એ વિશે તકરાર થતી હોય, ત્યાં 'પોલિટિકલ' છે એમ કહી દીધાથી સર્વ વાદવિવાદનો અંત આવી જાય છે. અમુક કાર્ય કરવાનું કે ન કરવાનું બાહ્યાભાસથી ખરૂં દેખાતું બહાનું જડતું ન હોય તો તે માટે 'પોલિટિકલ' કારણ છે એમ પ્રગટ કરવાથી સર્વ પ્રતિપક્ષીઓ નિરુત્તર થઈ જાય છે. ગમે તેવાં વાક્ય, ગમે તેવી સ્તુતિ, ગમે તેવી નિન્દાને 'પોલિટિકલ' વિશેષણ લગાડતાં તેનું તાત્પર્ય જુદું જ થઈ જાય છે. જ્યાં 'પોલિટિકલ' શબ્દને સ્પર્શ કરી પવન વાય છે તે સ્થળમાં ભાષા અને શબ્દશકિત જ બદલાઇ જાય છે. સાધારણ ભાષા બોલનાર લોકોમાં 'આપ' શબ્દથી અતિશય માનની વૃત્તિ સૂચવાય છે, તો 'પોલિટિકલ' ભાષા બોલનાર લોકોમાં 'આપ' શબ્દથી માન અપાય છે એમ તે શબ્દ બોલનાર પણ ધારતા નથી, અને, સાંભળનાર પણ માનતા નથી; છતાં, એ શબ્દનો ઉપયોગ ત્યાં ઘણો વધારે થાય છે. સાધારણ ભાષામાં 'પધારવું' શબ્દને જ વલ્લે જ અને બહુ મ્હોટા પુરુષોના સંબંધમાં જ વપરાય છે. તો 'પોલિટિકલ' ભાષામાં ધોતિયું અંગરખું અને પાઘડી રોજ સાથે પહેરે એવો દરેક સખસ 'પધારતો' જ કહેવાય છે. સાધારણ ભાષામાં 'કહાડી મુકયા' એ વાકયમાં અપમાન થયેલું હોવાનો અર્થ ગર્ભિત રહે છે, તો 'પોલિટિકલ' ભાષાવાળા

આતુરતાથી થાય અને અનેક અનેક અવસ્થાના ભિન્ન ભિન્ન જાતના મનુષ્યો એ શિકાર પકડવાના પ્રયાસમાં નિરન્તર ગુંથાયા રહે એમાં કંઇ નવાઇ નથી. 'પોલિટિકલ' મંડળોની સમીપનાં સ્થાનોમાં એવો શિકાર સ્વાભાવિક રીતે વધારે ચાલે છે, તે છતાં બહુ દૂર સુધી એ શિકારની ગંધ જાય છે. કોઇ સંસ્થાનમાં કારભારીની જગા ખાલી પડે ત્યારે કારભારના શિકાર પર તલપ મારનારા એટલા ઉભા થાય છે કે બધાને જો શિકાર ફાડીને વહેંચી આપવામાં આવે તો રાઇના દાણા જેવડું પણ દરેકને ભાગે ન આવે. એ સંસ્થાનના તમામ ઓધ્ધેદારો, બીજાં સંસ્થાનોના કારભારીઓ, ન્યાયાધીશો, સુબાઓ, વહીવટદારો, ઇંગ્રેજી હદમાંના મામલતદારો, મુનસફો, ડેપ્યુટી કલેક્ટર, ચીટનીસો, શિરસ્તેદારો, વકીલો; અને કોઇ પણ નોકરી કે ધંધામાં ન હોતાં વેપાર કે એજન્સીનો નામનો ધંધો રાખનારા ફરતા શિકારીઓ; એ બધા શિકાર પર તલપ મારવા તત્પર થાય છે. તે ઉપરાંત પોલિટિકલ એજન્ટના હાથ નીચેના બધા નોકરો એ શિકાર હાથ કરવાનો પોતાનો હક સમજે છે. કારભારીની જગા ખાલી પડી કે તરત પોલિટીકલ એજન્ટના સિપાઇથી દફતરદાર સુધીનો એકેએક નોકર માથું ઉંચું કરે છે. શિકાર કોને હાથ આવશે એ માત્ર ખટપટ અને અકસ્માતનું પરિણામ, અને લાયકી બધાની, એમ ગણવાનો તેઓ માંહોમાંહે સંપ કરી ઠરાવ કરે છે. અને તેમ કરવામાં ડહાપણ છે, કેમકે શિકાર કોને હાથ આવશે એ જાણવાનો કંઇપણ નિયમ નથી. એક પોલિટીકલ એજન્ટની ઓફીસમાં કારકુનના હાથ નીચે કામ કરનારો સિપાઇ દેશી સંસ્થાનમાં ફોજદાર થયો અને પછી વધતો વધતો કારભારી થયો. થોડા વખત પછી એ જ કારકુન એ જ સંસ્થાનમાં ન્યાયાધીશ થયો અને તે કારભારીના ઉપરીપણા નીચે કામ કરવા લાગ્યો. શિકાર હાથમાંથી છટકી જતાં બન્ને પોતપોતાની જગાએ પાછા આવ્યા, અને, પાછો સિપાઇ કારકુનના હાથ નીચે થયો. વળી પાછો શિકાર હાથ આવતાં બન્ને દેશી સંસ્થાનોમાં ગયા અને સિપાઇ કારકુનનો ઉપરી થયો. આમ વારાફરતી એકબીજા પર હુકમ બજાવવાનું દશ બાર વાર બન્યું. તેથી, શિકારને સાહસે નિકળનાર 'પોલિટિકલ' લોકોને અભિમાન

ઠર્યું', અને, આખા પોલિટિકલ મંડળમાં તે એ જ નામે ઓળખાય છે. તેની ફોઈએ પાડેલું નામ કોઇ જાણતું જ નથી; અને નામ લાંબું થતાં તે પોલિટિકલ ભાઇ થયેલા જ છે. અહીં નવો આવનાર માણસ ગમે તેટલો પ્રમાણિક, સત્યવાદી અને શુદ્ધ અન્તઃકરણવાળો હોય પણ જો તે ટીપાઈને પાતળો બની ભાઇ શબ્દથી લાંબો થયો તો તેનાં લક્ષણ બદલાયાં છે એમ અવશ્ય સમજવું. **અ** અને **બ** નામે ઈંગ્રેજી નોકરીમાંના બે અમલદારો સંસ્થાનોમાં નોકરી કરવા આવ્યા. **અ** તિતોના દૃઢ આગ્રહવાળો હતો અને મ્હોટી પદવીએ ગયા છતાં તે માનાર્થે **અ** સાહેબ જ કહેવાયો. **બ** ટીપાયો અને પાતળો થયો અને બભાઈ કહેવાયો. અસાહેબ પગારમાંથી વધેલા રૂપીયાની થોડી પ્રોમીસરી નોટો લેઇને પાછા ગયા. બભાઇને પેન્શનનો વખત આવતા સુધી રહેવું સહીસલામત ન લાગ્યું પણ પોતાના ભાણેજ જમાઇને નામે શાહુકારોને ત્યાં પાંચ લાખ રૂપીઆ જમા કરાવી તે કંટાળીને નોકરી મુકી દઈને ચાલ્યા ગયા."

આવી ચમત્કારી પોલિટિકલ ભાષાને આશ્રયે 'કારભાર' શબ્દમાં કેવા કેવા અર્થનું પોષણ થયું હશે તેની કલ્પના કરતાં પરિપૂર્ણ પોલિટિકલ માણસનો હુન્નર તે કારભાર' એ વ્યાખ્યામાં બધો અર્થ આવી જશે. રાજ્યતંત્ર એ માત્ર તેનો 'નિયત ઉપાધિ' (Inseparable Accident) છે, પણ, તે માત્ર ઉપાધિ છે. રાજતંત્ર ચલાવવો એ 'કારભાર' માટે આવશ્યક નથી. પૈસા એકઠા કરવા એ જ આવશ્યક છે. પ્રજાહિતની ચિંતા હોવી જરૂરની નથી. કારભારીની પદવી કાયમ રાખવાની ચિંતા જરૂરની છે. ઇતિહાસ, રાજનીતિ, અર્થશાસ્ત્ર, કોશવ્યવસ્થા (Finance), કૃષિ અને વ્યાપારની વૃદ્ધિના ઉપાયઃ એ કોઇનું જ્ઞાન જરા પણ અગત્યનું નથી; અગત્ય માત્ર ખટપટ (જે 'કારભારનો સ્તંભ' કહેવાય છે તે) ની છે. ખટપટ વડે જ કારભાર મળે છે, ખટપટ વડે જ કારભાર ટકે છે, ખટપટ વડે જ કારભાર દીપે છે. ખટપટનું સાધન જેની પાસે ન હોય તે કારભાર માટે નાલાયક થાય છે. ખટપટ વિનાના કારભારની 'પોલિટિકલ' મંડળમાં હાંસી થાય છે.

'કારભાર' સરખા આવા અદ્ભુત પદાર્થનો શિકાર ચારે તરફથી

નહિં પણ પોતાની યોગ્યતા સર્વ શિકારીવર્ગમાં પ્રસિદ્ધ કરવામાં રહેલી છે; કેમકે, એવી પ્રસિદ્ધિથી જ હરીફો કંઈક દૂર રહે છે. તે છતાં, જેઓ 'પોલિટિકલ' મંડળની બહાર છે તેમની આગળ તો એ શિકારીઓ તદન સીધા અને પ્રમાણિક હોવાનો આડંબર કરે છે. રેલવેટ્રેનમાં એવા શિકારીઓનો મેળાપ અનાયાસે થઈ જવાનો ઘણો સંભવ હોય છે. તેઓ જુવાન હોય તો મોજાં બુટ પહેરનારા અને વિનયથી ભરેલા હોય છે. ઘરડા હોય તો બહુ ઓછાં લુગડાં પહેરનારા અને તોછડા હોય છે. પરંતુ, ઉમ્મર ગમે તે છતાં તેઓ સામાની ખાનગી વાતો વિશે જિજ્ઞાસાથી ભરેલા, અનેકાનેક સવાલો પુછનારા, પોતાની પ્રમાણિકતા જણાઇ આવે એવાં વચનો અને વૃતાન્તો ગમે તેવા મિષે કહેનારા, પોલિટિકલ એજન્ટની, પોલિટિકલ સેક્રેટરીની, કાઉન્સિલના પોલિટિકલ મેમ્બરની, ગવર્નરની અને ગવર્નર જનરલની ફરજો વિશે મ્હોટી મ્હોટી ટીકાઓ કરનારા, પોલિટિકલ એજન્ટો અને તેમના આસિસ્ટન્ટોની બદલીઓના સંભવ વિશે અનેક તર્ક ચલાવનારા, બહુ સાવચેતીથી પોતાના શત્રુનાં વખાણ કરનારા, અને દુનિયામાં જેમની શઠતા પ્રસિદ્ધ હોય તેવા 'પોલિટિકલ' માણસોનાં નામ સાથે 'ભાઇ' શબ્દ વાપરનારા હોય છે, અને એ લક્ષણથી તેમને ઓળખી લેવા.

કારભારના શિકાર અને શિકારીઓનું આ સ્વરૂપ જુના મહાભારતમાં તો કહેલું નથી, પણ આ શિકારીઓનાં જીવનચરિત્ર લખી એકઠાં કરવામાં આવે તો નવા ક્ષત્રિયોનું નવું મહાભારત જુના કરતાં પણ વધારે વિસ્તારી અને વધારે રસિક થાય એમાં સંશય નથી.

---

૭

## નવાબ સાહેબની મુલાકાત*

[નીચેનો હેવાલ એક ઠેકાણે સરકાર તરફથી થયેલી બીનવારસી માલની હરાજીમાંથી મળેલા હસ્તલેખ ઉપરથી પ્રગટ કર્યો છે. લખનારનું નામ તેમ જ ઉદિષ્ટ

* 'જ્ઞાનસુધા' ના સને ૧૮૯૯ના જાન્યુઆરી, ફેબ્રુઆરીના અંકમાં છપાયેલો લેખ

રાખવું તો પરવડે જ નહિં. વ્યક્તિની લાયકીનો સવાલ કદિ ઉઠતો નથી, અને 'પોલિટિકલ 'વ્યવહારમાં આકૃતિવર્ધક કાચ જેવી એપ્રકારની શક્તિ છે કે યોગ્યતાનો પરમાણુ પથ્થર જેવડો મ્હોટો દેખાય છે. ઇંગ્રેજી નોકરીમાં તલાટીની નોકરી કરનાર દેશી રાજ્યમાં રેવિન્યુ કમિશનરની જગા માટે યોગ્ય ગણાય છે, બેલીફની નોકરી કરનાર સરન્યાયાધીશ નિમાય છે, નિશાળના આસિસ્ટન્ટો કેળવણી ખાતાના વરિષ્ટ અધિકારની પદવી પામે છે, અને જેલના વોર્ડર તુરંગના સર્વોપરિ કાસદાર બને છે. અને, ઇંગ્રેજી રાજ્યમાં કરેલી ફરાસની કે હરકોઈ નોકરીથી દેશી રાજ્યમાં કારભારી થવાની લાયકી સંપાદન થાય છે.

શિકાર આ પ્રમાણે ગમે તેને હાથ આવી શકે તેવો છતાં બધા શિકારીઓ ફતેહમંદ થતા નથી. શિકાર કેટલીક વખત ગુપ્ત રહેછે, અને એવે વખતે બહાર પડેછે કે તેને પકડવાનું બની શકતું નથી. ઘણી વખતે શિકાર બહાર પડયા છતાં તેને પકડવા જવાનો માર્ગ સુઝતો નથી. આ માટે શિકારી કુતરાઓની જરૂર પડે છે, અને કેટલાક 'પોલિટિકલ' માણસો શિકારી કુતરાનું જ કામ કરેછે. શિકારીઓને શિકાર શોધી આપવામાં તથા પકડી આપવામાં મદદ કરવી એટલો જ ધંધો તેઓ કરે છે. આ શિકારી કુતરાઓની ઘ્રાણશકિત બહુ તિવ્ર હોય છે. અને કોઈ પણ ઠેકાણે શિકાર નિકળી આવે કે તરત તેમને ખબર પડેછે. અલબત્ત, શિકાર પકડતાં એ કુતરાં થોડું રકતમાંસ ચુસીને કહાડી લે છે, અને, તેમનો નિર્વાહ એ જ રીતે એવો સારો ચાલે છે કે આખો શિકાર મેળવવાની તેમને કદી ઇચ્છા થતી નથી, પરંતુ, આમ થોડુંક જતાં પણ શિકારીઓને ભાગે એટલું બધું આવે છે કે કુતરા જે કહાડી લે છે, તેની તેમને ખોટ જણાતી નથી, અને ઘણી ખુશીથી તેઓ કુતરાની મદદ લે છે.

શિકારી કુતરાની મદદ લેતા છતાં પણ શિકારીની સફળતાનો ખપ પડે છે જ. શિકારી કુશળ ન હોય તો કુતરાઓએ સોંપ્યા પછી શિકાર છટકી જાયછે, અને, આ વાત સમજીને કુતરાઓ પણ કુશળ શિકારીઓનું જ કામ કરેછે. શિકારીઓની કુશળતા માત્ર શિકારને વશ રાખવામાં જ

સોનું પડેલું છે તે ઉપરથી ભીસ્તીઓને રાત દિવસ કામે લગાડી તળાવ ઉલેચી નંખાવ્યું ત્યારે ફકીરનું કહેવું ખોટું માલમ પડયું, પણ, તે પહેલાં કોઈએ તળાવને કાંઠે ઉભા રહી તળાવમાં નજર નાખી નહિં, અને કોઈએ તળાવમાં ડુબકી મારી તપાસ કરી જોઈ નહિં. તેથી, આ રાજમંડળની દૃષ્ટિ ઉંડી છે એમ પણ કહી શકાશે નહિં. નવાબ સાહેબને અગર તેમની કચેરીમાં બેસનાર કોઈ અમલદારને સહી કરતાં આવડતી નથી, અને રૂપીઆના પૈસા કેટલા એ વિષે કદી કચેરીમાં સવાલ ઉઠે તો કોઈ વાણીઆની દુકાનેથી છોકરાને તેડાવી ફેંસલો કરાવવો પડે છે; તે છતાં, દરેક પોતપોતાની ખુશામતને પ્રસંગે પોતે કેવા કાબેલ છે. કેવા ઇલમી છે, કેવા તરબિયતવાળા છે એ વર્ણન થતાં અક્ષરે અક્ષર ખરૂં માને છે. તેથી આ રાજમંડળની દૃષ્ટિ અન્તર્ગામી છે એમ પણ કહી શકાશે નહિં. "દેખતા આંધળા" એ વિશેષણ જુદી જ જાતનો હુન્નર ધરાવનાર ફીસમીઓને લગાડવામાં આવે છે; તેથી, આ મંડળની દૃષ્ટિને કયા નામથી ઓળખવી એ મુશ્કેલીનો ખુલાસો થતો નથી

નવાબ સાહેબના દરબારીઓ પ્રશંસાને પ્રસંગે પંડિત કહેવાય છે, પરંતુ જેઓ ખરી રીતે અભણ ન હોય તેમને દરબારમાં જવાની છુટ ભાગ્યેજ મળે છે. હું પણ પોતાને અભણ કહેવડાવ્યાથી જ દરબારમાં જઈ બેસી શકું છું. હું ઇંગ્રેજી જાણું છું એ વાત કદી નવાબ સાહેબના અગર તેમના અમલદારોના જાણવામાં આવે તો પગપેસારો જ બંધ થાય, કેમકે, યુરોપીયન ભાષા જાણનારા માણસો નવા આવેલા ફીરંગી લોકો સાથે મળી જઈ રાજ્ય વિરુદ્ધ ખટપટ કરે છે એમ કચેરીમંડળનું માનવું છે. એક ભાગુંતુટું ઇંગ્રેજી જાણનાર દુભાષિયાને રાજ્ય તરફથી પગાર આપી નોકર રાખવામાં આવ્યો છે, તોપણ, શહેર મુકી ગામડામાં રહવાનો તેને હુકમ છે. તેના ભાષાજ્ઞાનનો ખપ પડે ત્યારે જ તેને બોલાવવા મોકલે છે.

દુભાષિયાની આવી સ્થિતિ છતાં તેને કોઈ વખત બહુ લાભ મળી જાય છે તેનો એક દાખલો થોડા વખત પર બન્યો હતો. એક ઇંગ્રેજ

માણસોનાં નામ લેખમાં માલમ પડતાં નથી. તેમાં વર્ણવેલો વૃત્તાંત આજથી ઓછામાં ઓછાં બસેં વર્ષ ઉપર બનેલો હોવો જોઇએ એ દેખાયતું છે. વાંચનારની સુગમતા ખાતર તે સમયની ભાષા તથા જોડણીમાં સહેજસાજ સુધારો કર્યોછે. શહેરનું નામ પ્રાસદ્ધ નથી કર્યું. અને મૂળમાં જે વાકયો ઈંગ્રેજીમાં છે તેનું ગુજરાતીમાં ભાષાન્તર મુકયું છે.—

હું આ શહેરમાં આવ્યો છું ત્યારથી અહીંના રાજમંડળની દૃષ્ટિને શું નામ આપવું એ વિચારથી ગુંચવાઉ છું અને હજી યોગ્ય શબ્દ મને જડયો નથી. નવાબ સાહેબથી માંડીને છેક તેમના જોડા ઉપાડનાર ખવાસ સુદ્ધાં રાજના બધા અધિકારીઓમાં એકસરખો ગુણ એ છે કે જેટલું પોતાની નજરે પડે તેથી એક તસુ પણ તેમની દૃષ્ટિ અગાડી જતી નથી. શહેરના બજારમાં લાગેલી આગ પાંચ દહાડા લાગલાગટ ચાલવાથી આખું બજાર બળી ગયું અને એક લાખ રૂપીઆનું નુકસાન થયું, પણ નવાબ સાહેબનો મહેલ શહેરથી કાંઈક આઘો હોવાથી નવાબ સાહેબના અને તેમની કચેરીમાં ભરાતા બધા અમલદારોના જોવામાં ફકત ધુમાડા જ આવ્યા. આગ તેમના જોવામાં આવી નહિં, તેથી આગ સંબંધે તેમના તરફથી કંઈ ઉપાય લેવામાં આવ્યો નહિં, રાજ્યકર્તાની ફરજ આગ હોલવવાની હશે પણ ધુમાડો હોલવવાની તેમની ફરજ છે એમ કદી મનાયું નથી, તેથી કોઈનો દોષ કહાડાય તેમ નથી: પણ આ રાજમંડળની દૃષ્ટિ પરગામી છે એમ કહી શકાય નહિં એ તો ખુલ્લું છે. ગઇ સાલ વરસાદ ઓછો પડયો અને ડાંગર પાકી નહિં, પણ, નવાબ સાહેબના કોઠારમાં ચોખા ખુટયા અને બીજા મુલકમાંથી ચોખા લાવવાની જરૂર જણાઇ ત્યાંસુધી વરસાદની તાણને લીધે ખેડુતો રાજભાગની ડાંગર આપી શકશે નહિં એ વાત રાજમંડળમાં કોઇને સુઝી નહોતી.દીવાળી આવી અને રાજના નોકરોના પગાર આપવા તોશાખાનું ઉઘાડયું તો તેમાં નાણાં માલમ પડયાં નહિં ત્યાંસુધી શિલક વિના પગાર શી રીતે આપી શકાશે એમ ભવિષ્ય વિશે કોઇ ને કલ્પના થઇ નહોતી. તેથી,આ રાજમંડળને દીર્ઘ દૃષ્ટિ છે એમ પણ કહી શકાશે નહિં. એક ફકીરે નવાબ સાહેબને કહ્યું કે શહેરના તળાવમાં સવાલાખ મણ

રહેનાર ઉમરાવોની ઉંચી પંક્તિને અપમાન ન પહોંચે તેમ જાદુગરને ગલીચાને છેડે સ્થાન આપવામાં આવ્યું. પરંતુ, નવાબ સાહેબ દરબારમાં આવી બિરાજ્યા પછી અને સલામો થઈ રહ્યા પછી વાત કરવાની સગવડ માટે દુભાષિયો અને મુસાફર નવાબ સાહેબની પાસે ડાબા હાથની હારમાં આવીને બેઠા.

વાતચિત શરૂ થઈ. દુભાષિયો ફક્ત બંને પક્ષનાં વાકયોનો સામસામાની ભાષામાં તરજુમો કરતો હતો. ગાંઠના સવાલ પુછવાનો અને જવાબમાં ગાંઠના ખુલાસા કરવાનો અધિકાર નહોતો.

મુસાફર (ઇંગ્રેજીમાં)—આ ઇંગ્રેજ નવાબ સાહેબને સલામ કરે છે અને સલામ કબુલ થાય એવી અરજ કરે છે. અમારો રાજા નવાબ સાહેબનો દોસ્ત છે, દુશ્મન નથી.

દુભાષિયો—આ ગુલામ નેકનામદાર ખુદાવિંદ આલીજનાબ નવાબ સાહેબને કુરનસ કરી પગે પડી ધૂળ ચાટે છે. અમારા મુલકમાં પણ નવાબ સાહેબનો જ અમલ ચાલે છે, અને, અમારો રાજા નવાબ સાહેબનું નામ સાંભળીને કંપે છે.

નવાબ સાહેબ—સચ હયે, તુમારે મુલુકમે ચીડીઆં હોતી હયે ?

દુભાષિયો (ઇંગ્રેજીમાં)—તમારો દેશ અહીંથી કેટલો આઘો છે ?

મુસાફર (ઇંગ્રેજીમાં)—અમે આવીએ છીએ તે રસ્તે તો પંદર સત્તર હજાર માઇલ દૂર થાય, પણ, સીધો રસ્તો હોય તો ચાર પાંચ હજાર માઇલિ થાય.

દુભાષિયો—ચકલીઓ અમારા દેશમાં ઘણી થાય છે. અને, ગુલામ ચકલીઓના ખેલ કરી જાણે છે. ચકલીઓ તોપ ફોડે છે.

નવાબ સાહેબ—વાહ ! અજબ ! તુમ મુરઘે લડા સકતે હો ?

દુભાષિયો (ઇંગ્રેજીમાં)—તમને અહિં આવતાં કેટલો વખત લાગ્યો ?

મુસાફર (ઇંગ્રેજીમાં)—લગભગ સાત મહિના થયા. પણ બધે રસ્તે પવન અનુકૂળ હોત તો ૭ મહિનાથી વધારે ન થાત.

મુસાફર નવાબ સાહેબના મુલકમાં પ્રવાસ કરી માહીતી મેળવવાને તથા નવાબ સાહેબનાં દર્શન કરવાને બહુ જ ઇંતેજાર હતો. પરંતુ, નવાબ સાહેબની હદમાં પેસવાની જ તેને મના કરવામાં આવી. નવાબ સાહેબના હુકમથી દુભાષિયો તે મુસાફરને સરહદ પર જઇ મળ્યો અને તેને ખબર આપી કે ફીરંગીઓને રાજમાં પેસવા દેવા નવાબ સાહેબ ખુશી નથી. મુસાફરે પોતાની પાસેના પત્રો બતાવી દુભાષિયાને કહ્યું કે વેપારીઓની હરીફાઈ સાથે કે રાજદ્વારી પ્રયત્નો સાથે મારે કંઇ પણ સંબંધ નથી, માત્ર જિજ્ઞાસા ખાતર હું પ્રવાસે નિકળ્યો છું. (મુસાફરને નામથી હું પણ ઓળખું છું અને જાણું છું કે તે ઘણો ભલો માણસ છે અને ઘણા મુલકોમાં ફરેલો હોવા છતાં કોઈ ઠેકાણે કોઈ જાતની ખટપટમાં ભળતો નથી.) દુભાષિયાએ મુસાફરને કહ્યું કે જુદા જુદા ફીરંગીઓના ઉદ્દેશમાં ભેદ હોય એમ નવાબ સાહેબ માનતા નથી. મુસાફરે બહુ આજીજી કરી, અને દુભાષિયાને બહુ સારી ખુશબખતી આપી. દુભાષિયાએ આવી નવાબ સાહેબને જાહેર કર્યું કે મુસાફર બહુ જાતજાતના જાદુના ખેલ કરી જાણે છે માટે નવાબ સાહેબે એક વખત તેની મુલાકાત લેવી અને તેની સાથે વાત કરતાં તેની દાનત સારી જણાય તો પછી તેને ખેલ કરવા બોલાવવો,–એવી મુસાફરની અરજ છે. દશ દિવસ પછી જાદુગરને તેડી લાવવાનો નવાબ સાહેબે હુકમ કર્યો અને રાજ્યમાં દાખલ થવાની તેને પરવાનગી આપી.

મુસાફર અમીર પદવીનો હતો અને તે જાદુગર થવાનું કબુલ કરે તેમ નહોતું. દુભાષિયાએ તેને જાદુના ખેલ વિશે વાત કરી જ નહિં. નવાબ સાહેબ અને મુસાફર એક બીજાનું બોલવું સમજી શકે તેમ નહોતું તેથી દુભાષિયાને કંઇ ચિંતા નહોતી. હું ઇંગ્રેજી જાણું છું એ તે જાણતો નથી.

દસ દિવસ સુધી રાજ્યમાં પ્રવાસ કરાવી અને અનેક રીતે પૈસા કઢાવી દુભાષિયો મુસાફરને નવાબ સાહેબના દરબારમાં લઈ આવ્યો. નિરંતર હુક્કો, અફીણ, શરાબ અને નવાબ સાહેબઃ એ સર્વની સોબતમાં

રહેનાર ઉમરાવોની ઉંચી પંક્તિને અપમાન ન પહોંચે તેમ જાદુગરને ગલીચાને છેડે સ્થાન આપવામાં આવ્યું. પરંતુ, નવાબ સાહેબ દરબારમાં આવી બિરાજ્યા પછી અને સલામો થઈ રહ્યા પછી વાત કરવાની સગવડ માટે દુભાષિયો અને મુસાફર નવાબ સાહેબની પાસે ડાબા હાથની હારમાં આવીને બેઠા.

વાતચિત શરૂ થઈ. દુભાષિયો ફક્ત બંને પક્ષનાં વાક્યોનો સામસામાની ભાષામાં તરજુમો કરતો હતો. ગાંઠના સવાલ પુછવાનો અને જવાબમાં ગાંઠના ખુલાસા કરવાનો અધિકાર નહોતો.

મુસાફર (ઇંગ્રેજીમાં)—આ ઇંગ્રેજ નવાબ સાહેબને સલામ કરે છે અને સલામ કબુલ થાય એવી અરજ કરે છે. અમારો રાજા નવાબ સાહેબનો દોસ્ત છે, દુશ્મન નથી.

દુભાષિયો—આ ગુલામ નેકનામદાર ખુદાવિંદ આલીજનાબ નવાબ સાહેબને કુરનસ કરી પગે પડી ધૂળ ચાટે છે. અમારા મુલકમાં પણ નવાબ સાહેબનો જ અમલ ચાલે છે, અને, અમારો રાજા નવાબ સાહેબનું નામ સાંભળીને કંપે છે.

નવાબ સાહેબ—સચ હયે, તુમારે મુલુકમે ચીડીઆં હોતી હયે ?

દુભાષિયો (ઇંગ્રેજીમાં)—તમારો દેશ અહીંથી કેટલો આઘો છે ?

મુસાફર (ઇંગ્રેજીમાં)—અમે આવીએ છીએ તે રસ્તે તો પંદર સત્તર હજાર માઇલ દૂર થાય, પણ, સીધો રસ્તો હોય તો ચાર પાંચ હજાર માઇલ થાય.

દુભાષિયો—ચકલીઓ અમારા દેશમાં ઘણી થાય છે. અને, ગુલામ ચકલીઓના ખેલ કરી જાણે છે. ચકલીઓ તોપ ફોડે છે.

નવાબ સાહેબ—વાહ ! અજબ ! તુમ મુરઘે લડા સકતે હો ?

દુભાષિયો (ઇંગ્રેજીમાં)—તમને અહિં આવતાં કેટલો વખત લાગ્યો ?

મુસાફર (ઇંગ્રેજીમાં)—લગભગ સાત મહિના થયા. પણ બધે રસ્તે પવન અનુકૂળ હોત તો છ મહિનાથી વધારે ન થાત.

દુભાષિયો–હાં ખુદાવિંદ, મરઘા લડાવી શકું છું. સાપ અને નોળીયાને પણ લડાવુંછું.નોળીયાએ મારેલા સાપને જાદુના જોરથી જીવતો કરૂંછું.

નવાબ સાહેબ––તુમારે મુલકમેં ઘોડેકા બચ્ચા અંડમેંસે હોતાં હયે એ બાત સચ્ચી ?

દુભાષિયો (ઇંગ્રેજીમાં)–તમે અહીં આવતાં રસ્તામાં ક્યાંક્યાં મુસાફરી કરી?

મુસાફર (ઇંગ્રેજીમાં)––આ દેશમાં તો મારા દેશથી બારોબાર વહાણમાં આવ્યો. મદ્રાસ આવી ઉતર્યા પછી દક્ષિણના એકએક રાજ્યમાં ફર્યો છું. આ પ્રાંતોમાં બધે ફર્યા પછી ઉત્તર તરફ જવા ધારૂં છું.

દુભાષિયો––ઘોડીનું ઇંડું કોળાથી કંઈ મોટું થાય છે, પણ, રંગે ધોળું. મદ્રાસમાં એવાં ઈંડાં થોડાં આણ્યાં છે. ઘોડી એ ઇંડાં સેવતી નથી, પણ, પાણીમાં મુકી આવે એટલે મગરી સેવે છે.

નવાબ સાહેબ––તબતો વો ભઠીઆરેકી બાત સચ્ચી નિકલી. ભઠીઆરેકુ એક ગાંવ ઇનામ દે દેના. તુમ જાદુસે દુસરા કયા કર સકતે હો?

દુભાષિયો (ઇંગ્રેજીમાં)––મુસાફરીમાં તમને મુશ્કેલીઓ ઘણી પડતી હશે. તેમ જ ખરચ પણ થતો હશે. તમે શા હેતુથી મુસાફરી કરો છો ?

મુસાફર (ઇંગ્રેજીમાં)—જીજ્ઞાસા ખાતર અને માહીતી મેળવવા સારૂ મુસાફરી કરૂં છે. પ્રવાસમાં મુશ્કેલીઓ તો હોયજ એટલે તેથી નાઉમેદી થતી નથી, ખર્ચ કર્યા વિના તો દેશો જોવાય જ નહિં, પણ ખરચ કોઈ વખતે ઉગી નીકળે છે.

દુભાષિયો––નજરબંધી કરૂં છું; કરવાડામાં પેસી નાળચામાંથી નીકળી જાઉં છું, ફુંક મારી હાથીને ઉંચો ઉડાડું છું. અંગુઠી ઘસીને મહેલ ઉભો કરૂં છું. લાકડાના પુતળા પાસે માણસની બોલી બોલાવું છું. માણસની માખી બનાવી દઉં છું અને પાછો માણસ કરૂં છું. કુતરાની પુંછડી કાપી તેમાંથી સસલું કહાડી આપું છું.

નવાબ સાહેબ–ક્યા તાજુબી ! ડબ્બીમેંસે લખોટીયાં ઉડા સકતે હો ?

દુભાષિયો (ઇંગ્રેજીમાં)–તમારા મુલકમાં નાણાં શેનાં થાય છે ?

મુસાફર (ઈંગ્રેજીમાં)-રૂપાનાં તેમ જ સોનાનાં. સોના નાણાંનો એક સીકક્કો આપને બતાવું છું. એ ઉપર અમારા રાજાની છબી છે.

દુભાષિયો—લખોટીઓ ઉડાવી દઉં છું. અને આવા સીક્કા તાળાબંધ પેટીમાંથી ઉડાડી દઉં છું. ખાલી હોય તો ભરી પણ દઉં છું.

નવાબ સાહેબ—રીંછકે સાથ કુસ્તી કર શકતે હો ?

દુભાષિયો (ઇંગ્રેજીમાં) તમારા રાજાનું લશ્કર કેટલું છે ?

મુસાફર (ઈંગ્રેજીમાં)-અમારા દેશમાં રાજાથી કાયમનું લશ્કર રાખીશકાતું નથી. લડાઈ થાય ત્યારે જરૂર જેટલું લશ્કર ઉભું કરે છે.

દુભાષિયો—ગુલામ રીંછને કુસ્તી કરી પટકી નાખે છે. તેમ જ પાડા વાઘ અને સિંહ સાથે કુસ્તી કરી તેમને પટકી નાખે છે.

નવાબ સાહેબ—બંદરકા ખેલ કરતે હો ?

દુભાષિયો (ઇંગ્રેજીમાં)-તમારો રાજા કયો ધર્મ પાળે છે ?

મુસાફર(ઇંગ્રેજીમાં)—ખ્રીસ્તી ધર્મ પાળે છે. અમારા દેશમાં રાજા અને પ્રજા સહુ ઈસા મસીને માને છે.

દુભાષિયો—વાંદરાં રમાડું છું. નવાબ સાહેબ જે ખેલ ફરમાવે તે કરી બતાવવાની બંદો તાકાદ રાખે છે.

નવાબ સાહેબ—કૌએ, કુત્તે ઓર ગદ્ધેકે માફક અવાજ કર શકતે હો ?

દુભાષિયો (ઈંગ્રેજીમાં)-તમારા દેશમાં ખેતી વધારે થાય છે કે વેપાર વધારે ?

મુસાફર (ઇંગ્રેજીમાં)—પ્રથમ તો ખેતી જ બહુધા ચાલતી; ધીમે ધીમે દેશ પરદેશનો વેપાર ચાલતાં હાલ ખેતીથી વેપાર બહુ વધી જવા લાગ્યો છે.

દુભાષિયો-જાતજાતનાં પંખી અને જનાવરના અવાજ બંદો કહાડી શકે છે, અને, તેમને ભુલાવામાં નાખી તેમનો જમાવ કરી શકે છે.

નવાબ સાહેબ—તુમારા ખેલ કલ બતલાવો; કચેરી ભરકે દેખિંગે.

દુભાષિયો(ઇંગ્રેજીમાં)-તમારે કંઈ સગવડની ખામી હોય તો દુભાષિયાને કહેવું.

મુસાફર (ઇંગ્રેજીમાં)—નવાબ સાહેબનો હું બહુ આભાર માનુંછું. મારે બધી અનુકૂળતા છે.

દુભાષિયો—ખેલ કરવાનો મારો સામાન આપની હદ બહાર છે, તે લાવીને હું હાજર થઈશ.

નવાબ સાહેબ—બહોત અચ્છા, જલદી આના.

દુભષિયો (ઇંગ્રેજીમાં)—મુલાકાતથી અમે ખુશી થયા છીએ.

ઉપકાર માની મુસાફર વિદાય થયો. સાત આઠ દહાડા થયા પણ જાદુગર પાછો આવ્યો નહિં, તેથી, નવાબસાહેબે તેને બોલાવી લાવવાનો દુભાષિયાને હુકમ કર્યો. તપાસ કરી આવી દુભાષિયાએ જાહેર કર્યું કે “ગરીબ પરવર, જાદુગર તો ગુજર ગયા.” ગરીબપરવરે તે વાત તરત ખરી માની, અને, દુભાષિયાની મુશ્કેલીઓ પતી ગઈ. દુભાષિયાએ બહુ માનભરેલી મુલાકાત કરાવી તે માટે મુસાફરે ખુશ થઈ સારી બક્ષીસ આપી હતી. તેના બદલામાં દુભાષિયાએ મુસાફરને મારી નાખી કૃતઘ્ન આચરણ કર્યું એમ તો નહિં જ કહેવાય, કેમકે, દુભાષિયાએ મુસાફરને મારી નાખ્યો નહોતો, અને, મુસાફર મરી ગયો નહોતો.

આ વૃત્તાન્ત મારી સ્મૃતિમાંથી ખસી ગયો હતો, પણ, એ મુસાફરે પોતાના પ્રવાસના હેવાલનું પ્રસિદ્ધ કરેલું પુસ્તક મારા જોવામાં હમણાં આવ્યું તેથી ઉપરની હકીકત યાદ આવી. એ પુસ્તકમાં નવાબ સાહેબની મુલાકાત વિશે તેણે નીચે પ્રમાણે લખ્યું છે:—

“—શહેરના નવાબ સાહેબની મુલાકાત જેવા અતિશય આનંદજનક બનાવ મારા પ્રવાસમાં બહુ થોડા બન્યા છે. તેમણે મારી તરફ બહુ જ સભ્ય વર્તન દર્શાવ્યું. નવાબ સાહેબે મને જે વિચારવંત અને ઉંડાણ ભરેલા સવાલ પુછ્યા તે પરથી મને જણાઈ આવ્યું કે તેમણે સારી કેળવણી લીધેલી છે અને તેમની બુદ્ધિ સારો પ્રકાશ પામેલી છે. નવાબ સાહેબનો અને તેમના દરબારીઓનો દેખાવ તો એવો છે કે કોઇ એમ ધારે કે તેઓ હમણાં જ ઉંઘમાંથી ઉઠ્યા છે અને હમણાં પાછા ફરી ઉંઘી જવાના છે. પરંતુ બહારના દેખાવ કેવા ખોટા હોય છે : મારી સાથેની વાતચીતમાં જાતજાતની બાબતો ઉપર માહીતી મેળવવાની નવાબ સાહેબની જે ઇંતેજારી જણાઈ આવી તે પરથી મારી ખાતરી થઈ કે

સામાન્ય જ્ઞાનના વિષયોનો તેમને પરિચય છે અને રાજનીતિથી તેઓ અજાણ નથી. હિંદુસ્તાનના રાજાઓનો ઘણો મહોટો ભાગ એવો છે કે તેમની આ પ્રકારની જરા પણ સ્તુતિ થઈ શકે નહિં, અને તેથી—ના નવાબ સાહેબની આ વિશેષતા ખાસ ધ્યાન ખેંચે છે. દુભાષિયા રાખવાની રીત હિંદુસ્તાનના ઘણાખરા રાજાઓના દરબારમાં દાખલ થઈ છે, અને, તેથી મુસાફરોને બહુ સુગમતા થાય છે. એ બધા દુભાષિયાઓને વ્યાકરણ પર વધારે પ્રીતિ કરવાની ભલામણ કરવી ઘટે છે.—ના દુભાષિયાએ મારા ઉપર એટલો ઉપકાર કર્યો છે કે આ સંબંધે તેનો દોષ કહાડવા હું ખુશી નથી; પરંતુ, એ તો કહેવું જોઈએ કે અંગ્રેજ મુસાફરો લાખો પાઉન્ડ સાથે લઈ ને ફરે છે એમ તે માને છે તે તેના જેવા સુશિક્ષિત ગૃહસ્થને છાજતું નથી."

અલબત્ત, આ પુસ્તક નવાબ સાહેબના વાંચવામાં આવ્યું નથી અને આવવાનું નથી. દુભાષિયો એ પુસ્તક વાંચી તેમાંની ભૂલ સુધારવાનો પ્રયત્ન કરે એ અસંભવિત છે. એ પુસ્તકમાંની હકીકત ભવિષ્યમાં ઇતિહાસના સાધન તરીકે વપરાશે એ નક્કી છે. માટે, ખરી હકીકત જણાવી ભૂલ થતી અટકાવવાનો પ્રયત્ન કરવો એ ફરજ સમજી આ હેવાલ અહીં ટાંકી મુકું છું.

---

## ૮

## નવાબ સાહેબની મુલાકાત*

### ( સંવાદરૂપ. )

### પ્રવેશ ૧ લો.

સ્થળ:—નવાબ સાહેબની કચેરી.

પાત્રો—નવાબસાહેબ, ત્રણ હજુરીયા અને પાછળથી દુભાષિયો.

૧ લો હજુરી—પાંચ રોજસે શહેરમેંસે ધુંવા નિકલતી હય વો ક્યા હોગા ?

---

* આ પહેલાંના લેખ ઉપરથી રચેલો સંવાદ. આ સંવાદ "સમાલોચક" પુ૦ ૧૯ અંક ૨ માં છપાયો હતો. ઈંગ્રેજી વાક્યોનું ભાષાંતર એ પત્રની ઓફિસ તરફથી કરવામાં આવ્યું છે.

૨ જો હજુરી–શાયદ, આગ ન હોવે ! આગ હોવે તો બુઝાની ચાહીએ.
નવાબસાહેબ–તુમકુ એભી ખબર નહિં કે આગ દુસરી ચીજ હય, ઔર ધુંવા દુસરી ચીજ હય ? ધુંવા બુઝાની એ અપના કામ નહિં હય.
૩ જો હજુરી–નવાબ સાહેબ બરાબર ફરમાતે હય. આગ હાંસે દીખતી નહિં તો કિસ તરેહસે કહે સકતે હો કે આગ હય ?
૧ લો હજુરી–ઇનકી અકલ હી ઐસી ચલતી હય. ગઈ સાલ ઓ ફકીરને આકે કહા કે શહેરમેં તલાવમેં સવાલાખ મન સુન્ના હય તો નવાબસાહેબને ભીસ્તી લોકકી પાસ તલાવ ખાલી કરવાયા–સુન્ના કુછ નિકલા નહિં. તબ એ જનાબ કહેને લગે કે પહેલેસે તલાવમેં પેંઠ કે દેખના થા કે તલાવમેં સુન્ના હય યા નહિ.
૨ જો હજુરી–નાહક તલાવમેં પેંઠના ઔર શરદીસે હયરાન હોના એ અકલ કહાંસે લાયે ?
૩ જો હજુરી–ભીસ્તી લોકકું કિતને રૂપયે દિયે ?
નવાબસાહેબ–રૂપયેકી તો ખબર નહિં. લેકિન દસ કરોડ પેસે હુવે ઐસા કોઈ કહેતા થા.
૧ લો હજુરી–એક રૂપયેમેં કિતને પેસે હોતે હય ?
૨ જો હજુરી–મુઝકો તો માલુમ નહિં.
૩ જો હજુરી–મેરેકું ભી ખબર નહિં.
૧ લો હજુરી–ગાંવમેંસે કોઈ બનિયેકે લડકેકું બુલાઓ; તુરત ગીન દેગા. એ કુછ અપના કામ હય ?
૨ જો હજુરી–બેશક નહિં, અપને જેસે કાબીલ, આલીમ,તરબિયતવાલે લોક રૂપયે કે પેસે ગીનનેકું બૈઠિંગે.
નવાબ સાહેબ–એસે હીસાબી ઇલમવાલે આદમી હમેરે વહાં હોનાભી નહિં ચાહીએ. ઓ ફીરંગી લોકકી જબાન જાનને વાલેકું તો સારે મુલ્કમેં દાખલ હોનેકાભી હુકમ નહિં.
૧ લો હજુરી–સિર્ફ વો દુભાષિયા તો હય.
૨ જો હજુરી–ઉસકુંભી ગામડેમેં રહેનેકા હુકમ હય. કયા કરે ? કભી કભી ઉસકી જરૂર પડતી હય.

નવાબ સાહેબ—એ દુભાષિયેકું સરહદ પર એક અંગ્રેજકી પાસ અભી ભેજા હય. યુરેપિયન કહેતા હય કે મેં મુસાફિર હું ઔર નવાબ-સાહેબકી મુલાકાતકા ઇંતેજાર હું. દુભાષિયેકે સાથ હુકમ ભેજા કે હદમેં દાખલ મત હોના. ફિર દુભાષિયા પેગામ લેકર આયા કે યે અંગ્રેજી બેપારી નહિં હય.ઔર રાજકી ખટપટમેં નહિં પડતા, તો જવાબ ભેજા કે નવાબ સાહેબ ફીરંગી લોકમેં ફેર નહિં સમજતે.

૧ લો હજુરી—દુભાષિયા હી આતા હય.

( દુભાષિયો પ્રવેશ કરે છે. )

દુભાષિયો—(સલામો કર્યા પછી) અંગ્રેજ મુસાફર ખુદાવિંદ નવાબ સાહેબને અરજ કરે છે કે હું બહુ જાતજાતના જાદુના ખેલ કરી જાણું છું માટે ખુદાવિંદે એક વખત મારી મુલાકાત લેવી જોઈએ, અને, વાત કરતાં મારી દાનત સાફ જણાય તો પછી મને ખેલ કરવા બોલાવવો. હેરતભરેલા જાદુના ખેલ થાય છે.

નવાબ—અચ્છા, દસ રોજ પીછે આને દો.

---

## પ્રવેસ ૨ જો.

સ્થળઃ—યુરોપીઅન મુસાફરનો ઉતારો.

પાત્રો—યુરોપીઅન મુસાફર અને દુભાષિયો.

યુરોપી૦—Well, Interpreter, does the Nawab Saheb still distrust an English peer who seeks nothing but the honour of an interview, with an Indian prince ?

(ઠીક દુભાષિયા ! એક હિન્દુસ્તાનના રાજા સાથેની મુલાકાતના માન વિના બીજા કશાની જેને આશા નથી તેવા અંગ્રેજ અમીરના ઉપર નવાબસાહેબને હજી પણ ભરોસો પડતો નથી?)

દુભાષિયો—No, my lord. Your gold not given me in vain. Nawab Saheb says yes. Here is *Parvanah.*

( ના, સાહેબ. તમે મને બક્ષીસ કંઈ નકામી આપી નથી, નવાબ સાહેબ હા પાડે છે. આ રહ્યો પરવાનો. )

યુરોપી૦—That is fortunate. When do we go?

( એ ઠીક થયું. આપણે ક્યારે જઈશું ? )

દુભાષિયો—In ten days.

( દસ દિવસમાં )

દુભાષિયો-(સ્વગત) સારૂં છે કે દરબારમાં બીજું કોઈ અંગ્રેજી જાણતું નથી. નવાબ સાહેબ જાણશે કે જાદુગર છે, અને મુસાફર જાણશે કે મારે મુલાકાત થઈ.

---

### પ્રવેશ ૩ જો.

સ્થળઃ—નવાબ સાહેબની કચેરી.

પાત્રો—નવાબસાહેબ, હજુરિયા, અંગ્રેજ મુસાફર, દુભાષિયો વગેરે.

યુરોપી૦—An Englishman presents his salutations to His Highness the Nawab Saheb, and prays that his salutations be accepted. The King of my country is a friend of the Nawab Saheb, and not an enemy.

( એક અંગ્રેજ ખુદાવિંદ નવાબસાહેબને કુરનસ કરે છે; અને અરજ કરે છે કે તેનો અંગીકાર કરશો. મારા દેશના રાજા નવાબસાહેબના દોસ્ત છે, દુશ્મન નથી. )

દુભાષિયો-આ ગુલામ નેક નામદાર ખુદાવિંદ આલીજનાબ નવાબ-સાહેબને કુરનસ કરી પગે પડી ધુળ ચાટે છે. અમારા મુલકમાં

પણ નવાબ સાહેબનો જ અમલ ચાલે છે; અને, અમારો રાજા નવાબસાહેબનું નામ સાંભળીને કંપે છે.

નવાબ—સચ હય, તુમારે મુલકમેં ચિડિયાં હોતી હય ?

દુભાષિયો—Your country from here how far ?

( તમારો મુલક અહિંયાથી કેટલો દૂર છે ? )

યુરોપી૦—The route we come by is about fifteen or seventeen thousand miles. But if there were a direct route it would be four to five thousand miles.

( જે રસ્તે થઈને અમે આવીએ છીએ તે લગભગ પંદર કે સત્તર હજાર માઈલનો છે. પરન્તુ જો સીધો રસ્તો હોય તો તે ચાર કે પાંચ હજાર માઈલનો થાય. )

દુભાષિયો—ચકલીઓ અમારા દેશમાં ઘણી થાયછે. અને ગુલામ ચકલીઓના ખેલ કરી જાણે છે. ચકલીઓ તોપ ફોડે છે.

નવાબ—વાહ ! અજબ ! તુમ મરઘે લડા શકતે હો !

દુભાષિયો—You coming here what time felt ?

( તમને અહિંઆં આવતાં કેટલોક વખત લાગ્યો ? )

યુરોપી૦—It took me about seven months. With favourable winds, however, six months would have been enough.

( મને લગભગ સાત મહિના લાગ્યા, પણ જો પવન અનુકૂલ હોય તો છ મહિના બસ થાય. )

દુભાષિયો—હા, ખુદાવિંદ, મરઘા લડાવી શકું છું. સાપ અને નોળીયાને પણ લડાવી શકું છું. નોળીયાએ મારેલા સાપને જાદુના જોરથી જીવતો કરી શકું છું.

નવાબ—તુમારે મુલુકમેં ઘોડેકા બચ્ચા અંડમેંસે હોતા હય એ બાત સચ્ચી ?

દુભાષિયો—You coming here in the road where where travelled ?

( તમે અહિંઆં આવતાં ક્યાં ક્યાં મુસાફરી કરી ? )

યુરોપી૦—I came direct to this country in a sailing vessel. I landed at Madras, and, I have visited every one of the kingdoms of the south. After making a tour all over this province, I intend going north.

( હું પરભાર્યો આ દેશમાં જ વહાણમાં આવ્યો. હું મદ્રાસ ઉતર્યો, અને દક્ષિણનું દરેકેદરેક રાજ્ય જોઈ આવ્યો. આ પ્રાન્તમાં મુસાફરી કર્યા પછી હું ઉત્તર તરફ જવાનો ઈરાદો રાખું છું. )

દુભાષિયો—ઘોડીનું ઈંડું કોળાથી કંઈક મ્હોટું પણ રંગે ધોળું થાયછે. મદ્રાસમાં એવાં થોડાં ઈંડાં આણ્યાં છે. ઘોડી એ ઈંડાં સેવતી નથી પણ પાણીમાં મૂકી આવે છે એટલે તે ઈંડાં સગરી સેવેછે.

નવાબ—તબ તો વો ભઠીઆરેકી બાત સચ્ચી નિકલી. ભઠીઆરેકું એક ગાંવ ઈનામ દે દેના. તુમ જાદુસે દુસરા કયા કર સકતે હો ?

દુભાષિયો—In travelling many difficulties must be falling on you. Expense also must be becoming. From what purpose you travel ?

( મુસાફરીમાં તમારા ઉપર બહુ મુશ્કેલીઓ પડતી હશે. ખરચ પણ થતું હશે. તમે શા હેતુથી મુસાફરી કરો છો ? )

યુરોપી૦—I travel in order to gather knowledge and information. Of course, travelling in strange lands has its difficulties. But that does not disappoint me. You cannot see countries without trouble and expense.

( હું જ્ઞાન અને માહિતી મેળવવા માટે મુસાફરી કરૂં છું. બેશક,

અજાણ્યા દેશમાં મુસાફરી કરવામાં મુસીબતો તો નડે જ, પરંતુ તેથી હું નાઉમેદ થતો નથી. મુસીબતો અને ખરચ વિના કંઈ દેશો જોઈ શકાય નહિં.)

દુભાષિયો—નજરબંધી કરૂં છું, કરવાડામાં પેસી નાળચામાંથી નીકળી જાઉં છું. ફુંક મારી હાથીને ઉંચો રમાડું છું. અંગુઠી ઘસીને મહેલ ઉભો કરૂં છું, લાકડાના પુતળા પાસે માણસની બોલી બોલાવું છું, માણસની માખી બનાવી દઉં છું, અને, પાછો માણસ કરૂં છું. કુતરાની પુંછડી કાપી તેમાંથી સસલું કહાડી આપું છું.

નવાબ—કયા તાજુબી ! ડબ્બીમેંસે લખોટીઆં ઉડા શકતે હો ?

દુભાષિયો—In your country coins made of what ?
( તમારા દેશમાં સીક્કા શાના થાય છે ? )

યુરોપી૦—Of silver as well as of gold. Here is a gold coin with the portrait of His Majesty the King of my country stamped upon it.
( રૂપાના તેમ જ સોનાના. આ રહ્યો એક સોનાનો સિક્કો. એના ઉપર અમારા દેશના રાજાની છબીની છાપ છે. )

દુભાષિયો—લખોટીઓ ઉડાવી દઉં છું અને આવા સીક્કા તાળાબંધ પેટીમાંથી ઉડાવી દઉં છું. પેટી ખાલી હોય તો ભરી પણ દઉં છું.

નવાબ—રીંછકે સાથ કુસ્તી કર શકતે હો ?

દુભાષિયો—How many your king's army–men ?
( તમારા રાજાના લશ્કરી માણસો કેટલા ? )

યુરોપી૦—Well, the fact is His Majesty has not the power to keep a standing army. But he can raise as large an army as he needs whenever he has tomake war with any of his enemies.
( ખરી વાત તો એ છે કે અમારા રાજાને કાયમનું લશ્કર રાખવાની સત્તા નથી. પરન્તુ જ્યારે તેમના કોઇ દુશ્મનો સામે

લડાઇ કરવાની હોય છે ત્યારે જેવડું લશ્કર જોઇએ તેટલું તૈયાર કરી શકે છે. )

દુભાષિયો—ગુલામ રીંછને કુસ્તી કરી પટકી નાખે છે. તેમ જ પાડા વાઘ અને સિંહ સાથે કુસ્તી કરી તેમને પટકી નાખે છે.

નવાબ—બંદરકા ખેલ કરતે હો ?

દુભાષિયો—What religion your king keeps ?

( તમારા રાજા કયો ધર્મ પાળે છે ?

યુરોપી૦—The Christian Religion. The king and his subject are the followers of Jesus Christ.

( ખ્રીસ્તી ધર્મ. રાજા અને પ્રજા ઇસુ ખ્રીસ્તના અનુયાયીઓ છે. )

દુભાષિયો—વાંદરાં રમાડું છું. નવાબસાહેબ જે ખેલ ફરમાવે તે કરી બતાવવાની બંદો તાકાત રાખે છે.

નવાબ—કૌએ કુત્તે ઓર ગધ્ધે કે માફક અવાજ કર સકતે હો ?

દુભાષિયો—In your country agriculture more or trade more ?

( તમારા દેશમાં ખેતી વધારે કે વેપાર ? )

યુરોપી૦—Formerly agriculture was the main occupation of the people. Then gradually people engaged in foreign trade. And now trade continues to preponderate.

(આગળ ખેતી એ લોકોનો મુખ્ય રોજગાર હતો. ત્યાર પછી ધીમે ધીમે પરદેશના વેપારમાં લોકો જોડાવા માંડયા. હમણા પણ વેપાર વધતો જ જાય છે. )

દુભાષિયો–જાત જાતનાં પખી અને જાનવરનો અવાજ બંદો કહાડી શકે છે, અને, તેમને ભુલાવામાં નાખી તેમનો જમાવ કરી શકે છે.

નવાબ–તુમારા ખેલ કલ બતલાવો. કચેરી ભરકે દેખિંગે.

દુભાષિયો—If any convenience wanting to you, you speak to the interpreter.

( જો તમારી સગવડમાં કોઈ જાતની ખામી હોય તો તમે દુભાષિયાને કહેજો. )

યુરોપી૦—I am highly obliged to the Nawab Saheb. There is nothing that I want at present.

(હું નવાબ સાહેબનો બહુ આભાર માનું છું. હાલમાં મારે કશાની જરૂર નથી. )

દુભાષિયો-ખેલ કરવાનો મારો સામાન આપની હદની બહાર છે, તે લાવીને હું હાજર થઈશ.

નવાબ—બહોત અચ્છા, જલદી આના.

દુભાષિયો—This interview has been a great pleasure

( તમારી મુલાકાતથી હું બહુ રાજી થયો છું. )

---

## પ્રવેશ ૪ થો.

સ્થળઃ—અંગ્રેજ મુસાફરનો ઉતારો.

પાત્રો-અંગ્રેજ મુસાફર અને દુભાષિયો

યુરોપી૦—Interpreter, the interview was a delightful surprise to me. If you look at the Nawab Saheb and his courtiers, you think they have just risen from sleep, and are going to sleep once more. But how false are outward appearances! The Nawab Saheb asked me highly intelligent questions. He is a shrewd and well-informed ruler, and, is anxious to acquire information.

( દુભાષિયા! આ મુલાકાતથી મને બહુ સાનંદાશ્ચર્ય થયું. જો તમે નવાબ સાહેબ અને તેમના હજુરીઆ તરફ જુઓ તો જાણે તેઓ હમણાં જ ઉંઘી ઉઠયા હોય અને તરત જ ફરીથી

ઉંઘી જવાના હોય એમ દેખાય છે. પરંતુ બહારના દેખાવ કેવાં છેતરે છે ? નવાબ સાહેબે મને બહુ હોંશિયારી ભર્યા પ્રશ્નો પુછ્યા. તે એક કાબેલ અને બહુશ્રુત રાજા જણાય છે: અને માહિતી મેળવવા ઇંતેજાર છે.

દુભાષિયો—Don't forget your interpeter, my lord.
( સાહેબ ! આપના દુભાષિયાને ભુલી જશો નહિ. )

યુરોપી૦—Oh ! I cannot forget you. You are a clever and useful man. A medium of grammar would do you much good; and, do not have the impression that English travellers carry about with them millions.
( આહ ! હું તમને ભુલી શકું એમ છે જ નહિં. તમે બહુ હોશીઆર અને ખપના માણસ છો. જરા વ્યાકરણનું વધારે જ્ઞાન મેળવશો તો તમને લાભ બહુ થશે. અને, મનમાં એમ ન રાખશો કે અગ્રેજ મુસાફરો લાખો પાઉન્ડ સાથે લઇને ફરે છે.)

---

## ૯

## વ્યાકરણમાં એક નવીન શોધ*

( અંગ્રેજી પરથી. )

મે. તંત્રી સાહેબ

મને ઘણી વાર લાગ્યું છે કે આપણી ભાષામાં યથાર્થ વર્ણન માટે જોઇએ તેવાં વિશેષણો નથી. વિશેષણોને માત્ર ત્રણ તુલનાનાં રૂપ હોય છે, પરંતુ પ્રમાણમાં આ ત્રણ બહુ જ ઓછાં છે. કેમકે સેંકડો પદાર્થોને તે લગાડવામાં આવે છે અને જો કે તે પદાર્થ એક જ જાતના હોય છે છતાં

* " જ્ઞાનસુધા " ના સન ૧૮૯૯ ના જાન્યુઆરીથી માર્ચ સુધીના અંકમાં છપાયેલો લેખ.

તેમાં અમુક વિશેષતાના અનેક ભિન્ન ભિન્ન અંશ છાયા હોય છે. ઉદાહરણ તરીકે-વર્ષના ત્રણુસેં ને પાંસઠ દિવસની હવા જુદી હોય છે, અને સ્વાભાવિક રીતે એક દિવસની હવા બીજાથી સહજ પણ ફેરફાર વગરની હોતી નથી. પરંતુ આ ભેદનો ખ્યાલ આપવા માટે ભાષામાં દસબાર વિશેષણ પણ પૂરાં નથી. આપણે કહીએ છીએ કે આજની હવા ઉષ્ણ છે અથવા ઉષ્ણુતર છે કે ઉષ્ણુતમ છે. પરંતુ, આથી હવાનો ચોક્કસ રીતે ખ્યાલ આવી શકતો નથી એ સહજ સમજાય તેવું છે. અને પરાકાષ્ઠા દર્શાવતાં વિશેષણો ઘણુંખરૂં સત્ય હોતાં નથી.

કોઈ સ્ત્રીને માટે આપણે કહીએ કે તે સુંદર છે, કે ઘણી સુંદર છે અથવા પરિપૂર્ણ સુંદરતા વાળી છે. આવા પ્રકારનાં વર્ણન જેણે તેને દીઠી ન હોય તેને મન નકામાં છે. કેમકે જે અનેક સ્ત્રીઓ તેણે જોઈ હોય તેમાંની બે સરખી રીતે સુંદર હોય એમ બનતું નથી. પરિપૂર્ણ સુંદરતાવાળી છે એમ કહીએ તોપણ તે જાણે જ કે કલ્પિત કથાઓમાં જ આવી સ્ત્રીઓ હોય છે, વાસ્તવિક રીતે તેવું કોઈ છે નહીં. આપણે રસ્તામાં કોઈ ઓળખીતાને મળીએ અને તેને પુછીએ કે તબિઅત કેમ છે તો તે કહેશે કે ઠીક છે. પરંતુ તેથી તેની તબિઅતનો બરાબર વિચાર આવી શકે નહીં. કારણકે અનેક જુદે પ્રસંગે તેણે તેનો તે જ જવાબ દીધો હોય છે, પરંતુ તે દરેક વખતે તેની શરીરસ્થિતિમાં કાંઈ ને કાંઈ ફેર નિઃસંશય હોય જ.

ગણિતવિદ્યાના શોખીનને, નિશ્ચિતતાવાળી વિદ્યાઓના અભ્યાસીને આવી શબ્દની ખામીઓ,-વસ્તુઓ યથાર્થ રીતે કેવી છે તે કહી બતાવવાની અશકયતા, નિરંતર કંટાળો ઉપજાવે છે. તેમાં વળી મારા જેવાને, એટલે જેનામાં ઉપર કહ્યાં તે વલણ ઉપરાંત સત્ય પર દૃઢ પ્રીતિ છે તેવાને, આપણી ભાષામાં યથાર્થ રીતે સત્ય બોલી શકાય નહીં એ વિચાર વિશેષ દુઃખકર છે. આ કારણને લીધે મેં સર્વ પ્રાચીન તથા અર્વાચીન ભાષાઓમાં શ્રમ લઈ અભ્યાસ કર્યો છે કે જેથી કોઈમાં આવા વિચાર પ્રદર્શિત કરવાની પદ્ધતિ જડે. પરંતુ, તે સર્વમાં આ ખામી છે એવું મને માલુમ પડ્યું

આ રીતે પરભાષામાં એવી શોધ મળવાની આશા મૂકી દઈ પોતાની ભાષા સુધારવાનો મેં આરંભ કીધો છે અને હું ધારૂં છું કે મેં ઘણી અગત્યની શોધ કીધી છે. એ જ્યારે બરોબર વ્યવસ્થિત થશે અને સર્વત્ર માન્ય થશે ત્યારે વિચાર પ્રદર્શિત કરવામાં સ્પષ્ટતા જણાશે અને તેથી વિચાર પણ સ્પષ્ટ થશે જેથી સમજવામાં કાંઈ બાકી રહેશે નહીં. આ સર્વથી મુજ રંકનું નામ સત્યનો ઉત્તેજક તથા મનુષ્યજાતિના હિતકર્તા તરીકે જગતમાં અમર થશે એવી મારી નમ્ર આશા છે.

આ નવી પદ્ધતિનું વર્ણન કરતાં પહેલાં તેની શોધ કેવી રીતે થઈ તે કહીશ. એ પદ્ધતિ તે બીજી એકનું અનુકરણ છે એમ વિનય ખાતર કહેવું જોઈએ. અને તે દુનીઆની બીજી મહાન્ શોધોની પેઠે ઘણી જ સરળ છે એ પણ તમે જોશો.

ગયા અઠવાડીઆમાં અમારી શેરીના ખુણા પર એક શોભિતા પાટીઆ પર મારૂં લક્ષ ગયું. તે પાટીઆ પર મોટે અક્ષરે PHRENOLOGY યાને મસ્તિષ્કવિદ્યા એટલે માથાની આકૃતિ વગેરે પરથી માણસનો સ્વભાવ લક્ષણ વગેરે જાણવાની વિદ્યા—એવું લખેલું હતું તથા માણસના માથાનું ચિત્ર કહાડેલું હતું. માથા પર વાળ ન હતા અને તેમાં ભાગ પાડી દરેક ખાનામાં એક એવી રીતે એકથી સુડતાલીસ આંકડા માંડેલ હતા. તેની નીચે એક વાર્તારૂપે જાહેર ખબર હતી કે અમારા શહેરમાં પ્રોફેસર ‘ શોધક ’ આવેલા છે અને તેમણે અમુક જગાએ દુકાનો ઉઘાડી છે. (આમાં અસત્ય હતું કેમકે તેમણે દુકાનો નહીં પણ એક જ દુકાન ઉઘાડી હતી.) તે ઠેકાણે તેઓ ત્રણ રૂપીઆની નજીવી ફી લઈ લોકના માથાનો નકશો કહાડી તેમાં તેમની બુદ્ધિ તથા નીતિશક્તિ બહુ જ મોટી ખુશીથી દર્શાવી આપશે.

પૈસા ખરચી વિદ્યાની શોધ કરવાનો પ્રસંગ મળવાથી મને હમેશ સંતોષ થતો. ઉપરની જાહેરખબર જોઈ મેં તુરત જ મારા વાળ ઠીક કરી કપાવ્યા તથા હોળાવ્યા, અને પ્રોફેસરની સમીપ મારૂં માથું હાજર કરવા હું ત્વરિત થયો. તે પ્રોફેસર ઉંચો તથા પાતળો હતો. તેણે મેલખાઉ કાળો ડગલો પહેરેલો હતો. તેનું નાક રાતું હતું અને ચસ્માં આસ્માની રંગનાં

હતાં. માથા પર બનાવટી વાળ પહેરેલા હતા. પછીથી મેં જોયું હતું કે તેના માથા પર પેલા પાટીઆ પરની આકૃતિની પેઠે ભાગ પડેલા હતા અને ખાનાંમાં શાહીથી આંકડા પાડેલા હતા. એક નાના મેજ પર પીળા પૂંઠાની ચોપડીઓનો ઢગલો, જાહેર ખબરનાં પાટીઆં તથા શાહી અને કલમો હતાં. તે ઉપરાંત એક પીતળના ગોળાવાળો કંપાસ તથા છ રૂપીઆ હતા. મેં મારી મુલાકાતનું કારણ જણાવ્યું અને ખીસામાંથી ત્રણ રૂપીઆ કહાડી મેજ પરના રૂપીઆ પાસે મૂક્યા. એ જોઈ તે હસ્યો, તે પરથી મને માલમ પડ્યું કે તેના દાંત બનાવટી હતા. (વિદ્યાના સર્વ અભ્યાસીઓ ખોટા દાંત જ પહેરે છે–તેઓ હુન્નરને ઉત્તેજન આપનાર હોય છે.) તેણે મને એક ખુરશી પર ગોઠવ્યો, તથા માથું દાબતો હોય તેવી રીતે મારા માથા પર હાથ ફેરવ્યો અને કહ્યું કે મારી પ્રકૃતિ મેદસ્‌-પૂર્ણ, બીકણ તથા પિત્તમય છે. મેં કહ્યું હતું, હું ધારતો હતો કે, મારો જઠરાગ્નિ મન્દ છે. તેણે કાંઈ ઉત્તર દીધો નહીં. પછી પેલો કંપાસ લઇ તે વડે મારૂં માથું તે જૂદા જૂદા ભાગમાં દાબતો ગયો તથા પાસે મેજ પર એક નાનું કાર્ડ પડ્યું હતું તે પર લખતો ગયો. પછી તે બોલ્યો કે તમારા વાળ તાળવા પાસેથી બહુ આછા થઇ ગયા છે. એમ કહી પેલી પીળા પૂંઠાવાળી ચોપડી મારા હાથમાં મૂકી. એ પંચાંગ હતું અને તેમાં પ્રોફેસર "શોધક"ના કેશવર્ધક તેલના ફાયદા જણાવનારી નાની વાતો હતી. એ વાંચવાની તેણે મને ભલામણ કીધી તથા કહ્યું કે એ અજાયબ જેવું તેલ હું પોતે વેચું છું. અને બે રૂપીઆની એક શીશી વેચાતી લેવાનો તેણે મને આગ્રહ કર્યો. તેણે કહ્યું કે તે લેવાની તમારી ઇચ્છા છે જ. એમ કહી ખુણામાંથી એક વાળવાળી પેટીમાંથી તેલની એક શીશી આણી, તે કહે કે એ પેટી અસલ માત્ર દેવદારની હતી, પરંતુ બહુ જ આશ્ચર્યકારક વાત છે કે આ તેલ તેમાં મૂકવા માંડ્યા પછી તે પર આટલા વાળ આવ્યા છે. મને કહ્યું કે એ તેલ માથામાં ઘાલતી વખતે હાથે મોજાં જરૂર પહેરવાં કેમકે ઉઘાડા હાથે વાપરવાથી આંગળાં પર કેશ ઉગે છે. આવા અકસ્માત્‌ ઘણાને થયા છે.

આ રીતે પરભાષામાં એવી શોધ મળવાની આશા મૂકી દઈ પોતાની ભાષા સુધારવાનો મેં આરંભ કીધો છે અને હું ધારૂં છું કે મેં ઘણી અગત્યની શોધ કીધી છે. એ જ્યારે બરોબર વ્યવસ્થિત થશે અને સર્વત્ર માન્ય થશે ત્યારે વિચાર પ્રદર્શિત કરવામાં સ્પષ્ટતા જણાશે અને તેથી વિચાર પણ સ્પષ્ટ થશે જેથી સમજવામાં કાંઈ બાકી રહેશે નહીં. આ સર્વથી મુજ રંકનું નામ સત્યનો ઉત્તેજક તથા મનુષ્યજાતિના હિતકર્તા તરીકે જગતમાં અમર થશે એવી મારી નમ્ર આશા છે.

આ નવી પદ્ધતિનું વર્ણન કરતાં પહેલાં તેની શોધ કેવી રીતે થઈ તે કહીશ. એ પદ્ધતિ તે બીજી એકનું અનુકરણ છે એમ વિનય ખાતર કહેવું જોઈએ. અને તે દુનીઆની બીજી મહાન્ શોધોની પેઠે ઘણી જ સરળ છે એ પણ તમે જોશો.

ગયા અઠવાડીઆમાં અમારી શેરીના ખુણા પર એક શોભિતા પાટીઆ પર મારૂં લક્ષ ગયું. તે પાટીઆ પર મોટે અક્ષરે PHRENOLOGY યાને મસ્તિષ્કવિદ્યા એટલે માથાની આકૃતિ વગેરે પરથી માણસનો સ્વભાવ લક્ષણ વગેરે જાણવાની વિદ્યા—એવું લખેલું હતું તથા માણસના માથાનું ચિત્ર કહાડેલું હતું. માથા પર વાળ ન હતા અને તેમાં ભાગ પાડી દરેક ખાનામાં એક એવી રીતે એકથી સુડતાલીસ આંકડા માંડેલ હતા. તેની નીચે એક વાર્તારૂપે જાહેર ખબર હતી કે અમારા શહેરમાં પ્રોફેસર 'શોધક' આવેલા છે અને તેમણે અમુક જગાએ દુકાનો ઉઘાડી છે. (આમાં અસત્ય હતું કેમકે તેમણે દુકાનો નહીં પણ એક જ દુકાન ઉઘાડી હતી.) તે ઠેકાણે તેઓ ત્રણ રૂપીઆની નજીવી ફી લઈ લોકના માથાનો નકશો કહાડી તેમાં તેમની બુદ્ધિ તથા નીતિશક્તિ બહુ જ મોટી ખુશીથી દર્શાવી આપશે.

પૈસા ખરચી વિદ્યાની શોધ કરવાનો પ્રસંગ મળવાથી મને હમેશ સંતોષ થતો. ઉપરની જાહેરખબર જોઈ મેં તુરત જ મારા વાળ ઠીક કરી કપાવ્યા તથા હોળાવ્યા, અને પ્રોફેસરની સમીપ મારૂં માથું હાજર કરવા હું ત્વરિત થયો. તે પ્રોફેસર ઉંચો તથા પાતળો હતો. તેણે મેલખાઉ કાળો ડગલો પહેરેલો હતો. તેનું નાક રાતું હતું અને ચસ્માં આસ્માની રંગનાં

હતાં. માથા પર બનાવટી વાળ પહેરેલા હતા. પછીથી મેં જોયું હતું કે તેના માથા પર પેલા પાટીઆ પરની આકૃતિની પેઠે ભાગ પડેલા હતા અને ખાનાંમાં શાહીથી આંકડા પાડેલા હતા. એક નાના મેજ પર પીળા પૂંઠાની ચોપડીઓનો ઢગલો, જાહેર ખબરનાં પાટીઆં તથા શાહી અને કલમો હતાં. તે ઉપરાંત એક પીતળના ગોળાવાળો કંપાસ તથા છ રૂપીઆ હતા. મેં મારી મુલાકાતનું કારણ જણાવ્યું અને ખીસામાંથી ત્રણ રૂપીઆ કહાડી મેજ પરના રૂપીઆ પાસે મૂકયા. એ જોઈ તે હસ્યો, તે પરથી મને માલમ પડયું કે તેના દાંત બનાવટી હતા. (વિદ્યાના સર્વ અભ્યાસીઓ ખોટા દાંત જ પહેરે છે—તેઓ હુન્નરને ઉત્તેજન આપનાર હોય છે.) તેણે મને એક ખુરશી પર ગોઠવ્યો, તથા માથું દાબતો હોય તેવી રીતે મારા માથા પર હાથ ફેરવ્યો અને કહ્યું કે મારી પ્રકૃતિ મેદસ્-પૂર્ણ, બીકણ તથા પિત્તમય છે. મેં કહ્યું હતું, હું ધારતો હતો કે, મારો જઠરાગ્નિ મન્દ છે. તેણે કાંઈ ઉત્તર દીધો નહીં. પછી પેલો કંપાસ લઇ તે વડે મારૂં માથું તે જૂદા જૂદા ભાગમાં દાબતો ગયો તથા પાસે મેજ પર એક નાનું કાર્ડ પડયું હતું તે પર લખતો ગયો. પછી તે બોલ્યો કે તમારા વાળ તાળવા પાસેથી બહુ આછા થઇ ગયા છે. એમ કહી પેલી પીળા પૂંઠાવાળી ચોપડી મારા હાથમાં મૂકી. એ પંચાંગ હતું અને તેમાં પ્રોફેસર "શોધક"ના કેશવર્ધક તેલના ફાયદા જણાવનારી નાની વાતો હતી. એ વાંચવાની તેણે મને ભલામણ કીધી તથા કહ્યું કે એ અજાયબ જેવું તેલ હું પોતે વેચું છું. અને બે રૂપીઆની એક શીશી વેચાતી લેવાનો તેણે મને આગ્રહ કર્યો. તેણે કહ્યું કે તે લેવાની તમારી ઇચ્છા છે જ. એમ કહી ખુણામાંથી એક વાળવાળી પેટીમાંથી તેલની એક શીશી આણી, તે કહે કે એ પેટી અસલ માત્ર દેવદારની હતી, પરંતુ બહુ જ આશ્ચર્યકારક વાત છે કે આ તેલ તેમાં મૂકવા માંડયા પછી તે પર આટલા વાળ આવ્યા છે. મને કહ્યું કે એ તેલ માથામાં ઘાલતી વખતે હાથે મોજાં જરૂર પહેરવાં કેમકે ઉઘાડા હાથે વાપરવાથી આંગળાં પર કેશ ઉગે છે. આવા અકસ્માત્ ઘણાને થયા છે.

પછી તે મેજ પાસે બેઠો અને એક કોરૂં ફારમ ઝપાટાબંધ ભરી કહાડયું. તુરત જ તેણે નીચે પ્રમાણેનો લેખ મને આપ્યોઃ—

રા. અમુકના માથાનો ફ્રેનોલોજી અથવા મસ્તિષ્કવિદ્યાને આધારે કરેલો નુસખો. બનાવનાર પ્રોફેસર શોધક, શોધકનું પ્રસિદ્ધ કેશવર્ધક તેલ, અંતર્દીપ ઉત્તેજક તથા મનશકિત પ્રકાશકના બનાવનાર તથા માલિક.

પ્રકૃતિ—મેદસ્પૂર્ણ, બીકણ, પિત્તપ્રાધાન્ય.

| | |
|---|---|
| માથાનું કદ, ૧૧. | અનુકરણવૃત્તિ, ૧૧ |
| સ્નેહવૃત્તિ, ૧૧½ | સ્વમાન, ½ |
| સાવચેતી, ૩. | ઉદારતા, ૧૨. |
| લડાઈની વૃત્તિ, ૨½ | ખુશમિજાજ, ૧. |
| વિશ્વાસ, ૧. | ભાષાજ્ઞાન, ૧૨. |
| સાધકતા, ૧૨. | દઢતા, ૨. |
| ખંત, ૧૨. | પૂજ્યબુદ્ધિ, ૧૨. |
| નાશ કરવાની વૃત્તિ, ૯. | આશા, ૧૦. |

આ લેખ તરફ હું આશ્ચર્યપૂર્વક નિઃશબ્દ થઈ જોઈ રહ્યો. એટલી વારમાં તે પ્રોફેસરે મોટો ચપટો ભરી તંબાકુ ખાધી. મેં તેના તરફ ફરીને એ લેખની મતલબ સમજાવવાનું કહ્યું.

તે કહે અહો એ તો ઘણું જ સરલ છે. બારની સંખ્યા કોઈ પણ ગુણની પરાકાષ્ઠા બતાવે છે અને એક એ સંખ્યા તે અત્યંત થોડા પ્રમાણમાં છે એવું દર્શાવે છે. ઉદાહરણ તરીકે તમે ઘણા જ ઉદારવૃત્તિવાળા છો તેથી તમારી ઉદાર વૃત્તિ ૧૨ છે એવું મેં લખ્યું છે. તમારામાં સ્વમાન નહિં જેટલું છે તેથી તે ½ છે એમ લખ્યું છે. તમને વિશ્વાસ બિલકુલ નથી. સમજ્યા ?

અને ખરેખર હું સમજ્યો. એક શોધ મારે હાથ લાગી. વીજળીના ચમકારાની પેઠે મને ભાન થયું કે આપણી ભાષામાં કેવો સુધારો થઈ શકે તેમ છે. આ મહાન્ વિચારથી ઉદ્દીપિત થઈ હું તે દુકાન બહાર

એકદમ આવ્યો. તે પ્રોફેસરે પોતાનું કેશવર્ધક તેલ વધારે લેવાનું મને કહ્યું તે પર પણ મેં ધ્યાન ના આપ્યું; એક શીશી મેં લીધી હતી તેના પૈસા આપવાનું કહ્યું તે પર પણ લક્ષ દીધું નહીં. હું એવો બેફામ બની ગયો હતો કે ઉતાવળમાં તે દુકાનના છેલ્લા પગથીઆ પરથી ઉથલી પડ્યો અને પેલું અમૂલ્ય તેલ ત્યાં ઢોળાઇ ગયું. ( હાલ તે પગથીઆ પર પાંચ છ આંગળ લાંબા વાળ ઉગ્યા છે અને લોક તે પગ લુછવાના રગ તરીકે વાપરે છે.) હું એકદમ ઘેર ગયો અને ખડીઓ કલમ અને કાગળ લઈ મારી નવી પદ્ધતિની વ્યવસ્થા કરવા માંડી ત્યારે નિશ્ચિન્ત થયો.

આ પદ્ધતિ–આ મહાન્ પદ્ધતિ–ઘણી જ સરળ છે, અને થોડા શબ્દમાં માત્ર તે સમજાવી શકાય તેમ છે. પ્રથમ તો એ સિદ્ધાંત છે કે સંખ્યાદર્શક આંકડા અસત્ય વર્ણન નહીં કરી શકે. માટે ૧૦૦ એ સંખ્યા મનુષ્યના દરેક ગુણ જેવા કે લાવણ્ય, સૌન્દર્ય, હિમ્મત, બળ, ડહાપણ, વિદ્વત્તા વગેરેની અતિશયતાની સીમા દર્શાવવા સારૂ લઈએ. સર્વની પરિપૂર્ણતા સારૂ ૧૦૦ ની રકમ તથા અત્યંત ન્યૂનતા સારૂ ૧ની રકમ ધારીએ. પછી એક અને સોની વચ્ચેની રકમો વાતચિતમાં વિશેષણની આગળ મૂકવાથી આપણે ધારેલો વિચાર પ્રદર્શિત કરવામાં યથાર્થતા આવી શકશે. એટલે આપણે સત્ય બોલી શકીશું. આ વિચાર કેવો ઉત્કૃષ્ટ તથા જીવનને પ્રોત્સાહિત કરનાર છે ! દૃષ્ટાંત તરિકે આપણને કોઈ સાધારણ રીતે પુછે કે તબીઅત કેમ છે ત્યારે "ઠીક છે" અથવા "સારી પેઠે છે" વગેરે હાસ્યજનક જવાબ ન દેતાં ૧૦૦ ની સંખ્યા પરિપૂર્ણ આરોગ્યતા તથા ૧ આરોગ્યતાનો તદ્દન અભાવ બતાવે છે એ સંભારી કહાડી આપણે નમ્રતાથી કહીએ કે "આજે હું ૫૬ છું." અથવા જો ઠીક ન હોય તો "હું ૧૩ છું. તમારો બહુ ઉપકાર થયો." અથવા ૬૮ છું કે ૭૫ કે ૮૭½ જે પ્રમાણે હોય તે પ્રમાણે કહી શકાય ! ઉપર પ્રમાણે કહ્યાથી આપણાં વચન કેટલાં બધાં સત્યની સમીપ આણી શકાય છે તથા તમને બહુ કાળજીથી પ્રશ્ન પૂછનાર પેલા માણસને તમારી આરોગ્યતાનો કેવો બરાબર ચોકસ ખ્યાલ આવે છે તે સહજ સમજાશે.

આ પદ્ધતિ આપણા વ્યાકરણમાં, વાતચિતમાં તથા સાહિત્યમાં દાખલ કરવામાં આવે તો આપણે ઘણા ચોકસ, યથાર્થ બોલનાર, ગણિતવિદ્યાનુરૂપ, તથા સત્યવક્તા થઈએ. આ પદ્ધતિ રાજનીત સિવાય સર્વમાં દાખલ થાય તેવી છે, અને રાજનીતિમાં સત્યની કીમત ન હોવાથી ત્યાં તે નિરર્થક છે. પરંતુ સાહિત્યમાં તે કેવી અનુપમ છે! એક ઉદાહરણ લઈએ.

એક ૧૯ જુવાન અને ૭૬ સુંદર સ્ત્રી ૫૩ ખુશમિજાજમાં ૮૪ વપરાતા માર્ગની બાજુએથી જતી હતી, તેવામાં એક ૭૩ જાડા પણ ૮૭ ગમતી સ્વભાવનો માણુસ એક રમકડાંની દુકાનમાં ૯૩ ( = ઘણી જ) આતુરતાથી જોતો હતો તે ૧૦૦ (= અત્યંત ) જોરથી તેને અથડાયો. લટકાથી તે ૫૬ આઘી ખસી અને પેલા ૯૬ ગભરાએલા માણુસનાં ક્ષમા માગવાનાં વચન ૬૮ મૃદુ હાસ્ય સાથે તેણે સાંભળ્યાં અને આગળ ચાલી. પણ ૭ થોડે દૂર ગઈ અને નાકા આગળ આવી એટલામાં પાછળથી ૨૪ જુવાન અને ૩૨ કંગાળ લુગડાંવાળો પણ ૮૫ દેખાવડા ચહેરાનો એક પુરુષ આવ્યો અને તેનો ૫૪ ઘાટીલો હાથ ૯૧ ઉતાવળથી પકડી તે સ્ત્રીની ૬૭ અજાયબી વચ્ચે કહ્યું:—

'બાઈ, પેલી રમકડાંની દુકાનની બારી આગળ તમારી આ બંગડી પડી ગઈ હતી તે મારા ૭૧ સુભાગ્યથી મેં દીઠી અને હવે તે તમને પાછી આપતાં મને ૯૪ આનંદ થાય છે.' ( અલબત્ત ૯૪ આનંદ તે બિચારા ગરીબ માણુસની વિનીત અતિશયોક્તિ હતી. )

તે ( આગળ કહી ગયા તેમ ૭૬) સુંદર સ્ત્રીએ ૭૬ શરમથી લજ્જા પામી તે બંગડી તે યુવકના હાથમાંથી લીધી. તે બંગડી ૨૪ શોભાયમાન હીરાની હતી. (૨૪ શોભાયમાન મશ્કરીમાં કેમકે તે ખરી ન હતી. ) પછી ૮૪ સંશયગ્રસ્ત થઈ તેણે ૩૮ સુંદર ભરતવાળા વાટવામાંથી ૬૭ શોભતી થેલી કહાડી. તે યુવકે તે જોઈ ૭૩ ગર્વયુક્ત ભાવથી પાછા હઠી કહ્યું:

'મારો આભાર માનશો મા. મને જે શ્રમ થયો તેનો બદલો આ ૧૦૦ ચારુ નયન (અતિશયોકિત) તરફના દૃષ્ટિપાત માત્રથી વળી ગયો છે.'

તે સ્ત્રીએ ૬૭ લજ્જાયુક્ત મુખથી તથા ૪૮ દુઃખી દેખાવથી તે પુરુષનો ઉપકાર માન્યો. તેના ભણીથી પાછી વળી ૩૩ ધીમી ગતિથી પોતાને માર્ગે ગઈ.

અલબત્ત આ માત્ર એક સુંદર વાર્તાનો આરંભ છે. એ પ્રમાણે, મરજી હોય તો એ પુસ્તક કે પચાસ પ્રકરણની રસિક વાત લખી શકાય. તેમાં જણાવાય કે તે યુવકે તે સ્ત્રીનું ઓળખાણ કેવી રીતે કર્યું, અને ઓળખાણમાંથી તે પ્રેમને વશ થયો, અને તે કન્યાનાં માબાપ વિરુદ્ધ હોવાથી તે યુવક તથા કન્યાએ કેટલું કષ્ટ વેઠ્યું; અને ઘણા શ્રમ, અડચણ, તથા સાહસ પછી આખરે તે બંને પરણ્યાં અને તેઓ અલબત્ત ૧૦૦ સુખી થયાં, વગેરે વગેરે. હું ધારૂં છું કે સુજ્ઞ તથા સત્યપ્રિય સાક્ષરમંડળને મારી પદ્ધતિ દાખલ કરવા યોગ્ય છે કે નહીં તે જાણવા સારૂ જોઈએ તેટલું મેં બતાવ્યું છે. અને વળી મારે વધારે અગત્યના કાર્ય પર લક્ષ આપવાનું છે.

પેલા ૧૦૦ શઠ પ્રોફેસરે પોતાના કેશવર્ધક તેલની એક શીશી ચોરી જવા માટે મારા પર ફરિયાદ માંડી છે. તેથી તેના બચાવ સારૂ મારે તૈયારી કરવાની છે, માટે હવે તો આટલેથી તમારી રજા માગું છું. જો આ પદ્ધતિ મારી ધારણા પ્રમાણે ફતેહમંદ થશે તો આવતા માસમાં યોગ્ય પ્રસ્તાવના તથા અર્પણ સહિત એક નવું વ્યાકરણ લખવાનો વિચાર છે. આપની પત્રિકામાં તેની જાહેર ખબર પ્રગટ કરવાની તથા તે પર સારૂં અવલોકન લખવાની કૃપા કરશો તો તમારાં સર્વ છોકરાં સારૂ તે વ્યાકરણની એકેક નકલ ભેટ મોકલીશ.

તાજે કલમ—લખવાને બહુ દીલગીરી પેદા થાય છે કે આ પત્ર મારા એક ઇષ્ટ મિત્રને બતાવ્યો ત્યારે તેણે કહ્યું કે કોઈ ઉત્તમ લેખ માટે ૧૦૦ ની રકમ ધારીએ તો આ પત્ર ૧૩ છે, અને મૂર્ખાઈની મર્યાદાને ૧૦૦ ધારીએ તો આમાંની મૂર્ખાઈ લગભગ ૯૬ છે. ચર્ચા તરીકે આ ટીકા નિરાશા ઉપજાવે એવી છે પરંતુ મારી પદ્ધતિની ઉત્કૃષ્ટતાના ઉદાહરણ

તરીકે ઘણી જ સ્તુતિપૂર્ણ છે. કેમકે સાધારણ ભાષામાં એવો ચોકસ તથા યથાર્થ વિચાર તે શી રીતે દર્શાવી શકત–આ વિષયમાં પોતાનો અભિપ્રાય ( અલબત્ત મારાથી ભિન્ન છે તે ) આવી સબળ રીતે કેમ બતાવી શકત ?

લી. આપનો

અમુક.

---

૧

## ઠંડા પાણીની લહેજત*

( અંગ્રેજી પરથી )

એક દહાડો રાતે હું બેઠો બેઠો ચોપડામાં નામું લખતો હતો. મારા મગનની મા ઘરના કામકાજથી પરવારી સુઈ ગઈ હતી. ઉનાળાના દહાડા હતા તેથી થોડીવારે મને તરસ લાગી અને ઠંડુ પાણી પીવાની ઇચ્છા થઈ. ઉઠીને જોયું તો કુજામાં પાણી ભરવું રહી ગયું હતું. મગનની બા બાપડી વૈતરૂં કરી થાકી પાકી ઉંઘેલી છે, તેને કોણ ઉઠાડે એમ ધારી એક હાથમાં ખાલી કુજો તથા બીજા હાથમાં દીવો લઈ હું નીચે પાણી લેવા ચાલ્યો. અમારો નળ તથા પાણીઆરૂં રસોડાના ખંડમાં છે. ચોકમાં ટાંકું છે પણ નળ આવ્યા પછી તેનું પાણી અવાવરૂં રહે છે, નહીં તો ઉનાળાના દિવસમાં ટાંકામાંથી કહાડેલા તાજા પાણીની મીઠાશ જૂદી જ છે. રસોડામાં જવા માટે આગલા ખંડનાં બારણાં ઉઘાડયાં. પછી રસોડાના બારણા આગળ આવી જોઉં છું તો તાળું ઠપકારેલું. મને પછી સાંભર્યું કે નોકર રસોડાની કુંચી પોતાના તકીઆ તળે મૂકી સુએ છે. હું પાછો વળીને જમવા બેસવાના ખંડમાં ગયો કે વખતે ત્યાં પાણી હોય. ત્યાં જઇ જોયું તોપણ નસીબ બે ડગલાં આગળનું આગળ. પાણીનું ટીપું મળે નહીં. ત્યારે વિચાર આવ્યો કે નોકરને ઉઠાડું. નોકરની પથારી આગળ જઈ જોઉં છું તો

* "જ્ઞાનસુધા" ના સન ૧૮૯૯ના જાન્યુઆરીથી માર્ચ સુધીના અંકમાં છપાયેલો લેખ.

ખાલી. તે કુંચી સાથે લઈ ફરવા નીકળી પડેલો હતો. પછી ટાંકામાંથી પાણી કહાડવાનો વિચાર કીધો પણ તે ચોખ્ખું નહીં હોય ધારી માંડી વાળ્યો. આખરે એક વિચાર સૂઝયો અને તે સાથે મનમાં ખુશી થઇ. અત્યાર સુધી એ કેમ ધ્યાનમાં નહીં આવ્યું હોય તેની બહુ નવાઈ લાગી. રસોડા ઉપરની મેડીમાંથી એક દાદર રસોડાના ખંડમાં પડતો હતો, તે ઉપર જઈ ઉઘાડયો. ઉતરવાની જગા આગળ જઈ પગ મૂકું છું કે નખોદ! નીસરણી ત્યાં છૂટી હતી તે કોઈએ ખસેડી લીધેલી. પગથીઆં ઉતરવાની તસ્દી વિના હું એક સપાટે નીચે પડયો. હાથમાંનો દીવો ઓલવાઇ ગયો, અને કુજો ફૂટી ગયો. સારા ભાગ્યે મને ઝાઝું વાગ્યું નહીં. નીચે તો અંધારૂં ઘોર. ઓરડામાંથી ધુમાડી પૂરી જતી રહ્યા પહેલાં બંધ કરેલો તેથી ધૂમાડી અંદર હતી. કાંઇ સૂઝે નહીં. બારણે નીકળવાનો રસ્તો હતો નહીં. દાદર મળે નહીં. બારણું બહારથી તાળું મારેલું. બારણાને તોડી પાડવાનો વિચાર કર્યો. પણ તે ચાર પાંચ આંગળ જાડા પાટીઆનું મજબુત હતું તેથી ચસ્યું નહીં. બીજી તરફ જઈ બારીને ધક્કો મારી ઉઘાડી તો બહાર લોખંડના સળીઆ જડેલા હતા. એ સળીઆ મેં પોતે જ જડાવ્યા હતા તેથી મને મારા પોતાના ઉપર બહુ ચીઢ ચ્હડી. બહારથી કોઇ અંદર પેસે નહીં તે માટે એ જડાવ્યા હતા. અંદરથી બહાર ન નીકળી શકાય તે સારૂ નહોતા જડાવ્યા.

જાળીમાંથી બહાર નજર કરતાં એક પણ તારો નજરે પડયો નહીં. આકાશ અંધકારને લીધે કાળું જણાતું હતું. કેદખાનાના કેદીઓની દશા મારી સ્મૃતિમાં તરી આવી. મેં ખુબ જોરથી–ઘાંટો બેસી ગયો તેટલા જોરથી બૂમો પાડી. કડછીથી તપેલું ઠોકી કાર્ણું કર્યું. આથી કરી શેરીમાંનાં કૂતરાં ભસવા લાગ્યાં. એટલામાં મેં ઉપરથી છોકરો તથા તેની મા બૂમ પાડતાં હોય તેવો અવાજ સાંભળ્યો. મેં તેમને બૂમ પાડી પણ મૂળ મારો અવાજ ધીમો છે તેમાં વળી કૂતરાંના ભસવા તથા ઘુરકવાને લીધે તદ્દન ઢંકાઇ ગયો. વળી અમારી વચ્ચે બે બંધ બારણાં તથા છત હતાં. તેઓ સાંભળે તો પણ મારો અવાજ શી રીતે ઓળખે? તેમણે એક બે ઘાંટા

કહાડયા અને પછી બીધાં. તેમની બૂમોથી પાડોશીઓ જાગી ઉઠયા હતા તે બહાર આવ્યા. અમારી સામે કોઈ પારસી રહેતો હતો તે પોતાના શીકારી કૂતરા તથા પીસ્તોલ લઈ રસ્તામાં આવ્યો. તેણે બારી આગળ મને જોયો કે તરત પીસ્તોલ ફોડી પણ સારા ભાગ્યે નેમ ચૂકી ગયો. હું પાટતળે ભરાઈ ગયો. મેં તેને સમજાવવા માંડયો પણ તે તો સાંભળે જ નહીં. ગભરાટમાં હું તે શેઠનું નામ ભૂલી ગયો અને તેથી ગુંચવાડો બમણો વધ્યો. આસપાસનાં બધાંને જગાડી, આગલાં બારણાં કોહાડીથી તોડી પાડી તે પોતાના જંગી કૂતરા સહિત રસોડામાં દાખલ થયો અને મારી ગળચી પકડી જોયું ત્યારે તેણે મને ઓળખ્યો. તેણે મને ખુલાસો કરવાનું કહ્યું, પણ હું તેને શો ખુલાસો આપું? મેં તેને કહ્યું કે મારૂં મન શાંત થશે ત્યારે બધી વાત બરાબર કહીશ. પણ તેણે ફરી ખુલાસો માગ્યો જ નહીં. કેમકે મારા ઘરમાં જોરજુલમથી દાખલ થઈ મારા પર પીસ્તોલ ફોડનાર તથા ચોરની દશા જેવી મારી દશા કરનાર તેવી હિંમત શી રીતે કરે? તેમ છતાં તેને બધી વાતની ખબર પડી ગઈ છે. આપણી કહેવત પ્રમાણે વા વાત લઈ ગયો હશે.

---

## દાંત કહાડવાનો સંચો *

(અંગ્રેજી પરથી)

ડાકટર રૂમઝુમલાલે વૈદક કે શસ્ત્રવિદ્યાનો પૂરેપૂરો અભ્યાસ કીધેલો નહોતો, પરંતુ તે યંત્રવિદ્યામાં કુશળ હતા અને જબરી ભૂખ ધરાવતા. ભૂખ તરફના આ વલણની ઘણી સેવા તેમના દાંત બજાવતા હોવાથી તેમણે નિશ્ચય કર્યો કે બીજી સર્વ વિદ્યા કરતાં દાંત સમાં કરવાથી દુનીઆનું ઘણું ભલું થશે તથા જગતમાં બહુ સુખ ઉત્પન્ન કરી શકાશે. તે પરથી ડા. રૂમઝુમલાલ દાંતના ડાકટર બન્યા. ખોરાક બરાબર ચવાય તે સારૂ પાછલા દાંતમાં નાનું ચક્ર મૂકવાની રીત પ્રથમ તેમણે શોધી કહાડી હતી;

* "જ્ઞાનસુધા" ના સન ૧૮૯૯ના જાન્યુઆરીથી માર્ચ સુધીના અંકોમાં છપાયેલો લેખ.

તથા દાંતનું પોલાણ લાંપીથી પૂરવાની રીત પણ પહેલવહેલી દાખલ કરનાર તે હતા. એ લાંપી તરત કઠણ થઇ જાય છે જેથી દાંતમાં એવો દુખાવો થાય છે કે તે દાંત તુરત કહાડવો પડે છે અને એ રીતે દાંતના ડાકટરને એક જ સપાટામાં બેવડી ફી મળે છે. ડા. રૂમઝુમલાલ એક દિવસ પોતાની ઑફીસમાં બેઠા હતા તેવામાં પાનાચંદ નામે એક ગાંઠ જેવો અને બુઢ્ઢો આદમી પોતાનો પાછલો દાંત કહડાવવા આવ્યો. ડાકટર સાહેબે દરદીને તપાસવાની ખુરસી પર બેસાડયો અને તેનું મ્હો ઉઘાડી જોયું તો જમણી તરફ એક મોટો દાંત માલમ પડયો. (તેમણે પાછળથી જણાવ્યું હતું કે તે દાંત ચાર તસુ લાંબો હતો.) રૂમઝુમલાલે વિચાર્યું કે આ દાંત પાછળ માથાફૂટ ઘણી પડશે. એક મોટામાં મોટો ચીપીઓ લઇ તે દાંત ખેંચવા માંડયો, પરંતુ દાંત નીકળ્યો નહીં. ડાકટરે સ્ક્રુ ફેરવવાનું ઓજાર લઇ જેટલું હતું તેટલું જોર કરી ફેરવ્યું, તે છતાં પણ દાંત તો ન હાલે કે ન ચાલે. રૂમઝુમલાલે પાનાચંદને કહ્યું, આજે તો તમે પાછા જાઓ. એકાદ અઠવાડીઆ પછી પાછા આવજો એટલે હું તમારો દાંત કહાડી આપીશ અથવા તે ન નીકળવાનું કારણ શોધી આપીશ. પાનાચંદ ઉઠયો અને મ્હોએ બેસ દાબતો દાબતો ઘેર ગયો. ડાકટર સાહેબ ત્યાર પછી કામે મંડી ગયા અને ત્રણ દિવસમાં એક એવો સંચો બનાવ્યો કે ગમે તે ચીજ ખેંચી શકશે એવો તેમને પૂર્ણ વિશ્વાસ બેઠો. તે સંચામાં ઉચ્ચાલન, ગરગડી, ઢોળાવ, રેંટ, ફાચર તથા પેચ વગેરે સર્વ યાંત્રિક શક્તિઓ જોડવામાં આવી હતી. તે બનાવી તેને ઓફીસમાં લોખંડની ખુરસી ઉપર ગોઠવવામાં આવ્યો. પથ્થરની અંદર લોખંડના સળીઆ દાટી તે સાથે સંચાને મજબુત જડી લેવામાં આવ્યો હતો. અઠવાડીઉં થયું હશે એટલામાં બુઢ્ઢો પાનાચંદ આવ્યો. તેને પેલી લોખંડની ખુરસી પર બેસાડ્યો. સંચા જોડે ચીપીઆ જોડેલા હતા તે તેના દાંતમાં ભેરવ્યા. ડાકટર સાહેબે પોતે પછવાડે ઉભા રહી ઉચ્ચાલનનો ચાર ફુટનો હાથ ઝાલ્યો. પછી સંચો ધીમેથી ફેરવવા માંડયો. બુઢ્ઢા પાનાચંદે બૂમ પાડી ને જમણો પગ ઉંચો કર્યો. બીજો આંટો ફેરવ્યો તે સાથે બાજી બૂમ પડી અને પગ ફરીથી

કહાડયા અને પછી બીધાં. તેમની બૂમોથી પાડોશીઓ જાગી ઉઠયા હતા તે બહાર આવ્યા. અમારી સામે કોઈ પારસી રહેતો હતો તે પોતાના શીકારી કૂતરા તથા પીસ્તોલ લઈ રસ્તામાં આવ્યો. તેણે બારી આગળ મને જોયો કે તરત પીસ્તોલ ફોડી પણ સારા ભાગ્યે નેમ ચૂકી ગયો. હું પાટતળે ભરાઈ ગયો. મેં તેને સમજાવવા માંડયો પણ તે તો સાંભળે જ નહીં. ગભરાટમાં હું તે શેઠનું નામ ભૂલી ગયો અને તેથી ગુંચવાડો બમણો વધ્યો.આસપાસનાં બધાંને જગાડી,આગલાં બારણાં કોહાડીથી તોડી પાડી તે પોતાના જંગી કૂતરા સહિત રસોડામાં દાખલ થયો અને મારી ગળચી પકડી જોયું ત્યારે તેણે મને ઓળખ્યો. તેણે મને ખુલાસો કરવાનું કહ્યું, પણ હું તેને શો ખુલાસો આપું ? મેં તેને કહ્યું કે મારૂં મન શાંત થશે ત્યારે બધી વાત બરાબર કહીશ. પણ તેણે ફરી ખુલાસો માગ્યો જ નહીં. કેમકે મારા ઘરમાં જોરજુલમથી દાખલ થઈ મારા પર પીસ્તોલ ફોડનાર તથા ચોરની દશા જેવી મારી દશા કરનાર તેવી હિંમત શી રીતે કરે ? તેમ છતાં તેને બધી વાતની ખબર પડી ગઈ છે. આપણી કહેવત પ્રમાણે વા વાત લઈ ગયો હશે.

---

## દાંત કહાડવાનો સંચો *

(અંગ્રેજી પરથી)

ડાકટર રૂમઝુમલાલે વૈદક કે શસ્ત્રવિદ્યાનો પૂરેપૂરો અભ્યાસ કીધેલો નહોતો, પરંતુ તે યંત્રવિદ્યામાં કુશળ હતા અને જબરી ભૂખ ધરાવતા. ભૂખ તરફના આ વલણની ઘણી સેવા તેમના દાંત બજાવતા હોવાથી તેમણે નિશ્ચય કર્યો કે બીજી સર્વ વિદ્યા કરતાં દાંત સમાં કરવાથી દુનીઆનું ઘણું ભલું થશે તથા જગતમાં બહુ સુખ ઉત્પન્ન કરી શકાશે. તે પરથી ડા. રૂમઝુમલાલ દાંતના ડાકટર બન્યા. ખોરાક બરાબર ચવાય તે સારૂ પાછલા દાંતમાં નાનું ચક્ર મૂકવાની રીત પ્રથમ તેમણે શોધી કહાડી હતી;

* "જ્ઞાનસુધા" ના સન ૧૮૯૯ના જાન્યુઆરીથી માર્ચ સુધીના અંકોમાં છપાયેલો લેખ.

તથા દાંતનું પોલાણુ લાંપીથી પૂરવાની રીત પણ પહેલવહેલી દાખલ કરનાર તે હતા. એ લાંપી તરત કઠણુ થઇ જાય છે જેથી દાંતમાં એવો દુખાવો થાય છે કે તે દાંત તુરત કહાડવો પડે છે અને એ રીતે દાંતના ડાકટરને એક જ સપાટામાં બેવડી ફી મળે છે. ડા. રૂમઝુમલાલ એક દિવસ પોતાની ઑફીસમાં બેઠા હતા તેવામાં પાનાચંદ નામે એક ગાંઠ જેવો અને બુઢ્ઢો આદમી પોતાનો પાછલો દાંત કહડાવવા આવ્યો. ડાકટર સાહેબે દરદીને તપાસવાની ખુરસી પર બેસાડયો અને તેનું મ્હો ઉઘાડી જોયું તો જમણી તરફ એક મોટો દાંત માલમ પડયો. (તેમણે પાછળથી જણાવ્યું હતું કે તે દાંત ચાર તસુ લાંબો હતો.) રૂમઝુમલાલે વિચાર્યું કે આ દાંત પાછળ માથાકૂટ ઘણી પડશે. એક મોટામાં મોટા ચીપીઆ લઇ તે દાંત ખેંચવા માંડયો, પરંતુ દાંત નીકળ્યો નહીં. ડાકટરે સ્ક્રુ ફેરવવાનું ઓજાર લઇ જેટલું હતું તેટલું જોર કરી ફેરવ્યું, તે છતાં પણ દાંત તો ન હાલે કે ન ચાલે. રૂમઝુમલાલે પાનાચંદને કહ્યું, આજે તો તમે પાછા જાઓ. એકાદ અઠવાડીઆ પછી પાછા આવજો એટલે હું તમારો દાંત કહાડી આપીશ અથવા તે ન નીકળવાનું કારણુ શોધી આપીશ. પાનાચંદ ઉઠયો અને મ્હોએ ખેસ દાબતો દાબતો ઘેર ગયો. ડાકટર સાહેબ ત્યાર પછી કામે મંડી ગયા અને ત્રણુ દિવસમાં એક એવો સંચો બનાવ્યો કે ગમે તે ચીજ ખેંચી શકશે એવો તેમને પૂર્ણ વિશ્વાસ બેઠો. તે સંચામાં ઉચ્ચાલન, ગરગડી, ઢોળાવ, રેંટ, ફાચર તથા પેચ વગેરે સર્વ યાંત્રિક શક્તિઓ જોડવામાં આવી હતી. તે બનાવી તેને ઓફીસમાં લોખંડની ખુરસી ઉપર ગોઠવવામાં આવ્યો. પથ્થરની અંદર લોખંડના સળીઆ દાટી તે સાથે સંચાને મજબુત જડી લેવામાં આવ્યો હતો. અઠવાડીઉં થયું હશે એટલામાં બુઢ્ઢો પાનાચંદ આવ્યો. તેને પેલી લોખંડની ખુરસી પર બેસાડયો. સંચા જોડે ચીપીઆ જોડેલા હતા તે તેના દાંતમાં ભેરવ્યા. ડાકટર સાહેબે પોતે પછવાડે ઉભા રહી ઉચ્ચાલનનો ચાર ફુટનો હાથ ઝાલ્યો. પછી સંચો ધીમેથી ફેરવવા માંડયો. બુઢ્ઢાં પાનાચંદે બૂમ પાડી ને જમણો પગ ઉંચો કર્યો. બીજો આંટો ફેરવ્યો તે સાથે બીજી બૂમ પડી અને પગ ફરીથી

ઉંચો થયો. ડાકટર કહે, " પગ શા માટે ઉંચો કરો છો ? " દરદીએ ઉત્તર દીધો, " મારાથી રોકી શકાતો નથી. " રૂમઝુમલાલ કહે, " ઠીક છે, પણ ગમે તે રીતે એ દાંત આજ બહાર નીકળવાનો ને અફર નીકળવાનો. "

એમ કહી તેમણે હાથો એકદમ આંચકા સમેત ફેરવ્યો અને તે સાથે જ ઝુદ્ધા પાનાચંદનું ડોકું ધડથી છૂટું પડી છ આંગળ ઉંચે લટક્યું. કોરોનરે તેની લાસ તપાસી અભિપ્રાય આપ્યો કે તેના એ દાંતનું મૂળ જમણી બાજુમાં હતું અને તે જમણા પગ લગી જઈ પગના તળીઆમાં બે ભાગે ફંટાયેલું હતું. ડા. રૂમઝુમલાલે કહ્યું, " તેથી જ તેણે પોતાનો જમણો પગ ઉંચો કીધો હશે. જુરીએ પણ એમ જ ધાર્યું. તેમને માલમ પડયું કે તે મૂળ સળી ગયેલું હતું અને પાંચ ડાકટરોએ અભિપ્રાય આપ્યો કે તેથી થોડા વખતમાં તેનું મૃત્યુ અવશ્ય થાત. તે પરથી જુરીએ 'ન્યાય-પુરઃસર મનુષ્યવધ' છે એવો અભિપ્રાય આપી ડા. રૂમઝુમલાલને છોડી મૂક્યા. તે પછી થોડા વખત સુધી તેઓ એ સંચો વાપરતાં ખંચાયા. કેટલાક વખત પછી એક અશક્ત બુઢ્ઢી ડોસી દાંત કઢાવવા આવી. તેનો દાંત સહજ નીકળી આવે એવો હતો પરંતુ અજમાવવા ખાતર પેલો સંચો વાપરવાનો નિશ્ચય કર્યો. સંચો લગાડી એક આંટો ફેરવ્યો કે પાધરૂં તે ડોસીનું હાડપિંજર તમામ બહાર નીકળી આવ્યું અને ઝોળા જેવું ધ્રૂજતું શરીર ખુરસી પર રહી ગયું. ડા. રૂમઝુમલાલ તેને કોથળીમાં ઘાલી ઘેર મુકી આવ્યા. તે પછી સાત વર્ષ સુધી એ બાઈ જીવી અને તેને સહુ રબ્બરની સ્ત્રી કહેતા. અગાઉ તે સંધિવાના રોગથી હેરાન હતી, પરંતુ ઉપલો બનાવ બન્યા પછી હાડકાંનું કળતર જતું રહ્યું. પેલું હાડપિંજર દાકતરે કાચના ઘરમાં રાખી મૂક્યું હતું. આ સંચો પાછળથી એક કારખાનાવાળાને વેચ્યો હતો, ત્યાં તે વડે ત્રણ વર્ષનું છોકરૂં હજાર મણ રૂની ગાંસડી સહેલાઈથી ઉંચકી શકતું. આ પરથી બીજા ઘણા નાના સંચા બનાવવામાં આવ્યા હતા અને ભિન્નભિન્ન ઉપયોગમાં આવતા. આ વાર્તામાં શીખામણ જેવું કાંઇ નથી તથા કદાચ તેમાં જરા અતિશયોક્તિ હશે, પરંતુ તેમાંના મુખ્ય બનાવો ખરા છે એ નિઃસંદેહ માનવું.

—o—

# ઉડતા વિચારો *

## ચર્ચાપત્ર

મે. જ્ઞાનસુધાના તંત્રીની સેવામાં,

આપના છેલ્લા બે અંકે નવીન ઉદ્યમ આદર્યો જણાય છે. ઉડતી ચીજોને ઉડવા ન દેતાં આપના પત્રે તે ઝાલી લીધી છે. છેલ્લા પ્રસિદ્ધ થએલા બે અંકમાં પ્રકટ થએલા "ઉડતા વિચારો" વાંચી આ પત્ર લખવા ચિત્ત દોરાયું છે. એ "ઉડતા વિચારો" નો શો હેતુ હશે તે તો જેના મગજમાંથી તે ઉડયા હોય તેને જ અથવા સર્વજ્ઞ પ્રભુને ખબર છે. પરંતુ મારા જેવાં અલ્પબુદ્ધિ વાચકને તો એમાં ઉન્મત્ત પ્રલાપ જેવો શબ્દસમૂહ લાગે છે. કદાચ તેમાં મારી સમજશકિતનો દોષ હશે તો એમ સ્વીકારવા હું તત્પર છું. એક અંકમાં "ઉડતા વિચારો" જોયા. વાંચી ધૈર્ય પકડી બેસવું ઉચિત લાગ્યું. થોડા સમય પછી નવીન અંક આવ્યો. ઉઘાડી જોયું તો ફરી પાછું "ઉડતા વિચારો"નું દર્શન થયું, આમાં તો મારી મૃત્પિંડસમ બુદ્ધિને એક અક્ષર પણ સમજાયો નહિ. એક વાકયનો બીજા વાકય સાથે તો શું પણ એક જ વાકયમાંના સર્વ શબ્દોનો એક બીજા સાથે શો સંબંધ છે તે બેસાડવા નિષ્ફળ પ્રયાસ કાંઈક કાળ સુધી કર્યા પછી એ સર્વનો ખુલાસો આપના પત્રદ્વારા એ લેખક પાસે માગવાનો માર્ગ સૂઝયો છે. લેખકે એકાદ કોષ લઈ તેમાંના શબ્દનાં combinations કરી વાચક સમીપ મૂકયાં હોય એવું મને તો ભાસે છે. ક્રિયાપદ ન વાપરવાની પ્રતિજ્ઞા લીધી હોય એવું જણાય છે. અર્થ વગરનું તે ગૂઢ અને રહસ્યવાળું એમ જો તેઓ માનતા હોય તો એમની ભૂલ છે એવો મારો નમ્ર અભિપ્રાય છે. વળી અસંબદ્ધ તે કવિત્વમય તથા કલ્પનાયુકત એ ધારણા પણ ભ્રમમય છે. શબ્દોનો સમુચ્ચય કરી પત્રોમાં છપાવવાથી લેખક તરીકેની કીર્તિ મેળવવાની અભિલાષા વૃથા

* "જ્ઞાનસુધા" ના સન ૧૯૦૦ ના જાન્યુઆરીથી જુન સુધીના અંકોમાં છપાયેલો લેખ.

છે. ગુજરાતીમાં નમાલાં પત્રોની ખોટ નથી છતાં આપના પત્રમાં આ લેખને સ્થાન મળેલું જોઈ આશ્ચર્ય પેદા થાય છે. લેખકે પોતાના વિચારો કાગળ પર લખી તેના કડકા કરી આકાશમાં ઉડવા દીધા હોત તો "ઉડતા વિચારો" યોગ્ય સ્થાને ઉડત એવું મારૂં માનવું છે. મારો અભિપ્રાય અરસિક વૃત્તિનું પરિણામ કદાપિ હશે. ઉડતા વિચારો-માંના નં. ૫. પરથી લાગે છે કે લેખક વયોવૃદ્ધ છે. તેથી શંકા રહે છે, કે આપણામાં ચાલતી કહેવત પ્રમાણે તેમની ઉમર સાઠ ઉપરની તો નહિં હોય! તે પરથી તેમનાં ઇષ્ટ સ્નેહીઓને સાવચેત રહેવાની સૂચના નિરર્થક નહિં ગણાય, એજ વિનંતિ.

લિ. આપનો
હિતચિંતક.

---

## ૧૩

## હુન્નર-કૌશલ્ય-દર્પણ-પ્રકાશ*

### તથા

### કળા-હીકમત-કારીગરી

"હુન્નર પ્રકાશ," "હુન્નર વિજ્ઞાન," "હુન્નર સંગ્રહ," "હુન્નર દર્પણ," "હુન્નર કળા," "કળા હુન્નર" "વિવિધ હુન્નર દર્શક," "હુન્નર કળા સાગર," "જાત હુન્નરગીરી,', "દરેક માણસના હાથમાં હુન્નર ઇયાને થોડે પૈસે ઘણો લાભ," "હુન્નરનો ભોમિયો અને કળાનો કારીગર," ઇત્યાદિ ઇત્યાદિ પુસ્તકો અને નિબન્ધો વાંચી એક વેળા હું એવો ઉશ્કેરાઇ ગયો કે હું પોતે પણ આવો એક ગ્રંથ લખી નામાંકિત કેમ ન થઈ શકું એ વિચાર મારા મનમાં ઘોળાવા લાગ્યો. નામાંકિત થવાની સાથે લોકકલ્યાણનો માર્ગ પણ આવો ગ્રંથ બહાર પાડવામાં

---

* "જ્ઞાનસુધા" ના સન ૧૯૦૨ ના જુલાઇથી ડીસેંબર સુધીના અંકોમાં છપાયેલો લેખ.

રહેલો છે, કેમકે રસાયણ, પદાર્થવિજ્ઞાન, યાંત્રિકશકિતજ્ઞાન, વનસ્પતિ-શાસ્ત્ર, ખનિજશાસ્ત્ર, વૈદ્યક વગેરે અનેકાનેક શાસ્ત્રોનો વ્યવહારોપયોગી સાર ખરેખરો કામમાં આવે એવી રીતે એક નાના પુસ્તકમાં બનાવી દઇ શકાય છે, એ કલ્પના મારા મનમાં ઉભરાવા લાગી. આ વિષયો ઉપર ચોપડીઓ ઘણી છે અને ઘરગથુ ઉપાયોની યાદીઓ તથા સહેલી કારીગરીની હીકમતો ઓળખીતાઓ પાસે સહેલથી મળે તેમ છે એ જ્ઞાનથી મને ઘણી હિંમત આવી, અને, પ્રથમ તો મારા પુસ્તકનું નામ નક્કી કરવા હું બેઠો. **सर्वतः सारमादद्यात् पुष्पेभ्य इव षट्पदः।** એ સૂત્રનું અનુસરણ કરી બધામાંથી સાર કહાડવાનું જ મારે કરવાનું હતું તેથી ગ્રન્થ બનાવવાની પદ્ધતિ ગ્રન્થનું નામ બનાવવામાં પણ વાપરી અને આજ લગી થયેલા ગ્રન્થોનાં નામના સારાંશરૂપ “હુન્નર-કૌશલ્ય-દર્પણ-પ્રકાશ તથા કળા-હીકમત-કારીગરી” એવું નામ મેં તારવી કહાડયું. પહેલાં થયેલા કોઇ ગ્રન્થનાં નામની ખુબી રહી જાય નહિં અને કોઈ ગ્રન્થકાર એમ કહી શકે નહિં કે મારા ગ્રન્થનું નામ વધારે સરસ છે, એવી આ યુકિત જડતાં હું ઉલ્લાસમાં આવ્યો. ભ્રમર કંઈ પુષ્પ બનાવતો નથી પણ પુષ્પોમાંથી મધ જ કહાડે છે તે પ્રમાણે મારે કંઈ નવા હુન્નર કે કળાઓ ઉત્પન્ન કરવાની જરૂર નહોતી, તોપણ કલ્પનાશકિત, સ્મરણ-શકિત, પરીક્ષાશક્તિ વગેરે શકિતઓ અજમાવી હું કેટલીક નવી અજાય-બીઓ પણ જોડી કહાડી શકયો, અને જુની કારીગરીઓનું મિશ્રણ તો અદભુત દીસવા લાગ્યું. હું હોંસે હોંસે મારો ગ્રન્થ રચવા લાગ્યો.

થોડા દિવસમાં વિશાળ સંગ્રહ તૈયાર થઇ ગયો. મારો એક જૂનો ઓળખીતો એકાદ વર્તમાનપત્ર કહાડતો તેની પાસે આ ગ્રન્થ છપાવવા સંબંધે સલાહ લેવા હું ગયો. તેના પત્રની ઓફીસ ઉપર છાપખાનાનું પાટીઉં રહેતું તે જણાયું નહિં, પણ, “પરસ્પર મરણોત્તેજક કંપની લીમી-ટેડ,” અને “અન્યોન્ય બારમાભક્ષક કંપની લીમીટેડ” એવાં બે પાટીઆં જેવામાં આવ્યાં. મારો મિત્ર એનો એજ ત્યાં હતો તેથી તેની પાસે જઈ હું બેઠો. “કમિશન,” “ફાળો,” “વહેંચણી,” “ફંડ,” “ફૅાર્મ” “નોટીસ”

વગેરેની વાતોમાં તે મશગુલ હતો તેમાંથી તે કાંઇક ફારક થયો ત્યારે મેં તેના ધંધાના ફેરફારનું કારણ પુછ્યું. તે બોલ્યો, "જેને કાંઈ કામધંધો ન હોય તે વર્તમાનપત્રનો એડીટર થાય એ વખત હવે ગયો છે.હાલમાં તો વીમા કંપનીની એજન્સી એ સર્વોપરિ ધંધો છે. એના પર કાંઈ વાદળ આવતું જણાય છે ખરૂં, પણ હાલ તરત ભય નથી. અને, આ ધંધો પડી ભાગશે તો પછી આપણી આડીટરગીરી તો છે જ. અને, તેમાંએ નહિં ફાવીએ તો આ આપણો અસલ ફેરીઆનો રોજગાર ક્યાં જવાનો છે?"

મેં કહ્યું, "આપણી નિશાળની પાડોશમાં નારણ સુતાર રહેતો તે સટ્ટાનો દલાલ થયેલો, પછી ઘોડાનો સોદાગર થયેલો, પછી નાટક મંડળીમાં ભળેલો, પછી અત્તર વેચવા નીકળેલો, પછી બલુન ઉરાડવાનું શીખવા મુંબાઇ ગયેલો, અને એવા એવા ઘણા ધંધા કરી આખરે પાછો ઘેર આવી લાકડાં ઘડતો હતો તેને માટે આપણે કહેતા કે

"આસ્તા વેચ્યા તાસ્તા વેચ્યા, ધંધા સઘળા કીધા,
અંતે રોટલા ક્યારે પામ્યા કે ખાંધે વાંસલા લીધા."

તેના જેવી તમારી હિંમત જણાય છે.'

આ દૃષ્ટાન્ત તેને બહુ પસંદ ના પડયું અને તે બોલ્યો, 'એ તો ભીડ આવે ત્યારે ભાગ્ય જણાય. પણ, આ તમારા હાથમાં પોથું શાનું છે?'

મારી યોજના તેને મેં કહી સંભળાવી અને ગ્રન્થ તેના હાથમાં મુકયો. પાનાં ફેરવી જઈ તે બોલ્યો, 'અમે તો નકામા માણસોના વીમા ઉતારીએ છીએ. નકામા હુન્નરો માટે અમે પૈસા આપતા નથી.'

મારાં વચનનો આ બદલો હતો તેથી ગુસ્સે ન થતાં મેં કહ્યું, 'મારી ચોપડીનો મારે તમારે ત્યાં વીમો નથી ઉતરાવવો, જેને સ્વધામ પહોંચતો કરવો હોય તેનો તમારે ત્યાં વીમો ઉતરે છે. મારે તો મારી ચોપડીને અમર કરવી છે. ચોપડી કેમ છપાવવી એ વિશે મારે તમારી સલાહ જોઈએ છે. એજન્સીની આશા વિના મફત એટલું કામ કરવું પડશે.'

ચોપડી કેવા કદની છપાવવી, કેટલા જાડા કાગળ વાપરવા, તેમાં કેવાં ચિત્ર મુકવાં, કેવું પુંઠું કરવું, કેટલી કિંમત રાખવી, એ નક્કી કરી મારા

મિત્રે ખર્ચનો અડસટો કરી આપ્યો તે લઈ હું એક છાપખાનામાં ગયો.

છાપખાનાના માલીકે અડસટ્ટો કબુલ રાખ્યો પણ કહ્યું કે 'કાગળના પૈસા પહેલા આપવા પડશે અને જેમ ફરમો છપાતો જાય તેમ ફરમા દીઠ છપામણી ખર્ચ આપતા જવો પડશે.'

પૈસા પહેલા આપવાના જ વાંધા હતા. તેથી મેં કહ્યું, 'પુસ્તકો તૈયાર કરી મને આપો તે પહેલાં નાણાં શાનાં માગો ? તમારા બીલ પુરતી કિંમતનાં પુસ્તકો કબજામાં રાખજો !'

'કબજામાં રાખીને શું અથાણું કરીએ ? એવા તો હમારા ઘણા પૈસા ધલાઈ ગયા !'

પુસ્તકોના વેચાણથી નાણાં વસુલ આવી જતાં કેટલી વાર લાગશે ?

'અગસ્ત્ય ઋષિનો વાયદો પતતાં લાગી તેટલી.'

નાખુશ થઈ હું ચાલ્યો ગયો. છાપખાનાવાળાઓ તરફથી મને ઉત્તેજન મળ્યું નહિં. તે પછી મારા પુસ્તકનાં "પ્રોસ્પેકટસ" મેં કહાડયાં; તેમાં પુસ્તકથી મળવાના લાભનાં આતુરતા ઉત્પન્ન થાય એવાં વર્ણન લખ્યાં અને અગાઉથી આશ્રય આપનાર ગૃહસ્થોનાં મુબારક નામ પુસ્તકમાં છાપવાની લાલચ આપી. ગ્રાહકની યાદીમાં દાખલ થઇ નામ અમર કરવાના લોભી ઘણા નીકળ્યા, ઘણાના પત્ર આવ્યા; પણ, કોઈના પૈસા આવ્યા નહિં. આખું પુસ્તક છપાવવાનો વિચાર હાલ મેં માંડી વાળ્યો છે. નામનાની આશા પણ મહા પ્રયત્ને મેં દાબી રાખી છે. પરંતુ, લોકકલ્યાણનો મારો હેતુ છેક નિષ્ફળ ન જાય માટે મારા પુસ્તકોમાંના થોડા ફકરા પ્રસિદ્ધ કરૂં છું.

### ગધેડાને કાળો કરવાનો ઉપાય.

ગધેડાને શાહી ચોપડી તડકામાં બાંધી રાખવો, સુકાઈ જાય એટલે દોરડાં છોડી નાંખવાં.

બીજો ઉપાય એવો છે કે પ્રથમ ગધેડાને શરીરે દીવેલ લગાડવું. તે પછી રોટલા કરી ઉતારી લીધેલા ઠીકરાના તવા ટહાડા પાડી ગધેડાના

શરીર ઉપર ઘસવા. કાળો રંગ બેસે ત્યાં સુધી આ પ્રમાણે ઘસ્યા જવું. આ રીત અજમાવતાં ગધેડાની ચામડી છોલાવાનો સંભવ રહે છે માટે બહુ બારીકીથી અને સાવચેતીથી કામ લેવું. ગધેડાને પાછલો પગ ઉપાડવાની ટેવ હોય છે તે ધ્યાનમાં રાખવું.

### ઉકરડાની માટી સાફ કરવાનો ઉપાય.

ઉકરડો ખોદી નાખી તેમાંથી ઘાસ સાંઠા વગેરે પદાર્થો વીણીને કહાડી નાખવા. જે માટી બાકી રહે તેને સુકવી ખાંડણીમાં સારી પેઠે ખાંડવી. તે પછી જાડા "કાટ્રિંજ પેપર"માં સોયથી કાણાં પાડી તેની ચારણી બનાવી ખાંડેલી માટી ચાળી કહાડવી. આ રીતે બહુ ઝીણી માટી નીકળી આવશે.

### તેલમાં ઉભરો આણવાનો ઉપાય.

તેલ ઉકાળ્યા વિના તેલમાં ઉભરો આણવો હોય તો પાંચ આંઉસ તેલમાં અડધો આઉંસ બાયકારબોનેટ ઓફ સોડા અને પા આંઉસ ટારટરીક એસીડ મેળવીને હલાવવાં.

### આકડાનું પીળું દુધ કહાડવાનો ઉપાય.

આકડાનાં પાંદડાં નાઇટ્રેટ ઓફ સીલવરમાં બાર કલાક સુધી પલાળી મુકવાં અને પછી કેસરના પાણીમાં ઉકાળી ઠરવા દેવાં. પછી તે પાણીમાં જ પાંદડાં છુંદી નાખવાં એટલે પીળું દુધ નીકળશે.

આકડાનું દુધ આંખે લાગ્યાથી નુકશાન થાયછે અને પીવાના કામમાં આવતું નથી માટે કડછીથી કામ લેવું અને ખપ જેટલું દુધ કહાડવું.

### પૈડાં વગર ગાડી ચલાવવાનો ઉપાય.

એક સરખી લંબગોળાકાર કોઠીઓ કુંભારપાસે ઘડાવવી અને ગાડી નીચે એવી બે કોઠીઓ બાંધવી. કોઠી ગાડી કરતાં કંઈક વધારે પહોળી હોવી જોઈએ. કોઠીનું મહોં રોટ આયર્નનાં ઢાંકણાંથી બંધ કરી દેવું. આ ગોઠવણથી ગાડી વગર પૈડે બહુ સારી રીતે ચાલશે.

### બળદનાં શિંગડાં જોખવાનો ઉપાય.

જીવતા બળદનાં શિંગડાંનું વજન કહાડવું હોય તો બળદને તળાવમાં

લઈ જઈ ફક્ત શિંગડાં બહાર રહે ત્યાં સુધી પાણીમાં ઉતારવો.પછી શિંગડાં ઉપર એવડો પથ્થર મુકવો કે શિંગડાં બરોબર પાણીમાં ડુબીરહે. પછી તે પથ્થર બહાર લાવી તેને જોખી જોવો. તેના જેટલું જ શિંગડાંમાં વજન છે એમ સમજવું.

બીજી રીત એવી છે કે શિંગડાં સાથે આખા બળદનું જેટલું વજન હોય તેટલા જ વજનનો માટીનો બળદ બનાવવો અને તેનું પેટ, શિંગડાં વગેરે દરેક ભાગ ખરા બળદના તે ભાગ જેટલો જ કદમાં રાખવો. પછી માટીના બળદનાં શિંગડાં કાપી લઈ જોખવાં.

પહેલી રીતનો ઉપયોગ ન આવડે તો બળદ ડુબી જવાનો ભય છે માટે બીજી રીત અજમાવવી એ વધારે સલામતી ભરેલું છે.

---

૧૪

## નવી ઇસપનીતિ*

"ઇસપની વાર્તાઓ," "પંચતંત્ર," વગેરે ગ્રન્થના કર્તાઓએ જનાવરોને મનુષ્યની ભાષા બોલતાં અને મનુષ્યના ભાવ અનુભવતાં કલ્પ્યાં છે. મનુષ્યસ્વભાવમાં રહેલી નિર્બળતા તટસ્થ રહી જોવાનું આ પદ્ધતિથી મનુષ્યોથી બની શકે છે.મનુષ્યોની વર્તણુક પશુપક્ષીઓમાં પ્રકટ થતાં મનુષ્યો વિશેષ નિષ્પક્ષપાત વૃત્તિથી તે વિશે તુલના કરી શકે છે. દોષનો આરોપ બીજા પર હોય ત્યારે ન્યાય બુદ્ધિ વધારે સ્વચ્છ હોઈ શકે છે. આ વસ્તુસ્થિતિ લક્ષમાં લઈ એ લેખકોએ આ બોધપ્રકારની યોજના કરેલી જણાય છે. આ પદ્ધતિમાં વિશિષ્ટકૃતિ ઇસપની હોવાથી તેને 'ઇસપ-નીતિ'નું ઉપનામ આપી શકાય. ઇસપનીતિ બોધ અને વિનોદ આપવામાં ઘણી ફતેહમંદ થઈ છે અને તેનું અનુસરણ અનેકધા થયું છે. એ નીતિમાં રહેલું તત્વ લક્ષમાં લઈ તેથી ઉલટો પણ તે જ ધોરણની એક નવી

* "જ્ઞાનસુધા" ના સન ૧૯૦૩-૦૪ના અંકોમાં છપાયેલો લેખ.

વાર્તાપદ્ધતિ ઘડવાનો આ લખનારનો મન્દ પ્રયત્ન છે. મનુષ્યોને પશુપક્ષીઓની ભાષા બોલતાં કલ્પવાથી અને પશુપક્ષીઓના ભાવનો મનુષ્યોપર આરોપ કરવાથી પણ સારાસાર વિચાર તટસ્થતાથી કરવાના પ્રસંગો મળી શકે તેમ છે. જનાવરોનાં કૃત્યોની પરીક્ષા કરવાની હોવાથી મનુષ્યના માનભંગનો પ્રસંગ આવતો નથી, એ હકીકત જુની પદ્ધતિની પેઠે આ નવી પદ્ધતિમાં પણ કાયમ રહે છે. મનુષ્યોના આચારવિચાર જનાવરોમાં પ્રકટ થયા હોય તો કેવા લાગે એ જુની ઇસપનીતિ દર્શાવે છે, તો, જનાવરોના આચારવિચાર મનુષ્યોમાં પ્રકટ થયા હોય તો કેવા લાગે એ આ નવી ઇસપનીતિ કંઇક દર્શાવી શકશે એમ આશા છે. આ કારણોથી આ વાર્તાઓને "નવી ઇસપનીતિ" એવું નામ આપવામાં આવ્યું છે.

---

## વાર્તા ૧ લી.

### શંભુદત્ત અને શોભાદત્ત

શંભુદત્ત ઘેરથી દુકાને જતો હતો તે વખતે શોભાદત્ત રસ્તામાં ઉભો હતો અને, બાપે ઘરમાંથી કહાડી મુકયાથી કયાં જવું તેનો વિચાર કરતો હતો. એવામાં શંભુદત્તને રસ્તે જતો જોઈ શોભાદત્ત ભસ્યો. ભસવાનું કારણ કશું હતું નહિ,પણ, શંભુદત્ત તરફ કેવી રીતે વર્તવું તે ન સમજાયાથી શોભાદત્ત ભસવા લાગ્યો અને ખૂબ ભસ્યો. શંભુદત્તને તે બીલકુલ ઓળખતો નહોતો, તોપણ જાણે શંભુદત્ત ગુનેહગાર હોય અને હાંકી કહાડવા લાયક હોય એમ શોભાદત્ત બહુ જોસથી અવાજ કહાડી લાંબા વખત સુધી ભસ્યો. તેને ભસતો સાંભળી શિવદત્ત, રામદત્ત, દેવદત્ત, હરદત્ત હરિદત્ત, વગેરે આસપાસનાં ઘરમાંથી દોડી આવ્યા અને નવરા હોવાથી રસ્તે જુદે જુદે ઠેકાણે ઉભા રહી ભસવા લાગ્યા. શંભુદત્ત તો ચાલ્યો ગયેલો હતો,તેથી,શાને ભસીએ છીએ તેની તેમને ખબર નહોતી,પણ કંઇ ભસવા જેવું છે તેથી ભસીએ છીએ એવા સંતોષથી તેઓ ગળું દુખાવતા હતા. નાગદત્ત, કાળદત્ત, વગેરે પોતપોતાની દુકાન કામ કરતા હતા

ત્યાં તેમણે આ અવાજ સાંભળ્યા. દુકાન છોડી તેમનાથી અવાય તેમ નહોતું,તેથી દુકાને બેઠા બેઠા તેઓ શોભાદત્તના અવાજની દિશા તરફ મહોં કરી ભસવા લાગ્યા. શોરબકોર બહુ વખત ચાલ્યો. આખરે મહોલ્લાના લોકો બહુ અકળાયા ત્યારે તેમણે શોભાદત્તને પથરા મારી કહાડી મુકયો; એટલે બીજા ભસનારા પણ બંધ પડી ગયા. દોડી આવ્યા હતા તે પોતપોતાને ઠેકાણે ગયા અને દુકાનવાળાઓએ પોતપોતાના ધંધામાં ધ્યાન લગાડયું.

---

## વાર્તા ૨ જી.

### ઘાસનો ભુખ્યો ભુટ્ટામલ

ભુટ્ટામલ પોતાના ઘરમાં ખાવા બેઠો હતો તેવામાં પાડોસીના ઘરના આંગણામાં ઘાસનું ગાડું આવેલું જોઇ ભુટ્ટામલ ઉભો થઇ દોડયો,અને, પાડોસીનો ઝાંપો તોડી તેના આંગણામાં પેઠો તથા ગાડાંમાંના પુળા દાંત વતી ખેંચવા લાગ્યો. ગાડા પાસે બાંધેલા બળદોએ ઉભા થઇ શિંગડાં મારવાથી ભુટ્ટામલ પાછો નાઠો, અને, ભાવામલના ઘરમાં જઇને તે ઘાસ ખાતો હતો તેમાંથી ખાવા લાગ્યો. ભાવામલે બચકું ભર્યાથી તે નાસીને ભલ્લામલના ઘરમાં પેઠો. ભલ્લામલે લાત માર્યાથી તે ભગામલના ઘર તરફ નાઠો. પણ, ત્યાં પેસતાં ઉમરો પગે જોસથી વાગવાથી તે રસ્તામાં ચકર ચકર દોડવા લાગ્યો. તેને પકડવા તેના ઘરનાં માણસો દોડયાં. તેમણે તેને ચાબુકો મારી, લાકડીઓ મારી, દોરડાં ધર્યાં, પણ, ભુટ્ટામલ સાંજ સુધી પકડાયો નહિં, આખરે તેની આગળ થોડું ખાવાનું ધરી તેને પકડી લીધો. આ ધાંધલ દરમિયાન રામામલ, ધામામલ, જામામલ, સામામલ, વગેરે પોતાના ઘરમાંથી નીકળી આવ્યા અને ભુટ્ટામલના ઘરમાં ઘણું ઘાસ હતું તે ખાઇ ગયા. એ સર્વને કહાડીને ભુટ્ટામલને ઘરમાં ઘાલ્યો, પણ, ઘાસ વિના આખી રાત તે ભુખ્યો રહ્યો.

## વાર્તા ૩ જી.

### નાથાજી ધૂળમાંથી ઉઠી સાઠમારીમાં ગયો.

મોટારાજ, ભોટારાજ,ભોભારાજ,મોભારાજ અને થોભારાજ વાદ-વિવાદ કરતાં સાઠમારી પર આવી ગયા. નાથાજી વાદવિવાદ સાંભળવા આવેલો હતો, કોલાહલ સાંભળી તે ભુંકતો હતો તથા પાછલે પગે ધૂળ ઉરાડતો હતો. તેમ કરતાં તે થાકેલો હતો અને મહોંનું નાળચું ધૂળમાં ખોસી સૂતેલો હતો. સાઠમારી નજરે પડતાં તે ઉભો થઈ ગયો અને 'હોંચી હોંચી' કરતો તે તરફ દોડયો. સાઠમારી કરનારાઓ વચ્ચે જઈ તે ભરાયો. કોઇને લાત મારવા લાગ્યો અને કોઈને માથું મારવા લાગ્યો. કોઇને સામે થવાનો અને કોઈને મદદ કરવાનો પ્રયત્ન તે કરવા લાગ્યો. વચમાં અટ-વાયાથી નાથાજીને ભોભારાજના દંતુસળ વાગ્યા અને મોભારાજના પગ તળે તે કચરાયો. આખરે થોભારાજે નાથાજીને પોતાની સુંઢમાં પકડી ઉંચો કરી આઘે ફેંકી દીધો. પોતાને થયેલી ઈજાનું દરદ ભૂલવા નાથાજી ધૂળમાં આળોટવા લાગ્યો. પોતાની મદદ વિના સાઠમારી પૂરી થયેલી જોઈ થતો વિસ્મય તેણે ધૂળમાં ગરકાવ કરી દીધો.

---

## વાર્તા ૪ થી.

### સંખાયું નહિં

દેવરામના દીકરાના લગ્નની ઘણી ખુશાલી અને ધામધુમ ચાલી રહી હતી. દેવરામનો પાડોસી સેવારામ વાંઝીયો હતો અને તેનાથી દેવરામના ઘરનો ઉત્સવ ખમી શકાયો નહિં. લગ્નમાં વિઘ્ન નાખવા તેણે બહુ પ્રયત્ન કર્યા પણ તેમાં ફાવ્યો નહિં ત્યારે લગ્ન વખતે દેવરામના ઘર સામે બેસી તે દાંતીઆં કરવા લાગ્યો અને 'હૂક હૂક' કરી છાપરા પર કુદવા લાગ્યો. એકલા આમ કરવાનું ઝાઝું ન ફાવવાથી તે રેવારામ, કેવારામ, જેવારામ, મેવારામ,નેવારામ વગેરેના ઝુંડને એકઠું કરી લાવ્યો અને સહુ મળી કુદાકુદ

અને હૂકાહૂક કરવા લાગ્યા. તેઓ કેટલાંક નળીઆં ભાંગી શકયા, પણ તે સિવાય બીજું કાંઈ નુકશાન કરી શકયા નહિ. અને લગ્નના મેળાવડામાં કેટલાક લોકો પાસે લાકડીઓ હતી તેથી વધારે પાસે જવાની તેમની હિંમત ચાલી નહિં. આખરે વરઘોડાની બંદુકો છુટતી સાંભળી તેઓ બીધા અને નાઠા. એકલો પડેલો સેવારામ પોતાને ઘેર ગયો અને લગ્ન પુરૂં થયું ત્યાંસુધી તેણે દાંત પીસી પોતાનું શરીર પીંખ્યા કર્યું

---

## વાર્ત્તા ૯ મી.

### દહિંથરા પાછળ કૅા કૅા

રામનાથ છાનોમાનો હરિનાથના ઘરના બારણામાં પેસી તેનું દહિથરૂં લઈ જતો હતો. હરિનાથ તે ઘરમાં હતો. તેણે રામનાથને કહાડી મુકયો અને હરનાથ આવ્યો ત્યારે હરનાથને દહિંથરૂં સોંપ્યું. રામનાથ હરનાથના ઘરને છાપરે બેસી રહ્યો અને હરિનાથ બહાર નીકળ્યો ત્યારે તેના માથા પર 'કૅા કૅા' કરતો રામનાથ ભમવા લાગ્યો. કાંઇક ભક્ષ્ય છે એમ ધારી કામનાથ, જામનાથ, નામનાથ, હામનાથ વગેરે આવી પહોંચ્યા અને રામનાથ સાથે 'કૅા કૅા' કરતા હરિનાથના માથાપર ઉડવા લાગ્યા. હરિનાથ પાસેથી કાંઈ ઝડપી લેવાય એવું નથી એમ માલમ પડતાં તેઓ ચાલ્યા ગયા, પણ, રામનાથ ઘણીવાર સુધી ખસ્યો નહિં. હરિનાથ ગભરાયો નહિં અને પજવાયો નહિં. રામનાથ આખરે થાકીને આરામ લેવા સારૂ ઉકરડા પર જઈને બેઠો.

---

## વાર્ત્તા ૬ ઠ્ઠી.

### હાર્યા એટલે હડકાયા થયા

મેળામાં મ્હોટા દેખાવા સારૂ મેણારાવ અને ખેણારાવ ભૂરીઆ અને કા ળીઆના ખભા ઉપર ચઢીને ઉભા થયા, અને, ચારે જણા ગાલ ફુલાવતા, છાતી કહાડતા, ડોળા પહોળા કરતા મેળામાં ફરવાં લાગ્યા. જોવા

## વાર્તા ૩ જી.

### નાથાજી ધૂળમાંથી ઉઠી સાઠમારીમાં ગયો.

મોટારાજ, ભોટારાજ,ભોભારાજ,મોભારાજ અને થોભારાજ વાદ-વિવાદ કરતાં સાઠમારી પર આવી ગયા. નાથાજી વાદવિવાદ સાંભળવા આવેલો હતો, કોલાહલ સાંભળી તે ભુંકતો હતો તથા પાછલે પગે ધૂળ ઉરાડતો હતો. તેમ કરતાં તે થાકેલો હતો અને મહોંનું નાળચું ધૂળમાં ખોસી સૂતેલો હતો. સાઠમારી નજરે પડતાં તે ઉભો થઈ ગયો અને 'હોંચી હોંચી' કરતો તે તરફ દોડયો. સાઠમારી કરનારાઓ વચ્ચે જઈ તે ભરાયો. કોઇને લાત મારવા લાગ્યો અને કોઈને માથું મારવા લાગ્યો. કોઇને સામે થવાનો અને કોઈને મદદ કરવાનો પ્રયત્ન તે કરવા લાગ્યો. વચમાં અટ-વાયાથી નાથાજીને ભોભારાજના દંતુસળ વાગ્યા અને મોભારાજના પગ તળે તે કચરાયો. આખરે થોભારાજે નાથાજીને પોતાની સુંઢમાં પકડી ઉંચો કરી આઘે ફેંકી દીધો. પોતાને થયેલી ઇજાનું દરદ ભૂલવા નાથાજી ધુળમાં આળોટવા લાગ્યો. પોતાની મદદ વિના સાઠમારી પૂરી થયેલી જોઈ થતો વિસ્મય તેણે ધૂળમાં ગરકાવ કરી દીધો.

---

## વાર્તા ૪ થી.

### સંખાયું નહિં

દેવરામના દીકરાના લગ્નની ઘણી ખુશાલી અને ધામધુમ ચાલી રહી હતી. દેવરામનો પાડોસી સેવારામ વાંઝીયો હતો અને તેનાથી દેવરામના ઘરનો ઉત્સવ ખમી શકાયો નહિં. લગ્નમાં વિઘ્ન નાખવા તેણે બહુ પ્રયત્ન કર્યા પણ તેમાં ફાવ્યો નહિં ત્યારે લગ્ન વખતે દેવરામના ઘર સામે બેસી તે દાંતીઆં કરવા લાગ્યો અને 'હૂક હૂક' કરી છાપરા પર કુદવા લાગ્યો. એકલા આમ કરવાનું ઝાઝું ન ફાવવાથી તે રેવારામ, કેવારામ, જેવારામ, મેવારામ,નેવારામ વગેરેના ઝુંડને એકઠું કરી લાવ્યો અને સહુ મળી કુદાકુદ

અને હૂકાહૂક કરવા લાગ્યા. તેઓ કેટલાંક નળીઆં ભાંગી શક્યા, પણ તે સિવાય બીજું કાંઈ નુકશાન કરી શક્યા નહિ. અને લગ્નના મેળાવડામાં કેટલાક લોકો પાસે લાકડીઓ હતી તેથી વધારે પાસે જવાની તેમની હિંમત ચાલી નહિં. આખરે વરઘોડાની બંદુકો છુટતી સાંભળી તેઓ બીધા અને નાઠા. એકલો પડેલો સેવારામ પોતાને ઘેર ગયો અને લગ્ન પુરૂં થયું ત્યાંસુધી તેણે દાંત પીસી પોતાનું શરીર પીંખ્યા કર્યું.

## વાર્ત્તા ૫ મી.

### દહિંથરા પાછળ કૉ કૉ

રામનાથ છાનોમાને હરિનાથના ઘરના બારણામાં પેસી તેનું દહિંથરૂં લઈ જતો હતો. હરિનાથ તે ઘરમાં હતો. તેણે રામનાથને કહાડી મુકયો અને હરનાથ આવ્યો ત્યારે હરનાથને દહિંથરૂં સોંપ્યું. રામનાથ હરનાથના ઘરને છાપરે બેસી રહ્યો અને હરિનાથ બહાર નીકળ્યો ત્યારે તેના માથા પર 'કૉ કૉ' કરતો રામનાથ ભમવા લાગ્યો. કાંઈક ભક્ષ્ય છે એમ ધારી કામનાથ, જામનાથ, નામનાથ, હામનાથ વગેરે આવી પહોંચ્યા અને રામનાથ સાથે 'કૉ કૉ' કરતા હરિનાથના માથાપર ઉડવા લાગ્યા. હરિનાથ પાસેથી કાંઈ ઝડપી લેવાય એવું નથી એમ માલમ પડતાં તેઓ ચાલ્યા ગયા, પણ, રામનાથ ઘણીવાર સુધી ખસ્યો નહિં. હરિનાથ ગભરાયો નહિં અને પજવાયો નહિં. રામનાથ આખરે થાકીને આરામ લેવા સારૂ ઉકરડા પર જઈને બેઠો.

## વાર્ત્તા ૬ ઠ્ઠી.

### હાર્યા એટલે હડકાયા થયા

મેળામાં મ્હોટા દેખાવા સારૂ મેણારાવ અને ખેણારાવ ભૂરીઆ અને કાળીઆના ખભા ઉપર ચઢીને ઉભા થયા, અને, ચારે જણા ગાલ ફુલાવતા, છાતી કહાડતા, ડોળા પ્હોળા કરતા મેળામાં ફરવાં લાગ્યા. જોવા

મળેલા ટોળાના અચંબાથી તથા ઘોંઘાટથી તેઓ ગર્વ ધરી હરખાતા હતા. એવામાં માનસિંહ ઘોડા ઉપર બેસીને આવ્યો, અમરસિંહ રથમાં બેસીને આવ્યો, વિજયસિંહ ઉંટપર બેસીને આવ્યો, અને, ઉદયસિંહ હાથી પર બેસીને આવ્યો. તેમની સવારીના ઠાઠથી વિસ્મય પામી લોકો તેમને માન આપવા લાગ્યા. આ જોઈ મેણારાવ તથા ખેણારાવ ઘુરકવા લાગ્યા, અને ભૂરીયો તથા કાળીયો ભસવા લાગ્યા. ભસવાના આવેશમાં તેમણે મેણારાવ તથા ખેણારાવને પોતાને ખભેથી નીચા નાખી દીધા, અને, પછી ભૂરીઓ તથા કાળીઓ લોકોને બચકાં ભરવા દોડવા લાગ્યા. તેમના મહોંમાંથી લાળ ગળવા લાગી અને ચક્કર ચક્કર ફરી તેઓ લોકોમાં નાસા નાસ કરાવવા લાગ્યા. આખરે, ભૂરીઓ તથા કાળીઓ હડકાયા થઈ મરી ગયા, અને મેણારાવ તથા ખેણારાવ તેમનાં મડદાં સુંઘીને ચાલ્યા ગયા.

---

## વાર્તા ૭ મી.

### વૃત્તિ બદલાઇ એટલે રૂપ બદલાયાં

હેમચંદ અને ખેમચંદની દુકાનો પાસે પાસે હતી. બન્ને એક જ જાતના માલનો વેપાર કરતા હતા, તેથી બન્ને વચ્ચે હરીફાઈ ચાલતી હતી. બન્ને, એક બીજાથી સારો માલ લાવવાના અને એક બીજાથી સસ્તે ભાવે વેચવાના પ્રયત્ન કરતા હતા. આવી સરસાસરસી ચાલી તે દરમ્યાન તેઓ એક બીજાની દુકાને જતા અને એક બીજા સાથે ઉઘાડો વ્યવહાર કરતા, અને લોકો તેમનો બન્નેનો સત્કાર કરતા. પણ, વધારે પૈસા ખર્ચ્યા વિના હેમચંદને હેઠો પાડવાની ખેમચંદની દાનત થઈ ત્યારથી તે પોતાના માલમાં દગો કરવા લાગ્યો અને હેમચંદનો માલ બગાડવાનો લાગ શોધવા લાગ્યો. આ પછી ખેમચંદ હેમચંદ સાથે ખુલ્લી રીતે મળતો બંધ થયો, પણ અંધારામાં છાનોછપનો તેની દુકાન પાસે ફરવા લાગ્યો, પેટ ઘસતો વાંકોચુકો ચાલી હેમચંદની દુકાન આગળ ખુણે ખોચરે સંતાવા લાગ્યો, તેની દુકાનના કચરામાં ભરાવા લાગ્યો, રસ્તેથી

હરકોઈ જનાર આવનારથી ભડકી ફુંફાડા કરવા લાગ્યો, અને, જેનો પગ પાસે પડે તેને ચૂડ ભેરવવા તથા ડંસ દેવા લાગ્યો. પરિણામે, સર્વ કોઇને તેનું રૂપ જોઈ ત્રાસ થવા લાગ્યો, સહુ તેનાથી દૂર ખસવા લાગ્યા, અને, તેની ચળકતી આંખોને અણવિશ્વાસનું ચિહ્ન ગણવા લાગ્યા. લોકો હેમચંદ તરફ વિશેષ વળ્યા, અને ખેમચંદના તાળવામાં થયેલી ઝેરની કોથળીથી તેને પોતાને જ હાનિ થઈ.

---

## ૧૫

# પાટીઆં વાંચનારા*

## Board Readers.

જાહેર ઠેકાણાં પર સાર્વજનિક માહીતી સારૂ જે પાટીઆં મુકવામાં આવે છે તે ઉપરનાં લખાણ વાંચનારા હમેશ એકસરખા હોતા નથી. કેટલાક ઉતાવળથી પાટીઆં વાંચી ચાલ્યા જાય છે, કેટલાક પાટીઆંનો થોડો ભાગ જ વાંચે છે, કેટલાક પાટીઆં સામે ઉભા ઉભા દરેક અક્ષર ને દરેક શબ્દ ઘડી ઘડી મહોટેથી વાંચે છે, કેટલાક એક વાર વાંચી જઇ ફરી ફરી પાટીઆં વાંચવા પાછા આવે છે, કેટલાક પાટીઆં વાંચી ઉંડા મનન અને ચિંતનમાં ઉતરી પડે છે. પાટીઆં પરના લખાણ ઉપરથી કેટલાક એકાએક સ્તબ્ધ થઇ જાય છે, કેટલાક પાટીઆ આગળ જમીન ઉપર એકાએક ચોંટી જાય છે, કેટલાક એકાએક ગતિમાન્ તથા પ્રવૃત્તિમાન્ થઈ જાય છે. કેટલાક આશ્ચર્યમાં ગરક થઈ જાય છે, કેટલાક કુતૂહલમાં પડી જાય છે, કેટલાક ઉશ્કેરાઈ જાય છે, કેટલાક મૂઢ થઈ જાય છે. એ સર્વના વૃત્તાન્તનો સંગ્રહ કરવામાં આવે તો માનસશાસ્ત્રનું જ્ઞાન બહુ વૃદ્ધિ પામે અને ઇતિહાસની ગતિ વાળવામાં રાજા તથા પ્રજાને બહુ સામર્થ્ય મળે એમાં સંદેહ નથી. એ સંગ્રહ કરવા સારૂ 'કમીશન' બેસાડવાનો સરકારને કોઈ વગવાળી સભા

* "વસન્ત" ના સંવત ૧૯૬૩ના ભાદ્રપદના અંકમાં છપાયેલો લેખ.

આગ્રહ કરશે અને 'ડેપ્યુટેશન' પણ મોકલશે એવી આશા રાખવી તે વ્યર્થ નથી. હાલ તો જે થોડા દાખલા મારા જાણવામાં આવ્યા છે તેની નોંધ પ્રસિદ્ધ કરૂં છું કે શોધકવૃત્તિવાળા વિદ્વાનો યોગ્ય લાગે તેવો તેનો ઉપયોગ કરી શકે.

(૧)

એક વખતે મધરાતે અગત્યનો તાર મોકલવા હું તાર ઓફીસે ગયો. તાર લખી આપવાની બારી આગળ જતાં એક નવાઇ જેવો દેખાવ જોવામાં આવ્યો. બારીના મથાળા ઉપર જાળીના સળીઆ હતા તે ઉપર કાંઇક વળગતું માલમ પડયું. પાસે જઈ જોતાં જણાયું કે કોઇ માણસ સળીઆમાં પગના અંગુઠા ભેરવી ઉંચા હાથ કરી સળીઆ ઝાલી જાળીને અડીને ટંગાઈ રહ્યો હતો. આવો અસાધારણ શ્રમ લેવાનું કારણ પુછતાં તેણે પોતાના પગ તરફ આંગળી કરી ત્યાં આગળ બારીને મથાળે ચોઢેલું પાટીઉં બતાવ્યું. પાટીયા ઉપર 'અહીં ઉભા રહેવું' એમ લખેલું હતું પણ, તેથી આ વિચિત્ર ચેષ્ટાનો હેતુ સમજાયો નહિં. હું વધારે પુછવા જતો હતો એટલામાં તાર લેનાર 'સિગ્નલર' બીજા ઓરડામાંથી આવ્યો અને બારીના ઉમરા ઉપર પરચુરણ નાખી બોલ્યો 'લેઓ યે બાર આને.' ઉંચે નજર જતાં બાર આનાના માલીકને જાળીએ વળગેલો જોઈ ચકિત થઈ તેણે પુછ્યું 'યે કયા? ઉધર કાયકુ ચઢા હયે? ઉતર જાઓ.' નીચે ઉતરી એ ગૃહસ્થે ખુલાસો કર્યો કે 'પાટીઆ ઉપર લખ્યું છે કે "અહીં ઉભા રહેવું" તેથી હું સમજયો કે જયાં એ પાટીઉં માર્યું છે ત્યાં ઉભા રહેવું પડતું હશે.'

'નીચે જમીન પર ખડા રહેનેકા હયે. જાલીપે ચઢનેકા નહિ લિખા હયે.'

'ત્યારે પાટીઉં નીચે જમીન પર કેમ નથી મુકયું? જયાં પાટીયું માર્યું હોય ત્યાં ઉભા રહેવાનું અમે તો સમજિયે.'

સિગ્નલર મારો તાર લેવામાં રોકાયો હતો. તેણે તિરસ્કાર ભર્યા 'ઉંહ' સિવાય બીજો ઉત્તર દીધો નહિં.

( ૨ )

મુંબઈમાં અબદુલ રહેમાન સ્ટ્રીટમાં એક વખત ઘોડાની ટ્રામ પુરપાટ ચાલી જતી હતી. બાજુની એક ગલીમાંથી એક માણસ બે હાથ ઉંચા કરી 'ઉભી રાખો ! ઉભી રાખો ! એમ બુમો પાડતો દોડતો આવતો જોઈ 'કંડક્ટરે' ઘંટ વગાડી ટ્રામ ઉભી રાખી. માણસ અજાણ્યા જેવો જણાતો હતો તેથી કંડક્ટરે રૅાફથી પુછ્યું. 'કીધર જાયગા ?'

તેણે હાંફતા હાંફતા પાસે આવી ટ્રામને મથાળે મુકેલા જાહેર ખબરના પાટીઆ તરફ આંગળી કરી કહ્યું 'બે પૈસાવાળી સાબુની ચકતી આપો.' તે વાંકો વળી થેલી છોડી બે પૈસા કાઢતો હતો પણ કંડક્ટરે બે ઘંટા વગાડી ટ્રામ ચલાવી દીધી, અને

બાદશાહી ખુશબોદાર સાબુ

**મ્હોટી ચકતી–ચાર પૈસા. નાની–ચકતી–બે પૈસાની**

જાહેર ખબરનું પાટીઉં ટ્રામ સાથે અદૃશ્ય થયું ત્યાં સુધી તે તરફ પહોળું મ્હોં કરી તે માણસ જડ થઈ ઉભો રહ્યો. ટ્રામના કંડક્ટરે ટ્રામ ચલાવતી વખતે ઉદ્‌ગાર કરેલો તે અહીં લખવા લાયક નથી.

( ૩ )

મારા પડોસીનો દીકરો મોતીલાલ પહેલવહેલો મુંબાઈ જઈ આવ્યો. તે પછી તે પોતાના અનુભવનું રસિક વર્ણન છોકરાંની અને ચાકરોની સભા ભરી કરતો હતો. તેમાં એક હકીકત તેણે એવી કહી કે 'મુંબાઈમાં કોઈ "ટોબલેટ" કરીને સાહેબ છે તેના બહુ બંગલા છે. જયાં જાઓ ત્યાં તેનો એકાદ બંગલો ખરો. કોલાબા, કોટ, ગિરગામ, તારદેવ, ભાયખળા, પરેલ, મહાલક્ષ્મી, ખંભાલા હિલ, વાલકેશ્વર, ચોપાટી જયાં જઈએ ત્યાં ઠેર ઠેર "ટોબલેટ"ના નામનાં પાટીઆંવાળા બંગલા આવે છે.' હું આઘેથી આ વર્ણન સાંભળતો હતો. સભારંજનમાં વિઘ્ન કરવા મારી ઇચ્છા નહોતી તેથી સભા બરખાસ્ત થયા પછી મોતીલાલને બોલાવી મેં

તેને " ટોઅલેટ " સાહેબ વિષે હકીકત પુછી. ઘણી ઉલટ તપાસ પછી માલમ પડી આવ્યું કે બંગલાઓ ઉપરનાં TO BE LET (ભાડે આપવાનો છે) એ પાટીઆં મોતીલાલે બહુ જિજ્ઞાસાથી વાંચેલાં હતાં.

( ૪ )

રેલવે સ્ટેશન ઉપર For Gentlemen ( ગૃહસ્થો માટે )ની જગામાં જતાં એક ગૃહસ્થે ભિંત ઉપર પાટીઉં જોયું તે ઉપર નજર ફેરવી જતાં Please just your address before leaving ( જતાં પહેલાં મહેરબાની કરી જરા તમારૂં સરનામું ) એવું લખેલું જણાયું. કાંઈ ફી આપવી પડશે એ ધારણાથી તે ગૃહસ્થને ક્ષોભ થયો, પણ, કાયદો માનવો જોઈએ એ વિચારથી તેણે પેનસીલ કાઢી સરનામું લખવાની ચોપડી ખોળી, તે ન જડતાં ભિંત ઉપર પોતાનું સરનામું લખવા માંડયું. એવામાં બહાર ઉભેલો ભંગી અંદર ડોકિયું કરી બોલ્યો 'ભેંત પર લખવાનો હુકમ નથી.' તે ગૃહસ્થે ગભરાઈને પેનસીલ ગજવામાં મૂકી દીધી, પણ, પછી હિંમત આણી કહ્યું,

'આ પાટીઆ પર લખ્યું છે કે સરનામું લખવું તે શેમાં લખવું ?'

'એવું કહીં લખ્યું છે ?'

તે ગૃહસ્થે ફરી પાટીઉં વાંચી જોયું તો " Please adjust your dress before leaving " (જતાં પહેલાં મહેરબાની કરી તમારો પોશાક સજ કરજો ) એવું ખરેખરી રીતે પાટીઆ પર લખેલું હતું. અને વધારે વિવાદ ન કરતાં એકદમ બહાર નીકળી આવવું તે ગૃહસ્થને દુરસ્ત લાગ્યું.

( ૫ )

જાહેર જગા ઉપર ગંદકી કરવા માટે એક માણસને મેજીસ્ટ્રેટ આગળ ઉભો કરવામાં આવ્યો. મેજીસ્ટ્રેટે તોહોમતદારને પુછ્યું,

'તને વાંચતાં આવડે છે ?'

'હા સાહેબ, હું ભણેલો છું.'

'ત્યારે પાટીઆ ઉપર લખેલું હતું કે "આ ઠેકાણે ગંદકી કરવી નહિ" તે તેં નહિં વાંચ્યું ?'

'વાંચ્યું હતું સાહેબ, પણ મેં તે પાટીઆવાળી ભિંત ઉપર ગંદકી નથી કરી.'

'એટલે ?'

'જ્યાં પાટીઉં હતું તે ઠેકાણે ગંદકી કરવાની મના હતી, પણ, તે નીચે રસ્તામાં ગંદકી કરવાની મના પાટીઆમાં લખી નહોતી.'

તહોમતદારે શુદ્ધબુદ્ધિથી ભૂલ કરી છે એવી તેના મુખત્યારે તકરાર કરી, પણ, મેજીસ્ટ્રેટે તે ગણકારી નહિં.

( ૬ )

બી. બી. એન્ડ સી. આઈ. રેલવેની સેકન્ડ કલાસમાં હું મુસાફરી કરતો હતો. અમારા ખાનામાં અમે ચાર જણા હતા તેથી બારીએ બેસવાની દરેક જણને અનુકૂળતા હતી. એક સ્ટેશનથી પાંચમો ઉતારૂ આવ્યો પણ દહાડો હતો, તેથી કોઈ નારાજ થયા નહિં. બીજે સ્ટેશનેથી છઠ્ઠો આવ્યો તેથી પણ અમારામાંથી કોઈને ઝાઝો ક્ષોભ થયો નહિં, પણ, તે નવો ઉતારૂ બેઠો એટલે તરત જ અમારામાંથી એક જણ પગ લાંબા કરી ગાદી ઉપર સુઈ ગયો અને બોલી ઉઠયો 'હવે બધા સુઈ જાઓ.' અમે સહુ આશ્ચર્યથી આ નવાઈ જેવી વર્તણુક જોઈ રહ્યા. જેને આ નાટકના નાયકની લાત વાગી તેને ગુસ્સે થવાનું કારણ હતું, પણ, ખામોશ કરી તેણે પુછ્યું,

'કેમ ભાઈ ! એકાએક શું થયું ?'

'થાય શું ? કાયદો છે. આ પાટીઉં છે તે નથી જોતા ?"

ખાનાના બારણા ઉપર અંદરની બાજુએ લખ્યું હતું કે "To Seat 10, To Sleep 6" (દસ જણ બેસે, છ જણ સુએ) તે ઉપર અમારી નજર ગઈ પણ ભેદ સમજાયો નહિં. તે ઉતારૂએ ફરી પુછ્યું,

'એ પાટીઆને શું છે ?'

'ખાનામાં છ જણા થાય એટલે સુઈ જવું જોઈએ, અને દસ જણા થાય તો પાછા બેઠા થઇ જવું જ જોઈએ. આગગાડીનો કાયદો નહિં પાળનારને સજા થાય છે.'

એટલું બોલી તે મ્હોં ફેરવીને સુઇ ગયો. બાકીના ઉતારૂઓ વિચારમાં પડી બહારનો દેખાવ જોવા લાગ્યા.

'મામલતદાર વિરમગામ'ના નામનો પટો પહેરનાર સીપાઇને વિરમગામના મામલતદાર ધારનાર, સરિયામ જગા ઉપરના બંબા ઉપર 'સાંકળ ખેંચવી' લખ્યું હોય ત્યાં સાંકળ ખેંચી કલાક સુધી ઉભા રહેનાર, 'દરિયે જનારે ☞ આમ જવું' એવું પાટીઉં વાંચી હાથ લાંબો કરી આંગળી એ પ્રમાણે આગળ કરી દરિયા તરફ જનારા ગૃહસ્થો પણ જોવામાં આવ્યા છે. પણ, આટલો સંગ્રહ હાલ બસ છે.

---

૧૬

## કાગડાના મંદવાડ વિશે કવિતા*

### અર્પણપત્ર

મે. 'જ્ઞાનસુધાના' તંત્રી સાહેબ,

લગભગ વીસ વર્ષ થઈ ગયા, પણ હજી સુધી નાઉમેદીની મારી લાગણી મંદ થઈ નથી. આ સાથેનું કાવ્ય આપના પત્રમાં દાખલ કરવા કૃપા કરશો તો મારા ચિત્તનું સાંત્વન કરવામાં આપ સહાયભૂત થશો.

સને ૧૮૮૯ માં એક માસિક પત્રમાં 'કાગડાનો મંદવાડ' એ નામે એક વિષય છપાયેલો. તેમાં વર્ણન કરેલું કે કોઇ કાગડાને એઠવાડ ખાતાં એક કુતરીએ આવીને ઝાલ્યો તથા ચુંથ્યો અને દાંત બેસાડ્યા. તેવામાં તે વિષયના લેખકે તે કાગડાને છોડાવ્યો અને તપાસી જોયો. તે કાગડાને ક્યાં ક્યાં કેવા કેવા જખમ થયા હતા અને ક્યાં ક્યાં લોહી

* "જ્ઞાનસુધા" ના સન ૧૯૦૮ના જાન્યુઆરીથી જુન સુધીના અંકમા છપાયેલો લેખ.

નીકળતું હતું તેનું વીગતવાર વર્ણન આપ્યા બાદ, ત્યાં બસેં અઢીસેં કાગડા ભરાઈ ગયા. તેમાંથી અમુક તે કાગડાની મા હોવી જોઈએ; અમુક તેનો બાપ હોવો જોઈએ, અમુક તેની બેન હોવી જોઇએ, અમુક કુટુંબી હોવા જોઈએ, અમુક વૈદ્ય હોવો જોઈએ, અમુક કાગડાની નાતના પટેલ હોવા જોઇએ, અમુક કાગડાની નાતના નોતરીઆ અગર વધામણીઆ હોવા જોઇએ, અમુક પટેલના બરોબરીઆ અથવા કાગડાની નાતના મહોટા હોવા જોઈએ એ વગેરે ખબર બહુ નિશ્ચયપૂર્વક આપેલી હતી તથા એકઠા થનાર કાગડામાં પહેલો એક આવ્યો, પછી બે આવ્યા, પછી ચાર આવ્યા, પછી આઠ આવ્યા, પછી દશ આવ્યા, પછી પાંસઠ આવ્યા, પછી છ આવ્યા, એમ વસ્તીપત્રકને શોભાવે એવી ગણતરી કરેલી હતી, અને, કાગડાના મંદવાડ દરમ્યાન પગલે પગલે દરદીએ અને જુદા જુદા કાગડાએ પૃથક્ પૃથક્ કે અમુક સંખ્યાબંધ થઈ ‘ કા કા ’ કે ‘ ક્રાંગ ક્રાંગ ’ કે ‘ ક્રા ક્રા ’ના ઉચ્ચાર કેટલી કેટલી વાર કર્યા, અને તેમાં ધીમે ધીમે કરેલા સ્વરનો અર્થ શો અને જોરથી કરેલા સ્વરનો અર્થ શો તે સમજાવેલું હતું અને, કાગડા કેટલા કેટલા હાથને છેટે બેઠા હતા તે દર્શાવેલું હતું. તેમ જ લેખકે તે માંદા કાગડાને લુગડાની ગાદી કરી તે પર સુવાડયો અને પાણી ધર્યું તે તે ઝડપથી પીવા લાગ્યો તેથી કાગ-વૈદ્યરાજે ત્રણ વાર કા કા કરી પાણી પીવાની મના કરી, તે છતાં, બીમારે પાણી પીધું ત્યારે વૈદ્યરાજ એક વાર કા કા બોલ્યા અને બીમારે બેવાર કા કા કરી આજીજી કરી જરા પાણી પીવાની છુટી માગી અને વૈદ્યરાજે એક વાર કા કા કરી છુટ આપી, અને તે દરદી કાગડાએ પાશેર પાણી પીધા પછી લેખકે તેની ચાંચમાં ચોખા નાખ્યા પણ વૈદ્ય કાગડાએ ઉંચે સ્વરે કા કા કરી દરદીને અને લેખકને ખાવા ખવડાવવાની મના કરી અને બન્નેએ તેની સલાહ માન્ય કરી, અને, છેવટે લેખકની ગેરહાજરીમાં વૈદ્યે ઇંડાની સફેદી લગાડયાથી તે દરદીને આરામ થયો એ વર્ણવ્યું હતું. વળી, લેખકની તપાસની શરૂઆત-માં દરદી કાગડાની માએ લેખકને દૂર કાઢવા અરાઢ વખત ચાંચથી હુમલા કરેલા તેમાંના સત્તર હુમલા નિષ્ફળ ગયેલા પણ અરાઢમી વખત તેની ચાંચ

લેખકના વાંસામાં ડાબા ખભા ઉપર વાગવાથી લોહીનો ટશીઓ ફુટી નિ-કળેલો, પણ, ધીમે ધીમે લેખક પર કાગમંડળનો વિશ્વાસ બંધાવાથી લેખક દરદીને બીજી વાર જોવા ગયા ત્યારે દરદીની પાસે હોંશીઆરીથી બેઠેલા આઠ કાગડા અથવા આઘે સૂતેલા ઓગણીસ કાગડામાંથી કોઇ લેખકને મારવા આવ્યા નહિં, પણ, 'માંદા નજીક બેઠેલામાંના બે કાગડાએ ચાર પાંચ ઉચ્ચાર કર્યા. અને ત્યાર બાદ બીજા ત્રણે (એક પાંચ વાર ને બેએ બબે વાર) કાંઇક ઉચ્ચાર કર્યા. તે પછી પેલા માંદાએ પણ ત્રણ ઉચ્ચાર કર્યા. તેનું ધીમા સ્વરનું બોલવું પુરૂં થઇ રહેતાં પેલા સૂતેલા ઓગણીશમાંનો એક ત્રણ વાર કા કા કરી ઉડયો, તે આશરે પંદરેક હાથ ઉંચે ઉડી ચાર વાર કા કા કરી પાછો ઝટ માંદા નજીક આવી બેઠો અને બેસતાંવેંત બે ચાર વાર કા કા બોલ્યો. આ કાગડો જાણે બાતમીદાર હોય અને મારા આવ્યાના ખબર મેળવી અને ઓળખી બીજાઓને નિડર રહેવા સૂચવતો હોય એમ લાગ્યું. સબબ ત્યારબાદ સઘળા કાગડા કાંઇ પણ ઉચ્ચાર ન કરતાં ચૂપ બેસી રહ્યા.' એ પ્રકારની કાગડાઓની ગુણજ્ઞતા પ્રકટ કરી હતી.

કાગડાઓની કૃતિઓની આ ઝીણી વીગતવાળો હેવાલ વાંચતાં હું હર્ષોલ્લાસમાં આવી ગયો, અને, નીચે પ્રમાણે 'કાગડાના મંદવાડ વિશે કવિતા' મેં લખી કહાડી. તત્કાલ તે માસિકના અધિપતિ ઉપર મેં તે કવિતા પ્રસિદ્ધ થવા સારૂ મોકલી અને આવતા માસના અંકની વાટ હું આતુરતાથી જોવા લાગ્યો. તે અંક તો આવ્યો પણ તેમાં મારૂં કાવ્ય દાખલ થયેલું નહિં અને પુઠા ઉપર અંદરની બાજુએ ખબર આપેલી કે એ કાવ્ય પ્રસિદ્ધ કરવામાં નહિં આવે ! ઉત્સાહની ટેકરી ઉપરથી હું એકાએક નિરાશાના ગર્તમાં આવ્યો. મારૂં કાવ્ય વાંચી માંદો કાગડો, અને તેના મંદવાડના ઇતિહાસકાર, તથા તેનાં (એટલે કાગડાનાં) મા બાપ, બેન બનેવી, ભાઇ, ભોજાઈ, કાકા કાકી, મામા મામી, અને નાતજાતવાળા, તેમ જ બીજા પશુપક્ષીઓ કેવાં આનંદિત થઈ જશે અને કવિ તરીકેની મારી કીર્તિ ભૂચર, જલચર, વનચર, વગેરે સર્વમાં કેવી ફેલાશે એ વિષયનાં મારાં જાગ્રત-સ્વપ્ન સર્વ એકાએક નષ્ટ થયાં. તે દિવસ પછી

આજ સુધી મેં કવિતાની એકે લીટી પણ લખી નથી. પરંતુ ધા ( એટલે મારો, કાગડાનો નહિં ) તાજો રાખવાથી શું ફળ છે ! તે રૂઝાવવાના ઉપાય લેવા એ કર્તવ્ય છે; એ જ્ઞાન થયાથી હવે એ કાવ્ય પ્રસિદ્ધિ માટે મોકલું છું. ઉદ્દિષ્ટ પ્રસંગે તે પ્રસિદ્ધ થયું હોત તો આટલી પ્રસ્તાવનાની જરૂર ન પડત. પરંતુ એ સર્વ વિચારણા છે.

## કાગડાના મંદવાડ વિશે કવિતા

ભુજંગી

અહો કાગડા! ધન્ય તું ભાગ્યશાળી, તને ફીંદનારી મળી દાંતવાળી;
તને મંદવાડે કર્યો કીર્તિવાળો, બધા ખોળતા આવશે તૂજ માળો. ૧.
થઈ વેદના ને ખમ્યાં દુઃખ જાતે, ગયાં નક્કિ તે તો વળી સર્વ વાતે:
ગયું નામ તારૂં ખરે દેશદેશે, તને સારિ પેઠે બધા જાણિ લેશે. ૨.
છપાયું જ છાપા વિશે છેક છે જે, સ્થાપાયું જ સ્થાયી સ્થળે સર્વ સે'જે;
ભુસાશે, ભુલાશે ભૂમાં ભૂપથીએ, નહીં નામ નામીચું નક્કી કદી એ. ૩.

લલિત.

અમર નામ એ કાગનું થયું, નશિબ એહનું ઊઘડી ગયું:
સુલભ કીર્તિનો માર્ગ શો મળ્યો ! ભય અખ્યાતિનો સામટો ટળ્યો. ૪

દોહરા.

ચકલી સમળી કબુતરો ! હોલા ને કાબેર !
બિલાડિ વાનર કૂતરા ! સુણજો સારી પેર. ૫.
થવું હોય પ્રખ્યાત જો પૃથ્વી માંહ્ય તમામ;
કાગ તણો લ્યો દાખલો, અમર જ કરવા નામ. ૬.
કોઈ ધવાઓ અન્યથી, કોઈ પડો જળ માંહ્ય:
કોઇ ફફડો ત્હાડથી, કોઈ શોધો લાહ્ય. ૭.
ન્યુટન ગેલિલિઓ અને ડાર્વિન સરખા કોઈ;
સૂક્ષ્મ દષ્ટિએ નિશ્ચયે રે'શે તમને જોઈ. ૮.
એથિ તમારી પાંખનાં, સર્વ ગણાશે પિચ્છ,
લાંબિ કેટલિ પૂંછડી, ફૂટ મપાશે ઇંચ. ૯.

ભરો જ પગલાં કેટલાં, નાસો કેટલિ વાર;
એક દિવસમાં કેટલો, વધે તમારો ભાર. ૧૦.
મારો ક્યાં ક્યાં ચાંચ ને ચુસો કેટલાં હાડ;
ઊરાડો ધુળ કેટલી, કુદો કેટલાં ઝાડ. ૧૧.
પુઓ તમારો કોણ ને કોણ જ તેનો ભ્રાત;
નોંધાશે સહુ વીગતે, કહું છું સાચી વાત. ૧૨.

અનુષ્ટુપ્

આવી આવી થશે શોધો જ્યારે ભારત ભૂમિમાં,
નહિં જ સૃષ્ટિવિજ્ઞાને રે'શે જ્ઞાનતણી સીમા. ૧૩.

કાકવ્યાાધકવિ.

---

## ૧૭.

## માનપત્ર વિશે પદાર્થપાઠ*

An Object Lesson in address-giving.

### પ્રવેશ પહેલો.

( સ્થળઃ ગામની ધર્મશાળા. )

**વેણીરામ**—કસાયેલી બુદ્ધિથી અને પુખ્ત અનુભવથી હું અનુમાન કરૂં છું કે તમે સહુ આ ગામમાં કેળવણીને કામે આવેલા છો.

**રત્નેશ્વર**—અમારી કોલેજમાં ચાર દિવસની રજા પડી છે તેથી સહેલ કરવા અને ગામડું જેવા નીકળ્યા છીએ.

**વેણીરામ**—લાંબા વખત સુધી ખરે રસ્તે દોરેલી તર્કશક્તિથી કરેલાં અનુમાન હમેશ ખરાં પડે છે. ગામ જેયાથી તમને જ્ઞાન મળશે તે કોલેજની કેળવણીમાં કામ આવશે જ.

---

* " જ્ઞાનસુધા "ના સને ૧૯૦૯ના મેના અંકમાં છપાયેલો લેખ.

**રત્નેશ્વર**—ગામમાં જોવા જેવું શું છે ?

**વેણીરામ**—પ્રથમ તો ગામના મહેતાજી. પછી તેમની નિશાળ. નિશાળની વિઝિટર બુકમાં ઘણા સારા શેરા થયેલા છે.રજીસ્ટરમાં હાજરી-ની સંખ્યા ઘણી સારી છે. વાર્ષિકમાં પણ સેંકડે સાઠ ટકા આવેલા છે. કન્ટિજન્ટ બહુ ઓછું છતાં અને પદાર્થપાઠનાં સાધન નહિં છતાં મહેતાજી અક્કલ દોડાવી જાતજાતના પદાર્થ બતાવી શકે છે. કોઠી આડી મુકીને તેમાં સાંબેલું ખોસી ઈજીનનો પાઠ આપી શકે છે. મહોંમાં બીડી લઈને તે સળગાવી જ્વાલામુખીનો પાઠ આપી શકે છે. આરસી ઉપર પથરો મુકીને આરસપહાણનો પાઠ આપી શકે છે.

**ધનપાળ**—તમે પોતે જ મહેતાજી છો ?

**વેણીરામ**—હા જી. પણ તમે કેમ જાણ્યું ?

**ધનપાળ**—ઉગેલા સુરજ કંઈ છાપરે ઢાંક્યા રહે ?

**વેણીરામ**—નેપોલિયનનું પણ એમ જ કહેવું હતું.

**ધનપાળ**—નેપોલિયન કોણ હતો વારૂ ?

**વેણીરામ**—તમે હજી શિખ્યા નહિં હો. નેપોલિયન અમેરિકામાં મહેતાજી હતો. તેણે એક દોહરો બનાવેલો છે કે

કહે નેપોલ્યન દેશને, કરવા આબાદાન,
સરસ રીત તો એ જ છે, દો માતાને જ્ઞાન.

એ દોહરો નેપોલિયને પોતે જ બનાવેલો છે અને તે કહી ગયો છે કે દરેક જાહેર ભાષણમાં અને દરેક પુસ્તકમાં તે આવવો જોઈએ—પછી વિષય ગમે તે હોય; સ્ત્રીકેળવણીનો વિષય હોય, નાતવરાનો વિષય હોય, સાબુ બનાવવાના હુન્નરનો વિષય હોય, કે બલુન ઉરાડવાનો વિષય હોય; ગમે તે વિષયમાં એ દોહરો કહેવો જોઈએ.

**સોમનાથ**—એ નેપોલિયન તે જ નેપોલિયન બોનાપાર્ટ કે કોઈ બીજો ?

**વેણીરામ**—બોનાપાર્ટ તે તો નેપોલિયનના કાકાનો દીકરો હતો. એ બન્નેએ સાથે મળીને ઘણાં પુસ્તકો લખેલાં છે તેથી બન્નેનાં

નામ ઘણીવાર સાથે બોલવામાં આવેછે. એવી રીતે કેટલાંક ગામનાં નામ પણ સાથે બોલવામાં આવે છે. જેમકે આણંદ-મોગરી, બીલી-મોરા, બુંદી-કોટા, વગેરે. નેપોલિયન-બોનાપાર્ટ પણ એવું જ નામ છે, પરંતુ, એ ઇતિહાસ ભૂગોળ અને વ્યાકરણના વિષયોમાં અત્યારે ઉતરવાની જરૂર નથી. અત્યારે તો હું તમને માનપત્ર વિશે પુછવા આવેલો છું.

**રત્નેશ્વર**—શાનું માનપત્ર ?

**વેણીરામ**—માનપત્ર તે શું તે છોકરાઓને બતાવવા સારૂ મેં એક માનપત્ર તૈયાર કરેલું છે, પણ, તે માનપત્ર લેનાર કોઈ ગૃહસ્થ ઘણા વખતથી મળી આવતો નથી. મુખી કહે છે કે માનપત્ર તો રેવિન્યુ ખાતાવાળાને જ અપાય. અને, તલાટી કહે છે કે પાર્લામેન્ટની પરવાનગી વગર અવલકારકુન તો શું પણ ખુદ મામલતદાર સાહેબ પણ માનપત્ર લઈ શકતા નથી. અમારા ખાતાના કોડમાં એ વિશે એકકે કલમ નથી, પણ, મુંબાઈમાં કોઇ કોઈ વાર ખાનગી ગૃહસ્થોને માનપત્ર આપવામાં આવે છે એમ વર્તમાનપત્રોથી જણાય છે, તેથી, તમને આવેલા જાણી હું ખબર કહાડવા આવ્યો છું કે તમારામાં કોઈ માનપત્ર લઇ શકે એવો સદ્‌ગૃહસ્થ છે? તેની ઉમ્મર પુખ્ત હોવી જોઈએ; તમે સહુ નહાની ઉમ્મરના છો.

**રત્નેશ્વર**—અમારી જોડે એક પુખ્ત ઉમ્મરના સદ્‌ગૃહસ્થ છે. તે જરા પાછળ છે, તે હમણાં આવી પહોંચશે. અમે તેમને પુછી જોઇશું.

**વેણીરામ**—હું પણ નિશાળનો વખત પુરો થયો છે તેથી નિશાળ બંધ કરીને અને પરવારીને આવું છું.

( વેણીરામ જાય છે. )

**ધનપાળ**—રત્નેશ્વર ! આ આપણી સાથે વળી એવો કયો માણસ છે?

**રત્નેશ્વર**—અરે યાર છાનો રહેને! આપણો રસોઈઓ નારણભટ છે તેને માનપત્ર અપાવીશું. આ મહેતાજી કંઈ સમજવાનો નથી અને ખૂબ ગમ્મત પડશે.

પ્રવેશ બીજો.

નારણભટ—અરે તમે કશી વાતે ફકર ન રાખશો ને એવી હુશીઆરી વર્તાવું કે ઇયઁાંને કઁાય ખબર ના પડે. નહિં તો મારૂં નામ નારણભટ નહિં.

રત્નેશ્વર—જોજે એને મહોડે તારૂં નામ નારણભટ કહેતો.

નારણભટ—ના રે ! ઇયઁાંને મુંડે તો તમે પેલું કહ્યું તું તે-એ શું તો-?

રત્નેશ્વર—શ્રીનારાયણરાવશર્મા.

નારણભટ—હા એ જ. મારૂં વહાલું જરા અટપટૂં સે. અને પેલું શું ?—જંગલના જાગનાર ?

રત્નેશ્વર—જંગીસપુરના જાગીરદાર. એ તને યાદ નહિં રહે. અમે જ કહીશું. પેલા મહેતાજી આવે. જો ! તું ખપ જેટલું જ બોલજે, અને તે એ ટુંકામાં. જરા ભારેખમ દેખાજે.

( વેણીરામ આવે છે. )

રત્નેશ્વર—આવો મહેતાજી. આ સદ્‌ગૃહસ્થ આવી પહોંચ્યા છે. એઓ માનપત્ર લેવાને કબુલ છે. એમનું નામ શ્રીનારાયણરાવશર્મા. એઓ જંગીસપુરના જાગીરદાર છે.

વેણીરામ—ઓ હો ! ત્યારે તો લગભગ રાજા જેવા !

નારણભટ—અમે તો કસારીઓમાં ફરેલા સીએ. બે મહિના તો બેલીફની અવેજી—

રત્નેશ્વર—( નારણભટનો કોટ પાછળથી ખેંચીને ) એ બધું અત્યારે કહેતાં ક્યાં પાર આવશે ? અલબત્ત, જાગીરદારના તાબામાં તો બેલીફો એ ઘણા હોય, અને અવેજીઓએ ઘણા કરી ગયા હોય.

વેણીરામ—સ્વાભાવિક છે. માનપત્રમાં એમની કંઈ ખાસ તારીફ લખવાની હોય તો મને હકીકત કહેજો.

નારણભટ—ઈમ લખજોને કે પચાસ મનીશને જમાડવાં હોય તો ( ચપટી વગાડીને ) એક કલાકમાં રસોઇ—

રત્નેશ્વર—(નારણભટ તરફ ડોળા કહાડીને) એમની મહોટાઈ એવી છે

કે પચાસ માણસ પરોણા આવ્યા હોય તોપણ એક કલાકમાં એમને સારૂં મિષ્ટાન્ન કરાવીને એમને જમાડી દે. પણ, માનપત્રમાં એ બધું લખવાની જરૂર નથી. સાધારણ હકીકત લખશો તો બસ છે.

**નારણભટ**--બરામણીઆ અખ્યરે ના લખશો. કાયેટીઉં સરાવવાનું હોય તે એ આપણે તો બોડીઆ અખ્યરમાં લખાવતે કે ગાડું હંકારીએ. ઉકલ્યું તો એ શું ને ના ઉકલ્યું તો એ શું. “ તારો બાપ મુઓ તેની હારે તું કેમ ના મુઓ–મૂક પાણી–સમર્પ્યામિ–ગોરને પૈસો આલજો. ” આ ઇમ હડહડાટ હેંડ્યું જાય. ને વળી લાપશી ને ઝી–

**રત્નેશ્વર**--( નારણભટને પાછળથી ઘડી ઘડી વાંસામાં આંગળી ભોંકીને ) એમનો સિદ્ધાન્ત એવો છે કે સાધારણ વ્યવહારના લખાણમાં દેવનાગરી લિપિ વાપરવી ન જોઇએ. અને, શાસ્ત્રના વિષયોમાં ગુજરાતી લિપિ વાપરવી ન જોઇએ. નહિં તો પછી એમણે નકલ કરી બતાવી તેવાં હાસ્યજનક પરિણામ થાય છે.

**વેણીરામ**--એમનો સિદ્ધાન્ત અનુભવી વિદ્વાનના મગજમાંથી નિકળે તેવો છે. માનપત્ર ગુજરાતી લિપિમાં જ લખેલું છે. માનપત્ર આપવાની ક્રિયા સાંજે આ સ્થળે જ કરીશું. મારી નિશાળના ઉપલા વર્ગના છોકરાઓને હું લેતો આવીશ. આ પ્રસંગને ઉચિત ઉંચો રાજવંશી પહેરવેશ ધારણ થાય તો ઠીક.

**નારણભટ**—મારી કને કન્ત્યાને સે ને પીતાંબરે સે. સજ્જયામાં પાવડીઓ–

**રત્નેશ્વર**—એ તો જેજે સામગ્રી જોઈતી હશે તે બધી એકઠી કરી અમે ભપકાબંધ ગોઠવણ કરીશું. સાંજે છએક વાગે આવજો. માનપત્ર પહેલેથી જોવા મોકલજો કે જવાબ તૈયાર થાય, અને, અજાણ્યા થઇ માનપત્ર સાંભળવાનું એમનાથી બની શકે, તથા ઉત્તર લખેલો છતાં તે મ્હોડે સાંભળવાનું આપનાથી બની શકે. (વેણીરામ જાય છે,)

**ધનપાળ**—નારણભટ ! તને આટલો વાર્યો પણ તું તારૂં પોત પ્રકાશ્યા વગર રહ્યો નહિં ! કોટ પાટલુન ને મોજાં બુટ પહેરાવ્યાં પણ તું તો રંધવારો જ રહ્યો !

**નારણભટ**—લ્યો આટલી બધી હુંશીઆરી બતલાવીને ઈયાંને દંગ કરી નાછ્યાને ! એવો રોફ કરતાં તો મહોટા હવાલદારને એ ના આવડે.

**સોમનાથ**—દ્દષ્ટાન્ત તેં બહુ ઉચું લીધું ! એ તારી હુંશીઆરી ને તારો રોફ હાલ તો સંઘરી મુકજે. કોઈ દહાડો કામ આવશે. હવે તો તને કશું બોલવાનું રાખીશું જ નહિ.

## પ્રવેશ ત્રીજો.

**રત્નેશ્વર**—જો નારાયણભટ ! ખરો વખત આવતા સુધી તું કોઠી પરથી ઉતરીશ નહિં. મહેતાજી આવે ત્યારે પણ એ આસન ઉપર બેસી રહેજે. મહેતાજી કાગળ વાંચવા માંડે ત્યારે તારે ઉતરીને ઉભા થવાનું છે.

**નારણભટ**—એ તો મને કૈંય કહેવું નહિં પડે. આપડે બધી વાતે ભુમિયા સીએ. કાગર વાંચવા માંડશે એટલે હડપ લેતે કોઠી ઉંચકીને ચત્તી કરી દેતે કે તેમાં ઉતરીને ઉભો કહીશ.

**ધનપાળ**—પાછી તારી અક્કલ ખરચી નાખી ! કોઠીમાં ઉભા રહીને રસોઈ ના થાય તો માનપત્ર લેવાય ?

**નારણભટ**—રસોઈ કરવી એ રમત વાત ના સમજશો. લેખણ ઝાલતાં કે તલવાર ઝાલતાં આવડે ઈને એ વેલણ ઝાલતાં ના આવડે.

**સોમનાથ**—હા, હા. રસોઈ તો મહોટો કસબ છે. ઋષિ મુનિઓએ ઘણાં ઘણાં શાસ્ત્ર લખ્યાં પણ કોઈને રસોઈનું શાસ્ત્ર લખતાં નથી આવડયું. પણ, તને કોઠીમાં ઉતરવાનું ક્યાંથી સુઝયું ?

**નારણભટ**—'બાદશા ને લઉઆ'ની વાતમાં એવું આવે સે કે લડાઈ ચાલે ત્યારે સાંઢણી પર તાંબાની કોઠી ચઢાવી બાદશા ઈમાં ઉતરે અને કોઠીમાં કાણું હોય ઈમાંથી લડાઈ જુએ.

રત્નેશ્વર—આ અવસરને માટે તેં તારા જ્ઞાનનો બધો ભંડાર ઉઘાડી નાખ્યો જણાય છે! પણ રાજવંશીને આવી ગાંધીની માટલી જેવી પાઘડી ન ચાલે.

ધનપાળ—આ ટિનની ચાળણી છે તે પહેર. મુગટ જેવી દેખાશે.

(પાઘડી કહાડી લઈને ચાળણી-હવાલો-પહેરાવે છે.]

સોમનાથ—મુગટ તો થયો; પણ, તે ઉપર શીરપેચ જોઈએ. આ બે પીછાં ખોસીએ એટલે શિરપેચ થઈ રહેશે. ( ચાળણી ઉપર પીછાં ખોસે છે. )

રત્નેશ્વર—હાથમાં રાજદંડ પણ જોઈએ. આ કડછી પર કપડું વિંટાળ્યું એટલે રાજદંડ જેવું માલમ પડશે. લે, જમણા હાથમાં કડછી ઉભી ઝાલ. (નારણભટના હાથમાં કડછી આપે છે. ) જો પેલા મહેતાજી છોકરાઓને લઈને આવ્યા. હવે તારે એક અક્ષર પણ બોલવો નહિં. મહેતાજી કાગળ વાંચી રહેશે ત્યાર પછી હું કાગળ વાંચીશ. તે પછી તું પાછો કોઠી પર બેસી જજે. આવો મહેતાજી. બધો સમારંભ તૈયાર છે.

(મહેતાજી અને છોકરાઓ આવે છે.)

વેણીરામ—છોકરાઓ! માનપત્ર વિશે મેં તમને પાઠ આપેલો છે, 'માન' અને 'પત્ર' બન્ને શબ્દના અર્થ તમને સમજાવેલા છે. હવે કહો જોઈએ, માનપત્ર એટલે શું?

એક છોકરો—માન આપવાને બદલે કાગળ આપવો તે.

બીજો છોકરો—રુસણું લેય ને જતાં રહે તેને કાગળ માનવા પડે તે.

ત્રીજો છોકરો—રીસાયેલો હોય તેને મનાવવાને કાગળ લખવો પડે તે.

ચોથો છોકરો—ગનોદ મનાવવા માટે કાગળ લખવા પડે તે.

પાંચમો છોકરો—કશું ન માને તેને કાગળ લખવા પડે તે.

વેણીરામ—કેળવણીની મોટી પદ્ધતિઓ પાઠ શિખવાયાથી આવું અજ્ઞાન રહે છે. તેથી, આજ તમને પદાર્થપાઠથી માનપત્ર શું તે સમજાવીશ. આ મહાપુરુષ જે ઊંચે આસને રાજચિહ્નો



માનપત્ર વિશે પદાર્થપાઠ

નારાયણભટ્ટ ઉર્ફે જંગીસપુરના જાગીરદાર. [ પૃ. ૨૪૮ ]

ધારણ કરી ગંભીરમુખાકૃતિથી બિરાજમાન થયા છે તેમને આપણે માનપાત્ર આપવાનું છે. આ ભુંગળીમાં માનપત્ર મુકેલું છે તેમાંથી હું કહાડું છું. હાલ તો દેવતા ફુંકવાની વાંસની ભુંગળી આ કામ માટે આણેલી છે. પણ, આ રૂપાની નકશીદાર ભુંગળી છે એમ આપણે સમજીશું. હવે પ્રૌઢતા ભરેલી ગતિથી કેટલાંક પગલાં આગળ ચાલી આ માનવંત ગૃહસ્થ પાસે જઈ રાજદરબારી રીતે નમન કરી હું આ પત્ર ઉધાડું છું અને તેના વાંચનનો આરંભ કરૂં છું.

**નારણભટ**—એ ટીપણામાંથી પેલો કાગર વાંચવાનું મુરત નેકરે એટલે કહેજો કે ઉઠતે કે ઉભો થઉં.

**રત્નેશ્વર**—( નારણભટને છાના રહેવા ઈશારત કરી ) મુહૂર્ત જોવાનું આપનું કહેવું યથાર્થ છે. પણ તે પ્રથમથી જોઈ મુકેલું છે. માટે હવે આપ ઉતરવા તરદી લેશો.

( નારણભટ ઉતરીને ઉભો થાય છે. )

**નારણભટ**—(ઉંચો થઇ માનપત્રમાં ડોકું ઘાલી) આ કાગરમાં ચારે તરફ કારી લીટીઓ કહાડી સે તે કંઇ સનાનના સમાચાર જેવું લાગેસે.

**રત્નેશ્વર**—(ડોળા કહાડીને ફરી ઇશારત કરીને) એ તો માનપત્રની આસપાસ વેલ કહાડેલી છે. આપે સુન્દર છપાઇનાં માનપત્રોની વેલો જોયેલી તેની સરખામણીમાં આનો આવો ઉપહાસ થઈ શકે. પણ, મ્હોટા દિલથી આપ દરગુજર કરશો. મહેતાજી, હવે વાંચો.

**વેણીરામ**—( માનપત્ર વાંચે છે ):

"સકલગુણાલંકૃત શ્રીયુત નરવર શ્રી નારાયણરાવશર્માજી.
જંગીસપુરના જાગીરદાર, મંગળના મેળવનાર,
કીર્તિના કેળવનાર, ઉપકારના ઉંચકનાર,
દયાના દોરનાર, પૈસાના પરખનાર,
પોકળના પોકારનાર, ઘોંઘાટના ઘેરનાર,
ઈત્યાદિ, ઈત્યાદિ, ઈત્યાદિ, ઈત્યાદિ.

આપ ઘણા સારા છો, અમે ઘણા સારા છીએ; આપ ઘણા ડાહ્યા છો, અમે ઘણા ડાહ્યા છીએ; આપ ઘણા ચતુર છો, અમે ઘણા ચતુર છીએ; આપ ઘણા બાહોશ છો, અમે ઘણા બાહોશ છીએ. આપે ઘણાં ઉમદા કામ કર્યાં છે, અમે ઘણાં ઉમદા કામ કર્યાં છે. આપે ઘણો યશ મેળવ્યો છે, અમે ઘણો યશ મેળવ્યો છે; આપ ઘણા ફાયદાની ઉમેદ રાખો છો, અમે ઘણા ફાયદાની ઉમેદ રાખીએ છીએ. અમે કેવા સારા કે આપને સારા કહીએ છીએ, આપ કેવા સારા કે અમને સારા કહો છો; અમે કેવા ડાહ્યા કે આપને ડાહ્યા કહીએ છીએ, આપ કેવા ડાહ્યા કે અમને ડાહ્યા કહો છો; અમે કેવા ચતુર કે આપને ચતુર કહીએ છીએ, આપ કેવા ચતુર કે અમને ચતુર કહો છો; અમે કેવા બાહોશ કે આપને બાહોશ કહીએ છીએ, આપ કેવા બાહોશ કે અમને બાહોશ કહો છો; અમે કેવું ઉમદા કામ કર્યું કે આપનાં ઉમદા કામ વખાણ્યાં, આપે કેવું ઉમદા કામ કર્યું કે અમારાં ઉમદા કામ વખાણ્યાં; અમે કેવો યશ મેળવ્યો, કે આપનો યશ ફેલાવ્યો; આપે કેવો યશ મેળવ્યો કે અમારો યશ ફેલાવ્યો; અમે એ ફાયદાની ઉમેદ રાખીએ છીએ કે આપ અમને ફાયદો કરશો, આપ એ ફાયદાની ઉમેદ રાખો છો કે અમે આપને ફાયદો કરીશું. આપ કેવા સારા કે અમને ડાહ્યા કહો છો, અમે અમે કેવા સારા કે આપને ડાહ્યા કહીએ છીએ; આપ કેવા ડાહ્યા કે અમને સારા કહો છો, અમે કેવા ડાહ્યા કે આપને સારા કહીએ છીએ; આપ કેવા ચતુર કે અમને સારા કહો છો, અમે કેવા ચતુર કે આપને સારા કહીએ છીએ; આપ કેવા સારા કે અમને ચતુર કહો છો; અમે કેવા સારા કે આપને ચતુર કહીએ છીએ. આ પ્રકારે અનંત વિસ્તાર થઈ શકે તેમ છે, પણ, આપ અમારા જેવા બુદ્ધિમાન છો તેથી થોડું લખ્યું ઘણું કરી વાંચશો અને અમારી આ મહેનતનો ઘટતો બદલો આપશો કે મહોટા પ્રસંગની યાદગીરી કાયમ રહે, અને, આપનું તેમ જ અમારૂં નામ અમર રહે.”

( ભુંગળીમાં માનપત્ર પાછું મુકી નારણભટને આપે છે.)

**નારણભટ**—(ભુંગળી ફેરવીને તપાસી જોઈને) ભુંગરી તો હારી સે પણ મહીં કાગર ખોસ્યો સે તે ફુંકવાનું અમ કરીને ફાવશે ? હમે તો આ મુઠી વારી બે ફુંકો મારીને હડાક લે તે ભડકો કરીએ.

( મુઠ્ઠી વાળીને ફુંક મારી બતાવે છે. )

**રત્નેશ્વર**—ગામડાની સામગ્રી તો આપે મહોટા દીલથી સ્વીકારી લેવી જોઈએ. આપ કહો છો તે મહેતાજીએ પ્રથમથી જ કબુલ કર્યું છે કે આ તો દેવતા ફુંકવાની ભુંગળી છે, પણ, તેમની વિનંતી પ્રમાણે એમનો ભાવ જોઈ તે રૂપા સરખી માની લેવી જોઇએ. હવે, આ ઉત્તર આપે તૈયાર કરાવ્યો છે તે આપની તબીયત નાદુરસ્ત હોવાથી આપનાથી વંચાય તેમ નથી તેથી આપની આજ્ઞાનુસાર હું વાંચું છું      ( વાંચે છે. )

“ ઇજતે આસાર મહેતાજી અને વગર ઇલ્કાબના છોકરાઓ, તમે માનપત્રમાં મારી તારીફના જે શબ્દો કહ્યા છે તેને હું લાયક છું એવી મારી ખાતરી છે, અને તમારી પણ ખાતરી છે, તેથી એ વિશે વધારે સાબીતીની જરૂર રહી નથી. અને, તમારી તારીફના જે શબ્દો તમે કહ્યા છે તેને તમે લાયક છો એવી તમારી ખાતરી ન હોય તો તમે તે કહો નહિં; અને મારી ખાતરી ન હોય, એમ હવે, મારી તારીફ તમારે મહોંડે સાંભળ્યા પછી, બની શકે જ કેમ ? તેથી, તમારી લાયકી બાબત પણ શક લાવવાનો હવે દુનિયામાં કોઇને હક નથી. હું ઘણો મહોટો માણસ છું એ વાત ખરી છે, અને, હું પોતે હમેશ એ વાત ખુલ્લી રીતે કહું છું, તેથી તમે એ વાત ખુલ્લી રીતે કહો તેમાં કંઇ નવાઈ નથી. વખતે ઓછી અક્કલના કોઈ જુજ માણસો એવા હશે કે મારા અને તમારા સદ્‌ગુણો વિશે સમજ નહિં પડવાથી તેઓ એ વાત કબુલ નહિં કરતા હોય. પણ, દુનિયામાં સહુની બુદ્ધિ સરખી હોતી નથી તેથી એનો ઉપાય નથી. તમે ફાયદાની ઉમેદ રાખો છો તે મારા જાણવામાં છે, અને, હું ફાયદાની ઉમેદ રાખું છું એ તમારા જાણવામાં છે. તેથી, જ્યારે વખત આવશે અને સગવડ હશે અને બની શકે તેવું હશે અને જોગવાઈ હશે અને

અનુકૂળતા હશે, ત્યારે જે ઘટતું હશે અને ઉચિત હશે અને યોગ્ય હશે અને સમયાનુસાર હશે અને પ્રસંગોપાત્ત હશે તે પૂરા દિલથી, ભારે ઉલટથી અને અતિશય ઉત્સાહથી કરવામાં આવશે એમાં લેશ માત્ર પણ સંદેહ રાખશો નહિં, અને, તે વિશે સંપૂર્ણ ભરોસો રાખી નિશ્ચિન્ત રહેશો, અને એ રીતે તમારૂં નામ અમર રહેશે. મારા વિશે ફિકર ન કરશો. મારૂં નામ તો ક્યારનું અમર થઈ ગયેલું છે.

હવે મને હારગોટા પહેરાવશો કે આજનું મહોટું કામ પુરૂં થાય."

---

## ૧૮

## વગર ગુનાહની સજાઓ*

જેઓ ખાતર પાડીને પકડાયા પછી ઇનસાફની અદાલતોમાં પોતે નિર્દોષ હોવાનો દાવો કરે છે તેમના બચાવ માટે આ લેખ લખ્યો નથી. પણ, જેમણે કોઈ ગુનોહ કર્યો નથી હોતો, જેમને કોઈ અમલદારો 'તહોમતદાર' કે 'શકદાર' ગણતા નથી, જેમનો કોઈ અદાલતમાં ઇન્સાફ થતો નથી, અને તે છતાં, જેમને સજા ખમવી પડે છે,—એવા નિરપરાધી ગુનેહગારો તરફ દિલસોજી ઉત્પન્ન કરવાનો આ લેખનો હેતુ છે. જે બીચારા રાંક માણસો આવી સજા મુગે મહોડે ખમી ચુક્યા છે તેમને તો કાંઈ બદલો મળી શકે તેમ નથી; પણ તેમની કષ્ટકથા સાંભળી આ પ્રકારની ક્રૂરતા બંધ કરવા કોઈ શિબિ રાજા જેવો દયાળુ પુરુષ નિકળી આવશે તો ભવિષ્યમાં લાભ થશે એ આશાથી આવાં કેટલાંક વૃત્તાન્ત અહીં પ્રકટ કર્યાં છે.

### ટપાલનો કાગળ.

કેટલાંક વર્ષ ઉપર હું વઢવાણ ગયો હતો. પહેલાં કોઈ વખત હું એ ગામ ગયો નહોતો અને આ વખત ગયો ત્યારે ત્યાં બહુ થોડા દહાડા

* "ગુજરાતીપંચ" ના સંવત્ ૧૯૬૬ ના દીવાળીના અંકમાં છપાયેલો લેખ

'ગરીબપરવર, ઈતના મેરા કામ કરો. મેંભી કોઈ બખત આપકા કામ કરૂંગા. આપકે ઘરમેં કીસીકી મૈયત હોયગી તો કાઠી કેસી દેતાહું ઓ દેખીઓ. ઓર આપકી ખુદકી મૈયત હોયગી તબતો એસી કાઠી દઉંગા કે આપભી ખુશ હો જોઓગે.'

એક બીજો ઘરાક બોલી ઉઠયો, 'પણ એ વખતે વૈદ્યરાજ હશે કયાંથી તે ખુશ થશે?'

પરંતુ વૈદ્યરાજને આ હાસ્યપ્રસંગ રૂચ્યો નહિં. ગુસ્સે થઈ તેમણે કઠીઆરાને કહ્યું, 'તારે પૈસા નથી આપવા અને મને ને મારા ઘરનાંને મસાણમાં મોકલવાં છે! ચાલ નિકળ અહીંથી.'

'એભી કયા જુલમ! મેં પેસે દેતાહું ઓર કાઠી દેતાહું તોભી મેરા મોતીઆ કોઈ નિકાલતા નહિં હયે.' એમ આ અન્યાય માટે ઉદ્દગાર કરી કઠીઆરો ચાલ્યો ગયો.

વૈદ્યરાજ અમારી તરફ જોઈ બબડયા, 'લોકોનાં દુઃખનું નિવારણ કરીએ તેની આ સજા!'

## સાહેદ અને પુરશીશ.

ખોખરા મહેમદાવાદના એક શાહુકાર અને ખેડુત વચ્ચે લેહેણા બાબત દીવાની દાવો ઘણાં વર્ષ ઉપર અમીન આગળ ચાલતો હતો, તેમાં ખેડુતે મગન ઓતમને પોતાના તરફથી સાહેદી પુરવા બોલાવ્યો. મગન ઓતમ પાંજરામાં આવીને ઉભો એટલે કોર્ટે તેના સામું તાકી તાકીને જોયું અને પછી તેને પુછ્યું.

'તું બળદ છે?'

'ના સ્યાબ, માનવી સું. ઈમ ચ્યમ પુસવું પડયું?'

'મિ. મકનદાસ! આ શું?'

મકનદાસ ગુંચવાઈને થડકીને ઉભા હતા તેથી કોર્ટે શિરસ્તેદાર તરફ વળીને કહ્યું, 'મિ. મકનદાસનું આંક છપ્પનનું પુરશીશ વાંચો.'

શિરસ્તેદારે કાગળ કહાડીને વાંચ્યો, 'હું પ્રતિવાદીનો વકીલ પુરશીશ લખાવું છું કે અમારી તકરાર એટલીજ છે કે અમે વાદીને વસુલમાં બળદ આપ્યો છે અને તે બળદ સિવાય અમારે બીજો પુરાવો નથી.'

માસ્તર પાસે ગયો અને પુછ્યું કે ' "Try again" (ફરીથી અજમાવો) એટલે શું ? 'ઇસમ' ની જોઈએ તેવી બદનકશી કરી નથી માટે વધારે બદનકશી કરવાનો પ્રયત્ન કરો—એવો ટપાલ વહેંચનાર પોસ્ટમેનને હુકમ કરેલો છે ?'

ટપાલ માસ્તરે હસીને કહ્યું, ' એ તો તમારો પત્તો મેળવવાનો ફરી પ્રયત્ન કરવાનો હુકમ કરેલો છે. '

મેં કહ્યું, 'હું કોઈ દિવસ વઢવાણમાં કે કોઈ ગામમાં ફરતો ફર્યો નથી, સંતાઈ રહ્યો નથી, નાસી ગયો નથી, મને કોઈ દિવસ પકડી ગયા નથી, તે છતાં મારે માટે આવું બદનકશી ભરેલું લખાણ એકલા વઢવાણમાં જ નહિં પણ ગામેગામ ફેરવવાનું શું કારણ ?'

'શેરા કરનાર પોસ્ટમેનને એવી માહીતી મળી હોવી જોઇએ.'

' એ શેરામાં દરેક ગામમાંથી છેવટે મને ફજેતી કરીને જ બીજે ગામ મોકલ્યો છે. તેથી, એ તો ખુલ્લું છે કે કાગળ પહોંચાડવાની વધારે મહેનત કરવી ન પડે માટે બીજે ગામ કાગળ ધકેલી દેવાની એ યુક્તિ છે.'

' કાગળ પહોંચાડવા ટપાલવાળા કેટલી બધી મહેનત કરે છે તેનો તમને ખ્યાલ નથી.'

મેં ઉપરી અધિકારીઓને અરજીઓ કરી પણ છેવટે જવાબ મળ્યો કે કાગળ ઉપર તમારૂં સરનામું જોઈએ તેવું વીગતવાર લખેલું નહોતું તેની તમારે એ સજા ભોગવવી પડી છે.

## કઠીઆરો અને નેત્રવૈદ્ય.

નેત્રવૈદ્યને ત્યાં હું બેઠો હતો તેવામાં એક કઠીઆરો આંખનો મોતીઓ કઢાવવા આવ્યો. તેની મસાણમાં દુકાન હતી અને મડદાં બાળવાની કાઠી આપવાનો તેનો ધંધો હતો. ચિતાની ધુણીથી મોતીઓ થયાની તેની કલ્પના વૈદ્યે કબુલ રાખી નહિં તોપણ વૈદ્ય ઉપરની તેની શ્રદ્ધા ડગી નહિં, તેથી વૈદ્યે આંખ તપાસીને કહ્યું કે ' મોતીઓ પાકયો છે, તે કાઢવાના બસેં રૂપીઆ થશે.' કઠીઆરાએ બહુ ઓછાં નાણાં આપવાનું કહ્યું પણ વૈદ્યે સાફ ના કહી. બહુ રકઝક થઇ. આખરે કઠીઆરાએ કહ્યું.

'ગરીબપરવર, ઈતના મેરા કામ કરો. મેંબી કોઈ બખત આપકા કામ કરૂંગા. આપકે ઘરમેં કીસીકી મૈયત હોયગી તો કાઠી કેસી દેતાહું ઓ દેખીઓ. ઓર આપકી ખુદકી મૈયત હોયગી તબતો એસી કાઠી દઉંગા કે આપબી ખુશ હો જોઓગે.'

એક બીજો ઘરાક બોલી ઉઠયો, 'પણ એ વખતે વૈદ્યરાજ હશે ક્યાંથી તે ખુશ થશે?'

પરંતુ વૈદ્યરાજને આ હાસ્યપ્રસંગ રૂચ્યો નહિં. ગુસ્સે થઈ તેમણે કઠીઆરાને કહ્યું, 'તારે પૈસા નથી આપવા અને મને ને મારા ઘરનાંને મસાણમાં મોકલવાં છે! ચાલ નિકળ અહીંથી.'

'એબી કયા જુલમ! મેં પેસે દેતાહું ઓર કાઠી દેતાહું તોબી મેરા મોતીઆ કોઈ નિકાલતા નહિં હયે.' એમ આ અન્યાય માટે ઉદ્‌ગાર કરી કઠીઆરો ચાલ્યો ગયો.

વૈદ્યરાજ અમારી તરફ જોઈ બબડયા, 'લોકોનાં દુઃખનું નિવારણ કરીએ તેની આ સજા!'

## સાહેદ અને પુરશીશ.

ખોખરા મહેમદાવાદના એક શાહુકાર અને ખેડુત વચ્ચે લેહેણા બાબત દીવાની દાવો ઘણાં વર્ષ ઉપર અમીન આગળ ચાલતો હતો, તેમાં ખેડુતે મગન ઓતમને પોતાના તરફથી સાહેદી પુરવા બોલાવ્યો. મગન ઓતમ પાંજરામાં આવીને ઉભો એટલે કોર્ટે તેના સામું તાકી તાકીને જોયું અને પછી તેને પુછયું.

'તું બળદ છે?'

'ના શ્યાબ, માનવી સું. ઇમ ચ્યમ પુસવું પડયું?'

'મિ. મકનદાસ! આ શું?'

મકનદાસ ગુંચવાઈને થડકીને ઉભા હતા તેથી કોર્ટે શિરસ્તેદાર તરફ વળીને કહ્યું, 'મિ. મકનદાસનું આંક છપ્પનનું પુરશીશ વાંચો.'

શિરસ્તેદારે કાગળ કહાડીને વાંચ્યો, 'હું પ્રતિવાદીનો વકીલ પુરશીશ લખાવું છું કે અમારી તકરાર એટલીજ છે કે અમે વાદીને વસુલમાં બળદ આપ્યો છે અને તે બળદ સિવાય અમારે બીજો પુરાવો નથી.'

કોર્ટે ફતેહચંદ આકૃતિથી મકનદાસ તરફ વળીને કહ્યું.

'મિ. મકનદાસ, વસુલનો પુરાવો આપો છો ?'

'હા, સાહેબ !'

'ત્યારે આ પાંજરામાં ઉભો છે તે બળદ હોવો જોઇએ.'

'વાદીને બળદ આપ્યો તે વખત આ સાહેદ હાજર હતો.'

'પુરશીશમાં તમે લખ્યું છે કે બળદ સિવાય બીજો પુરાવો નથી તેથી બળદ સિવાય બીજા કોઈને તમે સાહેદીમાં બોલાવી શકતા નથી.'

વાદીના વકીલે ઉઠીને કહ્યું, 'કલકત્તાની સદર દીવાની અદાલતનો એ બાબત ચોખ્ખો ફેંસલો છે, પક્ષકારથી પોતાની હકીકત બહાર જઇ શકાતું નથી. આ સાહેદ બળદ છે એમ કબુલ કરતો હોય તો તેની જુબાની લેવાય તેમાં મારે વાંધો નથી.'

કોર્ટના હુકમથી શિરસ્તેદારે મગન ઓતમને પુછયું,

'પ્રતિવાદીના વકીલે આંક છપ્પનના પુરશીશમાં તને બળદ લખ્યો છે તે તારે કબુલ છે ?'

'શ્યાબ, ફુડશી કેને કહેવાય તે મારા હમજ્યામાં નથી, પણ, લખ્યાથી માનવીનો બળદ ચ્યમ થાય ? વાણીઆને રૂપીઆ અલાવવા હોય તો અલાવો ને ના અલાવવા હોય તો ના અલાવો, પણ, મેં શી ગનેગારી કરી તે મને બળદ બનાવવા માંડચો સે ?'

વાદીના વકીલે કહ્યું, 'ભાઈ, એ તો કાયદાનો સવાલ છે. પૂરશીશમાં દહાડાને રાત લખી હોય તો તેનો દહાડો થઈ શકતો નથી તો બળદનો માણુસ કેમ થાય ?'

કાયદાના આ પ્રકાશથી મગન ઓતમના મનનું સમાધાન થયું નહિં.

## ચુનો લાગેલો ડગલો.

વરઘોડામાં વાતો કરતો હું ચાલતો હતો એવામાં વાંસામાં મને જોરથી ગડદો વાગ્યો. મેં પાછા ફરીને જોયું તો સારા મિત્ર છગનલાલને દીઠા. હું કાંઈ બોલું તે પહેલાં તેમણે મને બીજા ચાર પાંચ પ્રહાર કર્યા. મારી જિજ્ઞાસા તૃપ્ત કરવા આખરે તેમણે કહ્યું, 'તમારે ડગલે ચુનો લાગેલો છે તે ખંખેરૂં છું.'

મેં કહ્યું, 'હશે રહેવા દો. હું ઘેર જઈને ખંખેરી નાખીશ.'

છગનલાલે કટાણું મહોં કરીને કહ્યું, 'પણ બહુ ખરાબ દેખાય છે' એમ કહી પાછા પ્રહાર કર્યો.

મેં કહ્યું, 'આ તો વાગે છે. રહેવા દો. ચુનો છે તેની ફીકર નહિં.'

'પણ બહુ ખરાબ દેખાય છે.' એમ કહી છગનલાલે બહુ જ દુ:ખી ને કંટાળા ભરેલી મુખાકૃતિ કરી અને પ્રહાર ચાલુ રાખ્યા.

મેં કહ્યું, 'બીજું કાંઈ નહિં તો જરા ધીમેથી ખંખેરો.'

'હજી બહુ ચુનો છે. અહંહંહં. બહુ ખરાબ દેખાય છે.' પ્રહાર તો ચાલુ જ હતા.

આખરે નિરાશ થઇ મેં કહ્યું, 'ખરાબ દેખાય છે તેની ફીકર નહિં. ડગલા પરનો ચુનો થોડાની નજરે પડતો હતો તેની હવે તમામ સાજનને ખબર પડી ગઈ છે અને આસપાસ ઉભેલા લોકો પણ જોઈ રહ્યા છે. તેથી હવે ખરાબ દેખાવાની ફીકર નથી. તે છતાં, તમે બહુ નારાજ થતા હો તો હું ડગલો કહાડી નાખું. પણ, ડગલે ચુનો લાગવા માટે આ સજા બહુ ભારે છે.'

---

૧૯

## વાવાઝોડાથી ખશી ગયેલી માત્રાઓ*

મ્હોટાં વાવાઝોડાં (Cyclones) થી જમીન પર અને દરિયા પર કેટલીક વખતે ભારે ઉત્પાત થાય છે અને જાન માલની ખુવારી થાય છે એ મશહુર છે. પરંતુ એવા વાવાઝોડાથી એક પ્રસંગે ભાષાના પ્રદેશમાં ઉત્પાત થયેલો અને શબ્દોની ખુવારી થયેલી તે હકીકત ઈતિહાસમાં નોંધાયેલી જણાતી નથી. એ અકસ્માતનાં પરિણામ મોજુદ છે તે છતાં તેના કારણ તરફ કોઈનું ધ્યાન ખેંચાયું નથી એ નવાઈ જેવું છે. ગુજરાતમાં બોલાતા કેટલાક શબ્દો પરની માત્રાઓ ખશીને ધસડાઈ અને માત્રા વગરના બીજા શબ્દો ઉપર જઈને પડી. આ રીતે, કેટલાક શબ્દો માથેથી ખંડિત થયા અને કેટલાક શબ્દોને માથે નવાં છોગાં ચહોંટયાં. આ વિપ-

* "જ્ઞાનસુધા" ના સને ૧૯૧૧ ના ફેબ્રુઆરીના અંકમાં છપાયેલો લેખ.

રીત બનાવથી થયેલી વિકૃતિ ચરોતરમાં હજી સુધી કાયમ છે. એ રીતે વ્યંગ અને વિરૂપ થયેલા શબ્દોચ્ચાર ત્યાં એવા સાધારણ થઈ ગયા છે કે વસ્તુસ્થિતિ ઉપર લોકોનું લક્ષ જતું નથી. એ પ્રકારે કેટલાક શબ્દોની માત્રા ખશીને જતી રહેવાથી અને કેટલાક શબ્દો પર એવી ખશી આવેલી માત્રાઓ આવી પડવાથી બે પ્રકારના કેવા કઢંગા ફેરફાર થયા છે તે દર્શાવવા કેટલાંક ઉદાહરણ નીચે આપીએ છીએ.

| ૧. | | ૨. | |
|---|---|---|---|
| માત્રાઓ ખસી જવાનું પરિણામ | | માત્રાઓ આવી પડવાનું પરિણામ | |
| મુળ રૂપ. | ખંડિત રૂપ. | મુળ રૂપ. | છોગાવાળું રૂપ. |
| ખોંખારવું | ખાંખારવું | આમ | ઓમ |
| ધોંધાટ | ધાંધાટ | કામ | કોમ |
| ચોંકવું | ચાંકવું | ગામ | ગોમ |
| ચોમાસું | ચાંમાસું | ધાંટો | ધોંટો |
| ઢોંગ | ઢાંગ | છાણ | છોંણ, |
| દોંગાઈ | દાંગાઈ | જાણવું | જોણવું. |
| નોંધ | નાંધ | ઢાંકવું | ઢોંકવું |
| નોમ (નવમી) | નાંમ | તાણવું | તોંણવું |
| પોંખ (લીલું અનાજ) | પાંખ | તાંસળું | તોંસળું |
| પોંખવું | પાંખવું | ધાન | ધોંન |
| પોંચવું | પાંચવું | નાંણું | નોંણું |
| પોંચી | પાંચી | પાન | પોંન |
| મોંઘું | માંઘું | પાંસળાં | પોંસળાં |
| મોડો | માંડો | માન | મોંન |
| સોંઘું | સાંઘું | બામણ (બ્રાહ્મણ) | બોમણ |
| સોંપવું | સાંપવું | માંડયું | મોંડયું |
| સોમવાર | સામવાર | રાંક | રોંક |
| હોંસ | હાંસ | વાંદરો | વોંદરો |
| હોંશીઆર | હાંશીઆર | વાંસો | વોંસો |

આ વાવાઝોડું ચરોતર ઉપર ફરી વળ્યું તે વેળા ચરોતરની નજીકના પ્રદેશ ઉપર પણ ઝપાટો થોડો લાગેલો જણાય છે. અમદાવાદમાં 'નાંમ (નવમી) 'હાંસ' વગેરે બોલાતા થોડા શબ્દોચ્ચાર આ વાતની સાક્ષી પુરે છે. આ વાવાઝોડું ક્યારે થયેલું, કઇ દિશામાંથી આવેલું, અને ભવિષ્યમાં ઉલટી દિશામાંથી એવું વાવાઝોડું આવતાં આ ખશી ગયેલી માત્રાઓ પાછી પોતાને મૂળ ઠેકાણે ગોઠવાઇ જવાનો સંભવ છે કે કેમ, એ તપાસ ઇતિહાસકારો કરશે એવી આશા છે.

મકરન્દ

---

## ૨૦

# વાવાઝોડાની સ્મૃતિ*

## ચર્ચાપત્રો.

૧

મે. જ્ઞાનસુધાના તંત્રી સાહેબ,

રા. મકરંદે જે વાવાઝોડાની અસરમાં કેટલીક માત્રાઓ ખશી ગએલી જણાવી છે તે વાવાઝોડાની સ્મૃતિ મને પણ કાંઇક છે. ચરોતર અને અમદાવાદ સિવાય સુરતમાં પણ તેની થોડી ઘણી અસર જણાઇ હતી. ત્યાં ફેરફાર થયેલો તે માત્રામાં નહીં પણ અનજુમાં હતો. એ જુજ પવનથી કેટલાંક અનજુ ખસી ગએલાં તેનાં થોડાંક દૃષ્ટાંત મારી જાણ પ્રમાણે મોકલુંછું.

સુરતમાં પીસ્તાં, ફુદીનો, ચિંતા, કીયું (which) શબ્દોનાં અનજુ ખસી ગલીપચી, સલેટ, રકાબી, ચમન, એ શબ્દોમાં પેસી ગયાં અને અમદાવાદમાં બિલ્લાડી, શીપાઇ, શીંગોડાંનાં અનજુ ખશી જઇ ક્યાં ગયાં તે ખબર જ નથી. બધાં અનજુ કદાચ લવિંગમાં આવી જઈ લવંગ કહેવાયું હશે કે કેમ ? કાઠીઆવાડ દૂર છે તોપણ ત્યાં ભાવનગરમાં તેની સહેજ અસરથી 'નથી' શબ્દનું અનજુ પડી જઈ 'નથ' થઇ ગયું. બીજા શબ્દનું આવેલું સુરતનું અનજુ ચમન નામમાં તો સુરતી છોગા-

* "જ્ઞાનસુધા"ના સને ૧૯૧૧ ના એપ્રિલ અંકમાં છપાયેલો લેખ.

વાળું વરણાગીઉં લાગવાથી બીચારા કેટલાક અમદાવાદીઓ જેમનાં માબાપે ચમનલાલ નામ પાડેલાં તેઓ પોતાને ચીમનલાલ કહેવડાવવા લાગ્યા. તે જ અરસામાં વરડુ ખસી જવાથી મુકુંદનું મકન, તુલસીનું તલસી, ગુલાબનું ગલાબ, ગુલાલનું ગલાલ થયુ હશે એમ અનુમાન થાય છે.

લી. સે. એક અમદાવાદી સુરતી

૨

## વાવાઝોડાથી ખશી ગયેલા અક્ષરો

આ પત્રના ફેબ્રુઆરી સને ૧૯૧૧ ના અંકમાં 'વાવાઝોડાથી ખશી ગયેલી માત્રાઓ' વિષે રા. મકરંદે હકીકત આપી હતી તેમાં જણાવ્યું હતું કે "આ વાવાઝોડું ચરોતર ઉપર ફરી વળ્યું" ને તેથી **મોડા** જેવા શબ્દો ઉપરથી માત્રા ઉડીને **માંડા** જેવા થઈ ગયા. પેલી ઉડેલી માત્રાઓએ **માન** જેવા શબ્દો ઉપર ચ્હડી જઇ **મોંન** જેવા શબ્દો બનાવ્યા. અન્તમાં લેખકે સવાલ પુછ્યો છે, કે " આ વાવાઝોડું ક્યારે થયેલું, કઈ દિશામાંથી આવેલું ?

આ સવાલોના ખુલાસા શોધવાનું મન થયું. ઘૈડિયા ભાયડાને પુછતાં એમ તો સમજાયું કે તે વાવાઝોડું અગનોતરા કાળ પહેલાંનું છે, પણ ચોકકસ સાલ ના જડી.

દિશાના સમ્બન્ધમાં જડી આવ્યું કે દખ્ખણ તરફથી વાવાઝોડું આવેલું. સુરત પરગણાને વાવાઝોડાની ઝડી સખત લાગેલી, એમ તે દિશામાં તપાસ કરતાં જણાયું. પુરાવા ખોળતાં મળી આવ્યું કે ચરોતરમાં તો માત્ર માત્રાઓ જ ખશી ગઈ હતી, પણ સુરત પરગણામાં તો આખા અક્ષરના અક્ષર ખસ્યા હતા. જેમકે શ ઉડયો તે સ ઉપર પડયો ને શના વજનથી સ સરકયો તે ગયો હ ઉપર; જેમ વાવાજોડાથી ઝાડ તારના થાંભલા ઉપર પડે ને તેથી તારનો થાંભલો નીચે ચરતા ગધેડા ઉપર પડે તેમ.

| | | | |
|---|---|---|---|
| શ ખશીને | સ ઉપર પડયો. | સ સરકીને | હ ઉપર પડયો. |
| શંકર | સંકર | સુરતમાં | હુરતમાં |
| શકવું | સકવું | સવાકાનું | હવાકાનું |
| શનિવાર | સનિવાર | શેર. | હેર* |
| શેઠજી | સેઠજી | શાક | હાક* |

રસ્તે જતાં લોક ઝાડ વિગેરેની નિશાની રાખીને જાય છે, પણ વાવાઝોડાથી ઝાડ ઉખડી જાય એટલે લોક ભૂલા પડે. વાવાઝોડાના આ અક્ષરોત્પાતથી પણ લોકની એવી વલે શરૂઆતમાં થયેલી.

એ બનાવ બન્યા પછી કેટલેક દહાડે છોટાઉદેપુર તાબાના જબુગામના મનસુખરામ નામે બ્રાહ્મણ ગૃહસ્થ સુરત ગયા. મહીધરપરામાં કાશી નામે પોતાની એક સગીને ત્યાં ઉતર્યા. લોકે જાણ્યું કાશીને ત્યાં મ્હેમાન આવ્યા. કાશી પણ રાજી થઈ ને બહુ દહાડે પોતાના સગાના સારા સત્કારની ગોઠવણ કરવા લાગી. એક બે દિવસ મનસુખરામ ત્યાં રહ્યા ને કામથી પરવારી પોતાને ગામ જવાની તૈયારી કરવા લાગ્યા. સાંજ થવા આવી હતી; ત્હેમણે વિચાર્યું કે ટાઢે પહોરે પાંચ સાત ગાઉ કાપી નાખીશું ને કોઈ ગામમાં વાસો કરીશું. પણ કાશીએ તો રાંધવા માંડયું હતું. મહા-રાજને જતા દેખીને કાશી બોલી ઉઠી. " તું કરે છે જાવા, હું કરૂં છું ખાવા, માણહની હું તો એવી ભુખી કે રાખહ, રાખહ ને રાખહ. " લેખકોની પેઠે સુરતના લોકમાં પણ તું-તાંનો રિવાજ હલકા લોકોમાં ઠીક જામ્યો છે ને ત્હેનો રંગ ભારે લોકને પણ લાગ્યો છે. મનસુખ મહારાજે તો જાણ્યું કે આ તો માણસની ભુખી છે, ને તેથી રાક્ષસ સ્વભાવની બની ગઈ છે. આપણે જ્યારે જવા નીકળ્યા ત્યારે એણે આપણો કોળીઓ કરી જવાની ઇચ્છા દેખાડી. ઠીક. મહારાજ તો મુઠીઓ વાળી નાઠા.

* આ બે શબ્દોમાં બન્ને ઉત્પાત સાથે થયેલા એટલું વાવાઝોડું સખત હતું.

કાશીનો હેતુ એવો ન્હોતો; બ્રાહ્મણનો હેતુ એવો હોયજ નહિ ! કાશી તો માણસ ઉપર એવું વ્હાલ રાખતી, કે ગમે તે આવે ત્હેને પોતાને ઘેર રાખે ને આદર સત્કાર કરે. પણ ‘ રાખીશ ’નો ‘ રાખહ ’ થઈ જવાથી બિચારા મનસુખરામ ભૂલા પડયા ને નાઠા !

હવે આ વાવાઝોડાની સાલ ખોળવી જોઈએ, પણ તેનો પત્તો મ્હારાથી ખાતો નથી.

વાશાસ્ત્રી *

## નોંધ.

⁂ * અમારો પ્રયાસ સફળ થતો જોઇ અમને સંતોષ થાય છે. જે બીજને ફુટતાં વાર લાગત તે ઉપર હાસ્યરસનું સિંચન કરવાથી તરત અંકુર આવવા માંડયા છે. અમને આશા છે કે કોઈ ચર્ચાપત્રી એમ પણ કહેશે કે ‘ સામવાર ’ અને ‘ ઘોંન ’ સરખા ઉચ્ચાર હવે બંધ થવા જોઈએ. સુરત તરફ થતા અશુદ્ધ વર્ણોચ્ચારને વાવાઝોડાના ઉત્પાતનું રૂપક બંધ બેસતું આવવા વિશે સંદેહ રહે છે. ચરોતરમાં ‘ આખા અક્ષરના અક્ષર ’ બદલાઈ ‘ કયાં ’ ને ‘ ચ્યોં ’ બોલાય છે તેને વાવાઝોડાની અસર કલ્પવામાં આવે તો કિલષ્ટતા લાગે. એવા વર્ણના ફેરફારનું કારણ કાંઈ બીજું જ કલ્પવું પડે. વળી, એ વાવાઝોડું સુરત તરફથી આવેલું હોત તો ત્યાંની વાણીનો કાંઈક ભંગાર ચરોતરની વાણીને વળગેલો હોત. પણ, એવી કાંઈ રેખાઓ જણાતી નથી. પરંતુ, અલંકાર એ આખરે ગૌણ છે. તોપણ, ‘ વાશાસ્ત્રી મહારાજ ’ ને એક જુનું ઉદાહરણ યાદ દેવડાવી કહીશું કે ‘ ભાટ ભાટ ભાટુડી, કોટે બાંધી ચાટુડી ’ના ઉત્તરમાં કહેલી ‘ચારણ ચારણ ચારણીઓ, કેડે બાંધ્યું ઘંટીનું પડ’ સરખી ઉક્તિ મોળી પડે છે અને અફળ જાય છે.

સુરત તરફ ‘ પુરાવા ખોળવા ’ વાશાસ્ત્રી ફરીથી જાય ત્યારે વધારે બારીકીથી તપાસ કરશે તો જણાશે કે ‘ રાખ ’ ધાતુનો ભવિષ્યકાળ

* આ ચર્ચાપત્રીનું નામ પ્રસિદ્ધ કરવામાટે તેમની સંમતિ મેળવવાનું બની શક્યું નથી.

દર્શાવવા ‘ રાખસ ’ જેવું રૂપ પારસીઓ વાપરે છે પણ હિંદુઓ વાપરતા નથી. તેમનામાંથી જેઓ ‘ રાખીસ ’ કહેતા નથી તેઓ ‘ રાખા ’ ‘ રાખવાનો ’ ‘ રાખવાની ’ એવાં રૂપથી ભવિષ્યકાળ દર્શાવે છે.

તંત્રી, જ્ઞા. સુ.

---

૨૧

## થોભીઆ*

જ્યારે જ્યારે હું કોઈ માણસના ચહેરા ઉપર થોભીઆ જોઉં છું ત્યારે ત્યારે મારા મનમાં બહુ તર્કવિતર્ક થાય છે. એમ કહેવાય છે કે કુદરતમાં કોઈ વસ્તુ હેતુ વગરની હોતી નથી, અને, મનુષ્યો પણ કાંઈ કાર્ય હેતુ વગર કરતા નથી. ત્યારે થોભીઆનો શો હેતુ હશે? થોભીઆ કુદરતી ન કહેવાય, કેમકે થોભીઆની આકૃતિ કુદરતથી થતી નથી. દાઢી અને મુછ કુદરતી રીતે ઉગે છે, પણ થોભીઆ તો માણસની બનાવટથી થાય છે. એમ છે તો, માણસો શા હેતુથી થોભીઆ રાખતા હશે? દાઢી અને મુછ ઉગે તેવાં રહેવા દેવાં એ કુદરતનું અનુકરણ ગણાય. દાઢી અને મુછ બન્ને કાઢી નાખવાં એ ચહેરો સ્વચ્છ દેખાય અને આકૃતિ ગંભીર દેખાય એ હેતુથી કરેલી મનુષ્યકૃતિ કહેવાય. દાઢી કાઢી નાખવી અને ફક્ત મુછ રાખવી એ ચહેરો સ્વચ્છ દેખાય અને આકૃતિ પુરુષત્વવાળી દેખાય એ હેતુથી કરેલી મનુષ્યકૃતિ કહેવાય. દાઢી રાખી ફક્ત મુછ કાઢી નાખનારા પણ કેટલાક હોય છે. તેમનો હેતુ કુદરતનું અનુસરણ કરવાનો અને રાંક દેખાવાનો હશે. પણ, થોભીઆ રાખવાનો શો હેતુ હશે તે બહુ બહુ વિચાર કરતાં પણ મારાથી કળી શકાતું નથી. એ વિશે અનેક ધારણાઓ મેં અજમાવી જોઈ પણ એક બંધબેસતી આવી નહિં.

બહાદુર દેખાવાના હેતુથી માણસો થોભીઆ રાખતા હશે? થોભીઆથી ચહેરો કાંઈક વિકરાળ દેખાય છે, અને, નહાનાં છોકરાં થોભીઆવાળા માણસ-

---

* ‘જ્ઞાનસુધા’ ના સને ૧૯૧૧ના અક્ટોબરના અંકમાં છપાયેલો લેખ.

ને જોઇને બીહે છે પણ ખરાં. વાઘ વરૂ થોભીઆ જોઈ બીહે છે કે કેમ તે જાણવામાં નથી. પણ, તે બીતાં હોય તો શિકારીઓ એ ઉપાય લીધા વગર રહે નહિં. "ભેંશ ભડકે એવાં ટીલાં" કહેવાય છે, પણ, થોભીઆનું વર્ણન એ પ્રકારે થતું નથી. તેથી, થોભીઆથી ભેંસો ભડકતી હોવી ન જોઈએ. બાવાઓ અને ફકીરો વિકરાળ દેખાવાનો અને છોકરાંને બીવડાવવાનો પ્રયત્ન કરે ખરા, પણ, કોઇ સંસારી મનુષ્યો છોકરાંને બીવડાવવાના કે ઢોરને ભડકાવવાના હેતુથી કાંઇ કાર્ય કરે એ બનવા જોગ નથી. થોભીઆથી ચહેરા પર કાંઇ બહાદુરીની, જવાંમર્દીની, શૌર્યની, સાહસિકતાની કે પરાક્રમની રેખાઓ દેખાતી નથી. થોભીઆથી એવી રેખાઓ દેખાતી હોય તો લશ્કરમાં સિપાઇઓને અને સવારોને જેમ ફેંટા વાંકા પહેરાવવાના, છોગાં ઉડતાં રખાવવાના, કમરપટા કસીકસીને બંધાવવાના, પટ્ટીઓ ચીપી ચીપીને વળાવવાના, વાંસે એક વેંત ખાડો પડે એવી રીતે છાતી કાઢીને ચલાવવાના, નિયમો હોય છે તેમ થોભીઆ રખાવવાના પણ નિયમો હોત.

ત્યારે, સુંદર દેખાવાના હેતુથી માણસો થોભીઆ રાખતા હશે? સુંદરતાની ઘણી વ્યાખ્યાઓ હું જોઇ ગયો, પણ તેમાંથી એકેમાં થોભીઆના દેખાવનો સમાવેશ થઇ શકે તેમ નથી. 'અવયવોના પરસ્પર પ્રમાણની સુઘટિતતા દેખાય ત્યાં સુન્દરતાનું દર્શન થાય,' એમ કેટલાક વ્યાખ્યા કરે છે; પણ થોભીઆથી ચહેરાના કોઇ અવયવોનું પ્રમાણ ગોઠવાતું નથી. ઉલટું પ્રમાણ બગડે છે. ગાલ સાધારણ હોય તોપણ થોભીઆને લીધે ફુલેલા દેખાય છે, આંખો સામાન્ય રીતે ઉઘડેલી હોય તોપણ થોભીઆને લીધે પહોળી કરેલી દેખાય છે. મુખાકૃતિ ગોળ કે લંબગોળ હોય તોપણ થોભીઆને લીધે ચોરસ દેખાય છે. 'અવયવોની રચના એવી હોય કે જોનારનું ચિત્ત તે અવયવોમાં આન્દોલન થતું હોવાથી કલ્પના કરે ત્યારે તે ચિત્તને સુન્દરતાનો અનુભવ થાય છે,' એમ કેટલાક વ્યાખ્યા કરે છે; પણ, થોભીઆ જોઇ એથી આન્દોલનની કલ્પના ઉત્પન્ન થતી નથી. થોભીઆથી તો ઉલટું ચંચળ મનુષ્યના ચહેરામાં પણ જડતા અને સ્થૂલતાનો આભાસ થાય છે. જેના દર્શનથી રસિકતા તૃપ્ત થાય અને આનંદની

પ્રાપ્તિ થાય તેને સુન્દર ગણવું ' ' એમ કેટલાક વ્યાખ્યા કરે છે; પણ, રસિકતાના કોઈ ભાવનું થોભીઆથી પોષણ થતું જણાતું નથી. કોઈ કવિતામાં નાટકમાં કે નવલકથામાં સુન્દર આકૃતિના મનુષ્યના વર્ણનમાં તેને થોભીઆ હોવાનું કહેવામાં આવ્યું નથી. નાયકના ચહેરા પરના થોભીઆ જોઇ નાયિકા મોહિત થઈ ગયાનું કોઈ કવિએ વર્ણવ્યું નથી. સેતાનની લલચાવવાની શક્તિ દર્શાવવા ચિત્રકારોએ તેને બહુ જ સુન્દર આકૃતિવાળો કલ્પ્યો છે. પણ, કોઇ ચિત્રમાં તેના ચહેરા પર થોભીઆ કહાડેલા હોતા નથી. થોભીઆ જોઇ કોઈને આનંદ થયો હોય એમ પણ કોઈ વખત વાંચ્યું કે સાંભળ્યું નથી. ' એકતામાં અનેકતાનો વાસ હોય તે સુન્દરતા કહેવાય,' 'જેથી લાગણી પર અસર થાય તે સુન્દર કહેવાય,' ' જ્યાં પરિચયના સંસ્કાર જાગૃત થાય ત્યાં સુન્દરતા પ્રકટેલી કહેવાય,' ઇત્યાદિ ગમે તે વ્યાખ્યા લઇએ પણ કોઇ થોભીઆને આશ્રય આપે એમ જણાતું નથી. થોભીઆ જોતાં થોભીઆ સિવાય બીજા કશાનો ખ્યાલ આવતો જ નથી, તેથી થોભીઆથી ચિત્તમાં અનેકતાની ભાવના શી રીતે દાખલ થઈ શકે ? અથવા અનેક ભાવનાઓ એકઠી થાય અને તે થોભીઆથી ઉદ્ભવેલી મનાય એમ શી રીતે બને ? લાગણીની કસોટી પર તો ઉપર રસિકતા અને આનન્દના અંશવાળી વ્યાખ્યાના સંબંધમાં થોભીઆને મુકી જોયા, પણ, કાંઈ સાર જણાયો નહિં. થોભીઆથી જો કાંઇ પરિચયના સંસ્કાર જાગૃત થતા હોય તો માત્ર હાથીની સૂંઢની કે લગ્ન વખતે કન્યાના મહોં પર કાઢેલી પીયળની કે ઝાડ પર થયેલાં અને ઝાડનાં પાંદડાં બહાર દેખાતાં જાળાંની સ્મૃતિ થોભીઆથી ઉદ્દીપ્ત થાય છે, પણ, સૌન્દર્યનું ભાન કોઇ પ્રકારે થતું નથી.

માછલીની પાંખ ( fin )ની ગરજ થોભીઆથી માણસને સરે છે એવું મેં કોઈ ઠેકાણે વાંચ્યું છે. પણ, એ ખુલાસો ખરો લાગતો નથી. પાંખથી માછલીને પાણીમાં તરવામાં મદદ થાય છે, પણ, માણસને હવામાં તરવું પડતું નથી. પવનનો સપાટો આવે તો થોભીઆ તે ઝીલી લે અને માણસ પડતો બચી જાય, એમ પણ બનતું નથી. થોભીઆવાળા માણસો

પવનના ધક્કાથી ઉથલી ન પડે એમ કદી જોવામાં આવ્યું નથી. થોભીઆ એ રીતે ઉપયોગી થતા હોય તો ખલાસીઓ અને વહાણવટીઓ થોભીઆ રાખ્યા વિના દરિયો ખેડવા નિકળે નહિ એવો ચાલ પડત. થોભીઆથી તરાતું હોત કે દરિયાના તોફાની પવન સામે ટક્કર ઝીલી શકાતી હોત તો તેઓ પોતે થોભીઆ રાખત, એટલું જ નહિ, પણ, વહાણને પણ થોભીઆ ઉગાડત.

મ્હોંમાં પાનસોપારીને તમાકુનો ડુચો હોય તો તે થોભીઆને લીધે દેખાય નહિ એમ કોઈ કહેશે, પણ એ ખુલાસો નભે તેમ નથી; કેમકે થોભીઆથી તો ડુચો ન હોય તે છતાં ડુચા જેવું દેખાય છે.

આમ એકે રીતે થોભીઆનું પ્રયોજન સાબીત થતું નથી. તેથી મને બહુ ગુંચવણ થાય છે, અને કદી કદી હું મુશ્કલીમાં આવી જાઉ છું. એક વાર એક થોભીઆવાળા ગૃહસ્થ સાથે મારે મેળાપ થયો. તેમણે ઘણા વિષયો બાબત વાત કરી પણ, મારી દૃષ્ટિ તો કેમે કરી તેમના થોભીઆ પરથી ખસી નહિં. આકાશથી માંડીને પાતાળ સુધીની એકએક વસ્તુ વિશે તેમણે વાતો કરી તે મેં ધ્યાન દઈને સાંભળી, પણ, મારા મનના ઉડાણમાં તો તેમના થોભીઆ જ ઘોળાયા કરતા હતા. તેમણે પાતાળથી શરૂ કરીને આકાશ સુધી જઈ પહોંચી એની એ વાતો ઉલટા ક્રમમાં ફરીથી કહી તે પર મેં બહુ લક્ષ આપ્યું, પણ, થોભીઆમાં મગ્ન થયેલું મારૂં મન પરવશતામાંથી છુટયું નહિ, એની એ વાતો ત્રીજીવાર તેઓ આકાશથી શરૂ કરી કહેવા જતા હતા, પણ, અંતે મારી ધીરજ રહી નહિં. હું એવો વિહ્વલ અને આકુલવ્યાકુલ થઈ ગયો હતો કે હું શું કરૂં છું તેનું મને ભાન રહ્યું નહિ, અને હું બોલી ઉઠયો, માફ કરજો, આપ અગાડી વાત કરો તે પહેલાં પુછી લઉં કે આપ આ થોભીઆ શા માટે રાખો છો ? તે ગૃહસ્થ તરત ઉઠીને ચાલતા થયા. તેમની જોડે તેમના થોભીઆ પણ અદૃશ્ય થયા ત્યારે હું ભાનમાં આવ્યો, અને, મેં કેવો અવિવેક કર્યો હતો તે મને સમજાયું. બેભાનપણામાં થયેલી ભૂલ માટે મેં તે ગૃહસ્થની ક્ષમા માગી છે, અને,

મારે ને તેમને સમાધાન થઈ ગયું છે. પરંતુ, મારાં મનની મુંઝવણુ તો એમની એમ રહી છે.

કદી કદી મને એવો વિચાર થાય છે કે થોભીઆવાળા ગૃહસ્થોની કોન્ફરન્સ બોલાવી 'થોભીઆ કોન્ફરન્સ' પાસે જ થોભીઆના હેતુનો નિર્ણય કરાવવો. પણ, દેશની આટલી આટલી કોન્ફરન્સો ભરાય છે તેમાં 'થોભીઆ કોન્ફરન્સ' ભરવાનો વખત ક્યાં મળે? અને કદાચ તે કોન્ફરન્સ ભરાય, પણ, થોભીઆવાળા માણસો થોભીઆ રાખવાનો હેતુ પોતે જ જાણતા હશે કે કેમ? તેઓ જાણતા હોય તોપણ મન મુકીને વાત કરે કે કેમ? એ શંકાઓને લીધે કોન્ફરન્સ મેળવવાનો વિચાર માંડી વાળ્યો છે.

'ભાવિનું સ્વરૂપ કેવું હશે' એ પ્રશ્ન રા. નરસિંહરાવને બહુ ગૂઢ લાગ્યો છે અને તેનો ઉત્તર તેમને કોઈ ઠેકાણેથી મળ્યો નથી. પરંતુ મને તો 'થોભીઆ રાખવાનો હેતુ શો હશે એ પ્રશ્ન એથી વધારે ગૂઢ લાગે છે. તેનો ઉત્તર આમ કોઈ રીતે મળતો નથી, માટે "કુસુમમાળા" માંથી રા. નરસિંહરાવનાં વચન ઉતારી મારે ઉદ્ગાર કરવો પડે છે કે

'આ હૃદયમથન પ્રશ્નનો ન કો ઉત્તર વાળે;—
હા? કોણ એહવો આંહિં સંશય મુજ ટાળે?'

मकरन्द

---

૨૨

## થોભીઆ-ઉત્તર પક્ષ *

થોભીયા રાખનાર તે કેમ રાખતા હશે તે 'હૃદયમથનના પ્રશ્ન'થી રા. મકરંદનું ચિત્ત વિચારસાગરમાં ઝોલાં ખાવા લાગ્યું છે અને તેમનો 'સંશય' ટાળનાર કોઇની આપેક્ષા તેમણે દર્શાવી છે, તો તેમના ચિત્તની સ્વસ્થતા પ્રાપ્ત કરાવવા એક થોભીઆ રાખનાર તરફથી એ પ્રશ્નનું કાંઇક સમાધાન થવું ઇષ્ટ છે. તેમની મુલાકાતે આવેલા થોભીઆવાળા ગૃહસ્થે એ શંકાનું નિવારણ કેમ નહિં કર્યું હોય તેનું કારણ ગમે તે હશે, વિદ-

* "જ્ઞાનસુધા"ના સને ૧૯૧૧ના ડીસેંબરના અંકમાં છપાયેલો લેખ.

રાળ દેખાવા હજુ સુધી સામાન્ય રીતે મનુષ્યે ઈચ્છા નથી કરી માટે તે કારણસર થોભીઆ કોઈ રાખે એમ હોય જ નહિં. પરિણામ તેવું થતું હોય તો જોનારાનો દોષ છે, બહાદુરી, જવાંમર્દી કે, સાહસિકતા અથવા પરાક્રમની રેખાઓ થોભીઆથી દેખાશે એવી ધારણાથી કોઈ થોભીઆ રાખતા પણ હશે, પણ તેમાં તેઓ નિષ્ફળ થાય છે, એમ સિદ્ધ કરવા પ્રયત્ન થયા છે. સુન્દરતાના ઝીણામાં ઝીણા અંશો અને સૌન્દર્યની વિસ્તૃતમાં વિસ્તૃત વ્યાખ્યાઓ દર્શાવી તે હેતુ પણ તેમાં સફળ થતો નથી એમ દેખાડયું છે, અને બીજી અનેક રીતિએ તેની પ્રયોજનહીનતા બતાવી છે. પરંતુ એટલું લક્ષમાં રાખવું જોઇએ કે શરીર શોભાવવાના અનેક અનેક પ્રયત્નોમાંનો એક આ છે. તે કેટલે અંશે સફળ થાય છે તે જુદો પ્રશ્ન છે. મુછના આંકડા ગોળ વાળવા, મુછ સીધી તાર જેવી રાખવી, આમળી રાખવી એવા પ્રકારમાંનો એક થોભીઆ રાખવાનો પ્રકાર છે. હા એટલું કબુલ કરીશું કે અમે થોભીઆ રાખનાર એથી કાંઇક ગંભીરતાનું રૂપ ધારણ કરાય છે એવું માનીએ છીએ. જેમ અમુક ઉમર પછી પાઘડી પહેરવાથી અને વળી તે સાથે ખેસ રાખવાથી ‘ ભાર ’ પડે એમ માનવામાં આવે છે તેમ નાતના પટેલ હોઈએ અથવા ગામના મુખી હોઈએ અગર કસુંબો પીવાની ટેવ પાડી રાજવંશી જેવા થયા હોઇએ તો એ સર્વના ચિહ્ન રૂપ–એ સર્વ માટે જરૂરનો ‘ ભાર ’ પાડનાર થોભીઆ બને છે, એવો અનુભવ છે. વળી એમાં અધિકારભેદના રહસ્યનું તત્ત્વ ગુઢ રૂપે અંતર્ભૂત થયેલું છે. અમુક ઉમરે છોકરા બીડી પીએ પછી મોટા થતે ચલમ અને આધેડ થતાં હુક્કો પીવાનો શરૂ કરે એ પ્રકારની આધેડતા થોભીઆથી પ્રકટાવાય છે, અને અમુક ઉમર પછી જ તે રાખવામાં આવે છે, એથી ભાર પડે છે એ સિદ્ધ થયા પછી શોભામાં એટલું જ કહેવાનું કે કોઈને શોભા લાગે ને કોઈને ન લાગે તેનો ઉપાય નથી. સોય જેવી મુછ રાખનારને એમાં શોભા લાગે છે. બડમુછીયાને મુછ વગર શોભા જણાય છે, તો થોભીઆવાળાને થોભીઆમાં શોભા દેખાય તે કાંઇ અયોગ્ય નથી. રા. મકરન્દને તેમ ન દેખાતું હોય તો તેમની રસજ્ઞતાની ખામી જ છે. થોભીઆવાળાની કોન્ફરન્સ-

ની જોડે બકમુછીઆ કોન્ફરન્સ, દાઢીવાળાની કોન્ફરન્સ, બાબરીવાળાની કોન્ફરન્સ, ચોટલીવાળાની, એવી સર્વ ભરાવી જોઈએ એવી સૂચના કરવી અઘટિત નહિં કહેવાય.

એમ તો સંશય આણવા બેસે તેને ઘણી શંકાઓ થશે. અમદાવાદીઓ પાઘડી ડબા જેવી કેમ પસંદ કરતા હશે; સુરતીઓ છાપરા જેવી કેમ પહેરતા હશે; ભાવનગરીઓ ઘંટીના પડ જેવી કેમ ધારણ કરતા હશે; જામનગરી ફેંટો એક દિશામાં વાંકો ને ઝાલાવાડી ફેંટો તેથી ઉલટી દિશાના વાંકવાળો કેમ હશે; સિંધીઓ પડઘમ સરખી પાઘડી કેમ પહેરતા હશે; બંગાળીઓ ઉઘાડાં માથાંજ કેમ રાખતા હશે; મડમો સુઘરીના માળા જેવા વાળ આગળ કેમ રાખતી હશે, અને પારસણો તેની શું જોઈને નકલ કરતી હશે; મડમો મજુરણના ટોપલા જેવડી અને વરવી ટોપીઓ કેમ પહેરતી હશે; કોઈ ઉંદરની પુછડી જેવી ચોટલી અને ધારી કેમ રાખતા હશે; કોઈ લાંબા ચોટલા કેમ પસંદ કરતા હશે; કોઈ પટીઆં કેમ પાડતા હશે; કોઈ ગુચ્છા કેમ પાડતાં હશે; કોઇ કેડ સુધીના કોટ તો કોઈ ઢીંચણ સુધીના કોટ અને કોઇ પગના કાંડા સુધીના ડગલા કેમ પહેરતા હશે; કોઈ વેસ્ટ કોટના ગજવામાં, કોઈ કોટના ગજવામાં અને કોઈ પાટલુનના ગજવામાં ઘડીઆળ કેમ રાખતા હશે; વળી કોઈ હાથે ઘડીઆળ કેમ બાંધતા હશે; એવી એવી રીતે સેંકડો શંકાઓ ઉત્પન્ન થશે, પણ તે સર્વનો એક જ જવાબ કે ભાઇ જેને જેવો શોખ, જેને જેવો 'ટેસ્ટ.' એ જ પ્રમાણે થોભીઆનું સમજવું. 'ટેસ્ટ' એ બાબત સ્પષ્ટ કરી સમજાવાય તેમ નથી, પણ થોભીઆ રાખનાર પોતાનો 'ટેસ્ટ' સાચવવાના હેતુથી પણ થોભીઆ રાખે છે. આટલા ખુલાસાથી સંદેહના વમળમાંથી મુક્ત થઈ શકશે. પરંતુ આ દિલસોજીને પેલા કોઇને ઉત્તર આપ્યો હતો તેમ ભાટ ભાટ ભાટુડી જેવો ઉત્તર નહીં મળે એવી આશા છે, કારણકે આ શંકાનિવારણાર્થે ખુલાસો છે.

## ૨૪
# અવેજી કારભારી *
## The Karbhari's Substitute

### પ્રવેશ પહેલો

સ્થળઃ કારભારીની કચેરી.

( કારભારી વેલશીભાઈ મહોટે ગાદીતકીએ બેસીને ટપાલના કાગળો વાંચે છે. તલકચંદ, હિમ્મતલાલ, ઉજમશી, હંસરાજ વગેરે કારકુનો નહાના નહાના ગાદીતકીઆ પર બેસીને પોતપોતાના મેજ પર કાગળો લખે છે. સીપાઇઓ, ઉકો ફરાસ, વગેરે જમીન પર છુટા છુટા બેઠા છે. )

**વેલશી** ( કાગળ વાંચતાં )—અરે તલકચંદ ! આ શું આવ્યું?

**તલકચંદ**—કાં ! શું છે સાહેબ?

**વેલશી**—પોલિટિકલ એજન્ટ સાહેબની આ યાદી આવીછે તેમાં લખે છે કે મદ્રાસ તરફના કોઈ દેશી રાજ્યના દીવાન મિ. ચિનય્યારાવ આ એજન્સીનાં જનાવરો જોવા નિકળેલા છે. ( વાંચે છે ) ' તમારા સંસ્થાનનાં ગધેડાં પ્રખ્યાત છે માટે તે જોવા સારૂ આવતા માસની તા. ૧ લીએ મિ. ચિનય્યારાવ તમારી તરફ આવી પહોંચશે. તમારે તેમની સારી રીતે સરભરા કરવી. તમારા ઠાકોર સાહેબ હાલ જાત્રાએ ઉત્તર હિંદુસ્તાન ગયેલા છે માટે તમારે જાતે મિ. ચિનય્યારાવને કોઈ સારા ગામે લઈ જવા અને ત્યાંનાં ગધેડાં એકઠાં કરીને બતાવવાં. મિ ચિનય્યારાવ ગુજરાતી જાણતા નથી તેમ જ હિંદી પણ જાણતા નથી, અને, ફક્ત ઇંગ્રેજી સમજી શકશે. તમે પોતે ઇંગ્રેજી જાણતા નથી માટે ઇંગ્રેજી જાણનાર કારકુનને સાથે રાખવો. મિ. ચિનય્યારાવને તાકીદે પાછા ફરવું છે માટે તેમને કોઈપણ કાર-

* " જ્ઞાનસુધા ' ના સને ૧૯૧૩ ના એપ્રીલ-મેના અંકમાં છપાયેલો લેખ.

ણસર ખોટો કરવા નહિં. આમાં કોઈ પણ રીતે ગફલત નહિં થાય એમ આશા રાખવામાં આવે છે.' આ સંસ્થાનનાં ગધેડાં પ્રખ્યાત છે એ વળી ક્યાંથી કાઢયું ?

**તલકચંદ**—આજથી પાંચ વર્ષ ઉપર પોલિટિકલ એજન્ટ સાહેબ તરફથી પત્રક આવ્યાં હતાં, અને, તેમાં દરેક સંસ્થાનમાં જે જે જનાવરો જાણવા લાયક હોય તે ભરી મોકલવાનું લખ્યું હતું. તે વખતે માજી કારભારી સાહેબે કહ્યું હતું કે આપણા પત્રકમાં ગધેડાં ભરો. બીજાં જનાવરોનાં નામ લખીશું તો સાહેબ લોકો વારે ઘડીએ શિકાર કરવા ઉતરી પડશે અને જંપવા નહિં દે.

**વેલશી**—ત્યારે આ ચિનચ્યારાવ ગધેડાં જોવાના ઇન્તેજાર નિકળ્યા !

**તલકચંદ**—તેની શી ફિકર છે ? આપણા રાજ્યમાં જોઈએ તેટલાં ગધેડાં છે.

**વેલશી**—ફિકર તો એ છે કે પહેલી તારીખે મારે ગામ મારી કાકીના મામાના સાળાની વહુના સીમંતની નાત છે તે પર મારે ગયા વિના ચાલે તેમ નથી.

**તલકચંદ**—આવો સબબ છે તેથી નહિં અવાય એમ કાગળ લખો તો ?

**વેલશી**—એમ તે લખાતું હશે ? દુનિયામાં રહેવું છે તે લોકવહેવાર સાચવ્યા વિના ચાલે ? આવા નજીકના સગામાં સીમંતની નાત જેવો મ્હોટો પ્રસંગ આવે ત્યારે તો લંકામાં સોનું મળતું હોય તેએ પડતું મુકીને ત્યાંથી આવીને હાજર થવું પડે. ચિનચ્યારાવ તો બીજી વાર પણ આવે, પણ, કાકીના મામાના સાળાની વહુને સીમંત કંઈ બીજી વાર આવે તેમ છે ?

**તલકચંદ**—ચિનચ્યારાવ કોઈ રીતે આવતા અટકે એવો ઉપાય નથી ?

**વેલશી**—માંદા પડે કે મરી જાય તે સિવાય આવતા અટકે એમ મારા મગજમાં આવતું નથી.

**તલકચંદ**—અને સીમંતની નાત ખાતર ચિનચ્યારાવ માંદા પડવાની કે મરી જવાની તસ્દી લે એવી આશા શી રીતે રખાય ?

**ઉક્કા**—બાપજી, મને એક રસ્તો સુઝે સે. હકમ હોયતો કઉં.

**વેલશી**—શું બાવડી પેઠે મારૂં ગામ અહીં ખેંચી લાવવાનું કહે છે ?

**ઉક્કા**—ના બાપજી, હું તો એક હેલી વાત કઉં સુ. અવેજી મેલીને જાઓને ?

**તલકચંદ**—આહોહો ! અસ્ત્રાની ધાર સાથે તારી અક્કલ પણ પથરી પણ ઘસીને ઝીણી કરી નાખી જણાય છે. તું ફરાસની નોકરી પર અવેજી મુકીને રજા પર જાય તેમ વેલશીભાઈ કારભારીની નોકરી પર અવેજી મુકીને જાય ખરૂં !

**વેલશી**—અરે, સહીઓ કરવાની હોય તો મારી વતી બીજો હજાર સહીઓ કરેઃ અને બંધાઈ ન જવાયને કંઈ અર્થ ન થાય એવા હુશીઆરીના શેરા કરવાના હોય તો હું મારે ગામથી કરીને મોકલું, પણ આ તો મારે જાતે ચિનય્યારાવ સાથે જવું એમ પોલિટિકલ એજન્ટ સાહેબે લખ્યું છે.

**ઉક્કા**—એ ચેણીઆરાવ કેમ કરી જાણવાના હતા કે આ તે હાચા કારભારી સે કે અવેજી સે ? અવેજી કારભારી શાએબનો પોશાક પહેરશે ને કહેશે કે હું વેલજીભાઈ સું. વાતું તો બધી ઇંગ્રેજીમાં તલકચંદભાઈને કરવાની સે.

**વેલશી**—તલકચંદ ! એ થાય એવું છે ખરૂં. ચિનય્યારાવ ક્યાં મને ઓળખે છે ?

**તલકચંદ**—કોઈ અવેજી થનાર જોઇએ.

**વેલશી**—રૈયતમાંના કોઈ માણુસને તો એ આવડે નહિં, અણઘડપણામાં ઉલટા આપણને ફસાવી મારે. ફોજદાર સાહેબ મુસલમાન છે એટલે એમની દાઢી ચાડી ખાઈ દે કે આ હિંદુ નથી. કચેરીનો કોઇ કારકુન અવેજી થાય તો જ બને. કેમ, હિમ્મતલાલ ! તમે અવેજી થશો ? હિમ્મત છે ?

**હિમ્મતલાલ**—મારી હિમ્મત તો છે. પોલિટિકલ એજન્ટ સાહેબને કાને વાત જાય તોએ મને શું થવાનું હતું ? પણ, મારે કાણે જવાનું છે.

**વેલશી**—તમે ઉજમશી !

**ઉજમશી**—એમાં તે શી મ્હોટી વાત ! કોઈ વાત ફોડી દે તો એ કારભારી થવું એમાં કાંઈ ફજેતી છે ! પણ, મારા ઘરમાં સુવાવડ આવવાની છે તેથી મારાથી આ ગામ મૂકીને જવાનું ન બને. અહીં રહ્યા રહ્યા જે કામ કરવાનું હોય તે છાતી ઠોકીને કરૂં.

**વેલશી**—કેમ હંસરાજ ! તમે બીકુ ઝડપશો ?

**હંસરાજ**—હું કાંઈ આ લોકો જેવો પોચો નથી, અને, મારે બ્હાનાં નથી કહાડવાં. કારભારીનો વેશ લઈને અહીં રહ્યા રહ્યા કરવાનું હોય તે પણ કરૂં, અને, ગધેડાં બતાવવા બીજે ગામ પણ જાઉં. કરવું ત્યારે પૂરૂં કરવું. પણ, મારે પગે વા આવેલો છે તેથી મારાથી ચિનય્યારાવ સાથે ફરાય એમ નથી. કચેરીમાં જ મહામહેનતે આવું છું ને.

**ઉકો**—બાપજી, એ બધાને રહેવા દો. એ પાણી વગરના અસ્ત્રાથી દાઢી બોડાય એમ નથી. આપની નજરમાં આવતું હોય તો એ કામ મને હુંપો.

**તલકચંદ**—અલ્યા ! પાડા મુડયા એટલે કારભારી થતાં આવડયું ?

**ઉકો**—મેં તો પાડાએ મુડયા સે ને રાજાએ મુડયા સે. મુડવાનું હેલું હોય તો લ્યો મારી કોથળીમાંથી અસ્ત્રો લઈને જુવોને આવડે સે !

**તલકચંદ**—તારી હોશીઆરીની વાત થાય ? જનમથી હજામની કારીગરી શીખેલો, અને, પછી ફરાસ થયો એટલે અમલદારી શિખ્યો.

**વેલશી**—એની હિમ્મત હોય તો પછી આપણું શું જાય છે ? જ્યાં ત્યાં ચિનય્યારાવ જોડે કારભારી થઈને ફરનાર કોઈ જોઈએ. અલ્યા ઉકા ! તું ઠેઠ પાર ઉતારીશ કે વચમાંથી બેસી જઈશ ?

**ઉકો**—બાપજી, વાળંદ કોદી અડધું માથું બોડીને ઉઠી ગયો એમ સાંભળ્યું સે ? એ તો અસ્ત્રો હાથમાં લીધો તે પુરૂં કરે તાણે જ જંપે.

આપ નિરાંતે જજો ને હખેથી નાત જમીને પાસા આવજો. હઈએ ધોકો ના રાખશો.

**વેલશી**—ત્યારે, હું કાલે સવારે નિકળીશ. તલકચંદ, પોલિટિકલ એજન્ટ સાહેબને જવાબ લખો કે આપ સાહેબના ફરમાન પ્રમાણે બધી ગોઠવણ કરવામાં આવશે અને મિ. ચિનય્યારાવ સાથે જાતે જઈ ગધેડાં બતાવવામાં આવશે. મારી સહી લઈ જવાબ આજની ટપાલમાં રવાના કરજો.

**ઉકો**—આપની પાઘડી, જામો, ખેશ, ધોતિયું બધું મોકલતા જજો કે ચાર દી રહ્યા તેમાં હું પહેરતાં શિખું.

( સહુ જાય છે. )

---

## પ્રવેશ બીજો

સ્થળઃ—મહેમાનના ઉતારાનું દીવાનખાનું.

( ચિનય્યારાવ, કારભારીના વેશમાં ઉકો અને તલકચંદ વાતો કરતા પ્રવેશ કરે છે. )

**ચિનય્યારાવ**—Mr. Velshi, did you ever have a census taken of the donkeys in your state ?

**તલકચંદ**—પુછે છે કે તમારા રાજ્યનાં ગધેડાંનું કદી વસ્તીપત્રક કરાવ્યું છે ?

**ઉકો**—આ તો હાવ મુરખ જણાય સે! ગધાડાંનું તે વહતીપત્રક થતું હશે ?

**તલકચંદ**—પણ નથી કર્યું એમ ના કહેવાય.

**ઉકો**—તાણે તમને ઠીક લાગે તેમ ફ઼ઠાડોને. આ કે દી ગણવા જવાનો સે ?

**તલકચંદ**—A census was taken five years ago, and, the Karbhari Saheb remembers that there were 987 males and 1043 females.

(ચિનય્યારાવ નોટબુકમાં લખી લે છે.)

ચિનચ્યારાવ—Can yon tell me what is the speciality of the donkeys of your state ?

તલકચંદ—એમ કહે છે કે બીજાં ગધેડાં કરતાં ફેર હોય એવું તમારા રાજ્યનાં ગધેડાંમાં શું છે ?

ઉકો—એને કહોને કે તું તારી મેળે જોઈને પારખી લે; તારે આંખો નથી ?

તલકચંદ—પણ, આપણે પત્રકમાં ગધેડાં ભર્યાં એટલે કંઈ ફેર કહેવો પડે.

ઉકો—એમ કહોને કે અહીંનાં ગધેડાં ભુંકે સે વધારે.

તલકચંદ—The donkeys of this State look cleverer than others, and, the Karbhari Saheb believes that they bray for longer time.

( ચિનચ્યારાવ નોટબુકમાં લખી લે છે. )

ચિનચ્યારાવ—It would be difficult to measure the time occupied in braying; but, I should be thankful if you could tell me how your donkeys look clever. Is there any peculiar expression in their eyes ?

તલકચંદ—મેં કહ્યું કે અમારાં ગધેડાં વધારે હુંશીયાર છે, તો પુછે છે કે એમની આંખમાં કંઈ હુંશીઆરી દેખાય છે ?

ઉકો—આને ગધાડાંની લેહ લાગી સે તે જાતનો કુંભાર હશે? આવાને તે કોણે દીવાન કર્યો હશે ! કહોને કે અમારાં ગધાડાં પુંસડાં હલાવે સે તાણે ભારે અક્કલવાળાં દેખાય સે.

તલકચંદ—The Karbhari Saheb is of opinion that our donkeys appear very clever when they wag their tails.

( ચિનચ્યારાવ નોટબુકમાં લખી લે છે. )

ચિનચ્યારાવ—Do your donkeys carry greater loads than others ?

તલકચંદ—એમ પુછે છે કે તમારાં ગધેડાં બીજાં કરતાં કાંઈ વધારે ભાર ઉઠાવે છે ?

ઉકો—એ ગમારને કહો કે ગધાડાં પર તે કાંઈ જોખીને ભાર ભરાતો હશે કે ખબર પડે કે કેણે વધારે ભાર તાણ્યો ને કેણે ઓછો તાણ્યો ? ( દોડતો આવતો સિપાઈ પ્રવેશ કરે છે. )

તલકચંદ—કેમ બેચર ! શું છે ? આટલો હાંફે છે કેમ ?

બેચર—એજન્ટ શાએબ આવ્યા તે હું હડી કાઢીને કહેવા આવ્યો સું.

ઉકો—જા, જા, માળા. બીવરાવીને મહકરી કરે સે ?

બેચર—મારા પંડના હમ. મહકરી નથી. ખરી વાત સે. ગામને પાદરે શાહેબ ટાંગામાં આવ્યા સે ને હું મોર દોડયો આવું સું. આ ઉતારાની હડકે જ આવે સે. હાથે બીજો કોઇ શાએબ એ સે.

તલકચંદ—પોલિટિકલ એજન્ટ સાહેબ અહીં શું કામ આવે ?

બેચર—શાએબના પટાવાળાએ કીધું કે કોઈ ઠાકોર એકદમ ગુજરી ગયા સે તે સાએબ તપાસ કરવા ને જપતી કરવા જાય સે. આ ઉતારામાં અડધો કલાક મુકામ કરીને આગળ જનાર સે.

ઉકો—( ધ્રુજે છે. ) બાપજી, તાણે તો માર્યા જ તો. શાહેબ તો વેલશીભાઈને ઓળખે સે. તલકચંદભાઇ, કંઇ રસ્તો વતાડો. નહિં તો મારૂં આવી બન્યું.

તલકચંદ—માંદો થઇને સુઈ જા. જોડેના ખંડમાં ખાટલો છે.

બેચર—શાએબ પુછશે તો કહીશું કે કોગળીઉં આવ્યું સે.

ઉકો—આવે ને તને કોગળીઉં. ના ના, બાપજી, જે કહેવું હોય તે કહેજો પણ મને બસાવજો.

તલકચંદ—તાવનું કહીએ તો દિલે હાથ મેલતાં પકડાઈ જાય.

ઉકો—આ હું પડતું મેલું સું તે મને ઉભો કરીને ખાટલે લઈ જજો. અરરરર !

( આંખો મીચીને જમીન પર પડી જાય છે. )

ચિનચ્યારાવ—Oh God ? What is the matter with Mr. Velshi ?

તલકચંદ—He has suddenly become ill, and, at the same time the Political Agent has accidentally arrived.

( સહુ મળીને ઉકાને ઉઠાડીને હાથ ઝાલીને લઈ જાય છે. )

---

## પ્રવેશ ત્રીજો

સ્થળઃ–મહેમાનના ઉતારામાંનો ખંડ.

(ઉકો ખાટલા પર મહોંએ માથે ઓઢીને સુતો છે. પાસે બેચર ઊભો છે. પોલિટિકલ એજન્ટ, ઇંગ્રેજ દાકતર, ચિનચ્યારાવ અને તલકચંદ પ્રવેશ કરે છે. )

પોલિટિકલ એજન્ટ—Where is Velshi ?

ચિનચ્યારાવ—Here is the poor man. He is lying on the cot writhing in pain.

પોલિટિકલ એજન્ટ ( બેચરને )—ઇસકા મુહ ખોલો.

( બેચર ઉકાના મહોં ઉપરનું લુગડું કહાડે છે. )

પોલિટિકલ એજન્ટ—This is not Velshi.

ચિનચ્યારાવ—Why ! He is no other than Mr. Velshi. He was with me just a while ago.

પોલિટિકલ એજન્ટ—I know Velshi very well. But we shall see to that later on. Luckily, I have with me a Doctor who has got his medicinal chest with him.

( ઉકાને ) તુમકુ કયા હોતા હયે ?

ઉકો ( ધીમે ધાંટે )–શાએબ પેટમાં આંકડી આવે સે ને કળશ્યો ને ઉલટી કેમે કરી અટકતી નથી.

ચિનય્યારાવ—It seems to be a case of acute cholera. An hypodermic injection on the abomen might give him immediate relief. But, I do not know whether he would allow it.

પોલિટિકલ એજન્ટ—દાકતર સાબ તુમારે પેટમેં છેદ પાડકે દવા ડાલેગા. તુમ કબુલ હયે ?

ઉકો—( એકદમ બેઠો થઈ જઈને ) ના રે શાએબ, મારૂં પેટ કાપે તો હું મરી જાઉં. મને તો કંઈ નથી. હું તો હાજે હમો સું.

( ઉકાના પડખામાંથી ચોરસ બાંધેલી પોટલી પડી જાય છે. )

પોલિટિકલ એજન્ટ—What is that ?

ચિનય્યારાવ—Perhaps the Karbhari Saheb's Despatch Box.

પોલિટિકલ એજન્ટ—Could't be. (પોટલી પરનું કપડું છોડીને જુવે છે. માંહેથી હજામની કોથળી નિકળે છે.) Why ! This is a barber's shaving apparatus !

( ઉકો ખાટલા પરથી ઉતરીને પોલિટિકલ એજન્ટને પગે પડે છે. )

પોલિટિકલ એજન્ટ—તુમ કોન હયે ?

ઉકો—( હાથ જોડીને ) શાએબ ખરૂં કહીં દઉં સું. હું તો અહીંની કસારીનો ફરાસ સું.

પોલિટિકલ એજન્ટ—You see, Mr. Chinayyarav ! This man is a barber working as a menial in the Karbhari's office. Who told you that he is Velshi ?

ચિનય્યારાવ—He was introduced to me as Mr. Velshi. He conversed with me in that capacity through



અવેજી કારભારી.

ઉકો (હાથ જોડીને)......હું તો......કસારીનો ફ્રાસગું! [પૃ. ૨૭૮]

this clerk of his, and, he was about to go out with me in a carriage and pair.

પોલિટિકલ એજન્ટ—He has put on a fine dress too. (તલકચંદને) What is all this ?

તલકચંદ (ધ્રુજતો)—Sir ! Sir ! Mr. Velshi gone-gone to his native place to eat-eat caste dinner, and, put this *faras* as his substitute.

પોલિટિકલ એજન્ટ—Tell him to stay there and go on eating caste dinners. He will not be wanted here. I shall write to your Thakore to engage a better man who would not humbug people. And, I shall see how the Thakore rewards you and this wretched barber for acting this comedy.

(સર્વ જાય છે.)

---

## ૨૪

# પ્રોસ્પેક્ટસ

### ધી ગુજરાતી સાહિત્ય મેન્યુફેક્ચરિંગ એન્ડ ઇમ્પ્રુવિંગ કંપની લીમીટેડ.

(સને ૨૮૮૧ ના ૦૦૦૬ મા આક્ટ પ્રમાણે રજીસ્ટર કરેલી.)

### બોર્ડ ઑફ ડાયરેક્ટર્સ

પ્રસન્નમુખારવિંદરામ નીલરત્નમુખરામ.

કૈવલ્યનવનીતરાય અત્યાનંદરાય.

---

* "જ્ઞાનસુધા"ના સને ૧૯૧૩ના સપ્ટેમ્બરથી ડીસેમ્બર સુધીના અંકોમાં છપાયેલો લેખ.

જનસુખલાલ આત્મસુખલાલ.

સાહિત્યસેવકલાલ દેશોન્નતિપ્રસાદ. (એકસ ઓશીશીઓ.)

વહીવટ કરનાર—સાહિત્યસેવકલાલ એન્ડ કું.

બેંકર્સ—ધી સ્વદેશી બેંક.

સોલીસીટર્સ—જુઠાભાઈ, વાઈલી, અને મુન.

ઓડીટરો—ગડબડદાસ એન્ડ કું. (ચારટર્ડ એકચ્યુઅરી)

થાપણ રૂ. ૧૦૦૦૦૦ તે રૂ. ૧૦ ના ૧૦૦૦૦ શેરોમાં વહેંચી દેવામાં આવેલી છે.

આ કંપની સર્વે જોઇન્ટ સ્ટૉક કંપનીઓ પેઠે તેના શેરહોલ્ડરોના માત્ર ભલા માટે ઉભી કરવામાં આવી છે. તે ઉભી કરનારાઓ સ્વાર્થ અને પરમાર્થ બંને સાચવવા પ્રયત્ન કરશે.

આજકાલ રૂ કાંતવાની–વણવાની કંપનીઓ ઘણી છે. અમારૂં એક નવીન સાહસ છે. ગાડરીઆ પ્રવાહ પેઠે સુતર વણવાની કંપની ન કાઢતાં હાલનો પવન જોઇ સમયને અનુકૂળ આવે તેવો ઉદ્યમ શરૂ કર્યો છે. આ કંપનીમાં સાહિત્યના ક્ષેત્રમાં જાણીતા થએલા, દરેક માસિક, દરેક વર્તમાનપત્રમાં દેખા દેતા ડીગ્રીઓ ધરાવનાર જબરદસ્ત લેખકોને રોકવામાં આવેલા છે. પુસ્તકો લખી આપવાં, વર્તમાનપત્રો, માસિકો વગેરે માટે લેખ તૈયાર કરી આપવા, ભાષણો તૈયાર કરવાં, રાજ્યોના રીપોર્ટ ઘડી આપવા, એ વગેરે લખાણો સંબંધી કામ તેવા ચુનંદા કલમકસો પાસે કરાવી આપવામાં આવશે. વર્તમાનપત્રો તેમ જ માસિકના ખાસ અંક જેવા કે દીવાળીના અંક, હોળીના અંક, ધુળેટીના અંક, નવરોજના અંક, નાતાલના અંક, પર્યુષણના અંક, પતેતીના અંક, વગેરે વગેરે પ્રસંગો માટે તે પત્રોના તંત્રીઓએ માગેલી મુદતમાં વાયદાસર જોઈએ તેવા લેખો બનાવી આપવા માટે ખાસ કાળજી રાખવામાં આવશે. જેઓ લેખનાં ખોખાં, લેખમાં પ્રદર્શિત કરવાના વિચાર અથવા અપૂર્ણ લેખ મોકલશે તેમને તેવાં ડાળીઆં પરથી સફાઈદાર, ચકચકીત, ઝમકદાર આર્ટીકલો રચી આપવામાં આવશે. કોઓપરે-

શનના ધોરણે શેરહોલ્ડરોને સાહિત્ય બનાવી આપવામાં ખાસ લાભ મળશે. માટે સાહિત્યપ્રેમી જનોએ શેર ભરી એ લાભ લેવા ચુકવું નહિં એવી અમારી ખાસ વિનંતી છે. આજ કાલ લેખો લખવા માટે, લેખક ગણાવા માટેની જિજ્ઞાસા જોઈ તથા વર્તમાનપત્રોના રાફડા ફાટેલા જોઈએ પ્રવૃત્તિનો લાભ આ કંપનીના શેરહોલ્ડરોને મળે એ હેતુથી આ કંપની સ્થાપવામાં આવી છે. આગળ જતાં આ કંપની સારૂં કમાવાની આશા રાખે છે.

૨૫

## વખત ગુમાવવાની કળા*

વખત પૈસા છે. વખત ગુમાવવો એ બહુ મોટી ભૂલ છે એમ તો તમે રોજ સાંભળો છો. તથાપિ જેને વખતનો કાંઇ ઉપયોગ કરવો જ ન હોય, વખત અથવા પૈસાનો ખપ ન હોય તેને વખત કેમ ગુમાવવો તે પણ આવડવું જોઈએ છે. નવરો બેઠો નખોદ ઘાલે એ કહેવત ખરી છે. માટે નવરા બેસવું નહિં અને કામ પણ કરવું નહિં, એ વખત ગુમાવવાની કળાનું રહસ્ય છે. કાંઇ કામ કરવાનું ન હોય તો અયાસી પેઠે પડી રહેતાં ઇંગ્રેજીમાં કહે છે તેમ વખત આપણાપર લટકતો લાગે તે કાંઈ ઇચ્છવા જેવી સ્થિતિ નથી. ત્યારે એ કળાના વ્યાવહારિક દૃષ્ટાંત રૂપે હું મારો હરરોજનો કાળક્રમ જણાવીશ, એટલે પ્રેકટીસ અને થીઅરીનું ભેગું જ્ઞાન મળી શકશે.

મારે માટે મારા વડવાઓ ગુજરાનના સાધન જોગું ધન ભેગું કરીને મૂકી ગયા છે એટલે મારે ધન કમાવાની ફીકર નથી. સવારમાં હું જેમ બને તેમ મોડો ઉઠું છું. વખત ગુમાવવા માટે એ પ્રથમ જરૂરનું છે. કારણ કે સવારના પહોરમાં વહેલા ઉઠવાથી મન ઉત્સાહથી ભરાઇ કામ કરવાની વૃત્તિ થાય છે અને સુરજ ઉગતા પહેલાં ઉઠીએ તો વખત કેમે

* "જ્ઞાનસુધા" ના સને ૧૯૧૩ના સપ્ટેમ્બરથી ડીસેમ્બર સુધીના અંકોમાં છપાયેલો લેખ.

કર્યો ખુટતો નથી, માટે મોડા ઉઠવાની ટેવ મેં પાડી છે. આઠ વાગતે ઉઠી અડધો કલાક પથારીમાં આળસમાં કાઢી દાતણ ધીરે ધીરે કરતાં નવ વાગે એટલે નોકર ચ્હાનું કપ લાવી આપે તે લહેજતથી પીતાં સાડાનવ થાય છે. સાડાનવે મારૂં ટોઈલેટ એટલે માથું ઓળવા, હજામત વગેરેનું કામ શરૂ થાય છે. હજામ પાસે હજામત કરાવતાં માત્ર પાંચ મિનીટ લાગે અને હાથે કરતાં ખાસો અડધો કલાક થાય માટે તે હું પસંદ કરૂં છું. અડધો કલાક તેમાં અને અડધો કલાક સફાઈબંધ વાળ ઓળી સેંથો પાડી વાંકા જુલફાં શોભાયમાન કરતાં સાડાદસ થાય. સાડાદસ વાગે મારી ટપાલ આવે તે જોવી, જરા ઉપલક વર્તમાનપત્ર જોવું એટલામાં અગીયાર થાય. વર્તમાનપત્ર જોયા વિના મારે ચાલે તેમ નથી, કારણ કે હું કાંઇ ધંધોધાપો નથી કરતો માટે મૂર્ખ છું એમ તમે ધારતા હો તો ભૂલ છે. મારી ઓળખાણ પીછાણના ગૃહસ્થો સાથે વાતચીત કરવાનું સાધન તો મારે રાખવું જ જોઈએ. અગીયાર વાગતે સ્નાન શરૂ થાય તે સાડા અગીઆર વાગતે પૂરૂં થાય એટલામાં જમવાનો વખત થાય. ભોજન કરી રહેતાં બાર તો વાગે જ. તે પછી પાનસોપારીના સુખવાસનો પ્રયોગ શરૂ થાય. કોઈની કરેલી બીડી ખાવી મને રૂચતી નથી. મારાં પત્નીના હાથની પટ્ટી પણ બનતા સુધી હું ખાતો નથી, તેનાં બે મુખ્ય કારણ છે. એક તો એ કે દરરોજ વગર કાળજીએ ધારા પ્રમાણે પત્નીએ બનાવેલાં પાન કરતાં કોઇ દિવસ ખાસ ફરમાશથી બનાવેલી બીડીની લહેજત ઓર છે, અને બીજું, કોઈ પાન તૈયાર કરીને મૂકે તો ચપ દઇને મ્હોડામાં નાખવામાં તો મિનીટ એકનું કામ તે મારા જેવાને કેમ પરવડે! પાન લુછવું, તેની દરેકે દરેક નસ સુડીની ધારથી છીલવી, તે પર સફાઇથી ચુનો લગાડવો, કાથો નાખવો અને સુરીયાંની બીડું વાળવું, અને સોપારીને ઉપરથી તમામ છોલી બોડું કરી તેની એકસરખી સફાઈદાર ભૂકી કરવી અને નિરાંતે ખાવું એમાં જે મજાહ રહેલી છે તે અનુભવનાર શોખીનો જ સમજી શકે તેમ છે. આમ કરતાં એક વાગે એટલે હિંચોળા ખાટમાં એકાદ કલાક અલ્પ નિદ્રા લેવાની મને ટેવ છે. વખત

ગુમાવવો હોય તેણે બપોરે સુવાની ટેવ અવશ્ય પાડવી. એથી વખત ઝટ પસાર થઈ જાય છે, અને વગર કસરતે જમેલું પાચન થાય છે. રાતે પલંગમાં અને દિવસે ખાટમાં સુવું કે એકની એક સ્થિતિનો કંટાળો ન લાગે. વળી તે ઉપરાંત હિંચકો ખાવો એ કાંઈ કાર્ય કરીએ છીએ, એવો ભાસ કરાવનાર સાધન છે. બે અઢી વાગે સુઈ ઉઠી મારી પત્ની સાથે વાર્તાલાપમાં કલાક દોઢ કલાક ક્યાં ગયો તે જણાતું નથી. હું ધારૂં છું કે દરેક પરણેલા પુરુષની એ ફરજ છે કે પોતાની પત્ની સાથે સુખ-વાર્તામાં દિવસનો થોડોક કાળ વ્યતીત કરવો. ધંધાની દોડાદોડીમાં અને બહાર ભટકવામાં દિવસ પૂરો કરનારે આ વાત ધ્યાનમાં રાખવી. ચારનો ટકોરો થયો કે મારે ચ્હા વગર ન ચાલે, ચ્હા પીને ટોઈલેટ ફરી શરૂ કરવાનું. હાથ મ્હો ધોઈ વાળ હોળી કપડાં પહેરી તૈયાર થતાં પાંચ વાગી જાય. પાંચ વાગે એટલે ફરવા જવું અને પાછા ફરતાં મારા દોસ્ત-દારોને ત્યાં વારાફરતી જવું. આજ એક ભાઇબંધને ત્યાં અને કાલે બીજાને ત્યાં વળી અઠવાડીયામાં એકાદ દિવસ ભાઈબંધોને મારે ઘેર તે જ વખતે તેડતાં આવવું. કામ વગરના માણસોએ સારી જેવી ફેંડોની સંખ્યા રાખવી જ જોઈએ એમ મને સમજાયું છે, કેમકે તેમના સહવાસમાં વખત સહેલાઇથી પસાર કરી શકાય છે. તેમની સાથે રમત ગમત અને ગપ્પાં હાંકવામાં જીંદગીનું વહેણ સરળ થાય છે. રાત્રે નવેક વાગે ફેંડો સાથેથી છૂટા થયા પછી ભોજન લઇ હું દરરોજ મારી પત્ની સાથે પાનાં રમું છું. પાનાં એ મારા જીવનને પ્રોત્સાહિત કરનાર સાધન છે. દરેક મનુષ્યને કાંઈ excitement જોઈએ અને પાનાંની રમતમાં નવું કૃત્રિમ excitement મળી શકે છે તે રમનારાંથી અજાણ્યું નથી. અગીઆર વાગે હું નિયમિત સુનારો છું. આ મારી નિત્યની દિનચર્યા છે. એમાંથી જણાશે કે હું કાંઈ પણ કામ કરતો નથી છતાં નવરો પણ બેસતો નથી. અરે, મને કાગળ પત્ર લખવાની પણ ઘણી વાર ફુરસદ મળતી નથી. ફુરસદ કામ કરનાર જ મેળવે છે એ મેં જોયું છે. મારા માસી, મામી, ફોઇ, કાકીને ત્યાં પણ કોઇ વાર સાંજનો જાઉં છું. તેમની

સાથેની વાતચીતથી ન્યાતજાત સગાસંબંધીની ખબરો મળી શકે છે. કામકાજ વગરના પરવારતા માણસોએ પુષ્કળ વાતોડીઓ સ્વભાવ રાખવો ખાસ જરૂરનો છે. વાતોમાં ને વાતોમાં વખત ચાલ્યો જાય ત્યારે અમુક ઠેકાણે જવાનું રહી ગયું, ચ્હા પીવાની વેળા વીતી ગઇ, જમવાને વાર થઈ, એવું એવું બને ત્યારે આપણે કાંઈ નકામા નવરા બેસી રહેનારા માણસ નથી એવી પ્રતીતિ થઈ મનને સંતોષ થાય છે. મારે સુભાગ્યે મારી પત્ની પણ મારી પેઠે વખતનો ઉપયોગ કરનારી મળી છે. તે કામ કર્યા કરે તેમાં વાંધા જેવું મને ન લાગે પણ પોતે કામ કરનારી હોય તો, 'આખો દહાડો કાંઇ કામ કરતા નથી, ખાટલેથી પાટલે ને પાટલેથી ખાટલે એમ કરી દહાડો પૂરો કરો છો. પુરુષને ગમે એવો ધનવાન હોય તોપણ ઉદ્યમ જોઈએ' એવાં એવાં મહેણાં મારે તો બૈરીના તાણા હું સાંભળી શકું નહિં. તેથી પોતે જ, પાટલેથી ખાટલો ને ખાટલેથી પાટલો કરનારા મારા સ્વભાવને અનુકુળ સ્ત્રી મને મળવાથી પરમેશ્વરનો પાડ માનું છું.

કામ વગર જીંદગી બોજા રૂપ છે એવું માનનાર, પણ, કામ કરવાને હાડકાં ન ચાલતાં હોય તેવાઓને માર્ગ દર્શાવવા મારો કાર્યક્રમ જણાવ્યો છે. હું કામ નથી કરતો માટે ખરાબ માણસ છું એમ તો તમે કહી શકશો નહિં. અમારે સંતતિ નથી એટલે અમારી ટેવ અમારાં બાળકોને તો શીખવી શકીએ તેમ નથી તેથી વસુધૈવ કુટુંબ માની અન્ય જનોના લાભાર્થે આ પ્રકટ કરું છું.

'નચિંત'

---

૨૬

## પરોપકારી મનુષ્યો *

અંગ્રેજીમાં કહેવત છે કે At forty a man is either a Physician or a fool. અર્થાત્ ચાલીસ વર્ષની ઉંમરે માણસ કાં તો

* "જ્ઞાનસુધા"ના સને ૧૯૧૪ના જાન્યુઆરી–ફેબ્રુઆરીના અંકમાં છપાયેલો લેખ.

દાક્તર થાય કે મૂર્ખ રહે. મતલબ કે ચાળીસ વર્ષના અનુભવ પછી માણસ પોતાના દેહને લગતું કાંઈકે ન જાણે તો તેને મૂર્ખ સમજવો. ઇંગ્લાંડમાં આયુષ્યની મર્યાદા મોટી છે, એટલે ચાળીસ વર્ષે દાકતર બન્યે ચાલી શકે, કેમકે બીજાં ચાળીસ તો ઓછામાં ઓછાં કહાડવાનાં હોય જ. પરંતુ આપણા દેશમાં તો ચાળીસ વર્ષે બુઢાપો આવે એટલે આપણા દેશમાં દરેક મનુષ્ય, પછી તે સ્ત્રી હોય કે પુરુષ હોય, બાળકપણાની ઉમર પછી તરત જ વૈદ્ય કે દાકતર જે કહો તે બને છે. આ પ્રમાણેનાં વગર શિખેલાં મનુષ્ય દાકતર બનવા સાથે પણ fool રહેવાના સંભવનો અભાવ નથી. કેમકે દાકતર અને મૂર્ખ એ અંગ્રેજીમાં જેને categorical કહે છે તેવા વિભાગ—એટલે એક હોય તો બીજું ન હોઇ શકે ને બીજું હોય તો પહેલા વિભાગમાં ન આવી શકે તેવા નથી. માટે આવા અનુભવથી થએલા વૈદ્ય દાકતરો મૂર્ખ ન હોય એમ તો ન કહેવાય. તેમ તેઓ મૂર્ખ છે એમ કહેવાની ધૃષ્ટતા પણ હું કરી શકતો નથી. એટલું તો સ્પષ્ટ છે કે એવાં વૈદ્ય દાકતરો સ્વાર્થરહિત હોય છે. કેવળ પરોપકાર વૃત્તિથી—બીજાનું દુઃખ દૂર કરવાના શુભ હેતુથી તેઓ વૈદ્યકીય સલાહ બીજાને આપે છે.

મને એક વાર આંજણી થઈ હતી. બે ત્રણ દિવસ મેં કોઈ ઈલાજ કર્યો નહિં. એમ જાણ્યું કે મટી જશે, એમાં શું ભારે દરદ છે. પરંતુ આંજણીએ બહુ પીડા કરવા માંડી એટલે અમારા ઘરના દાકતર પાસે ગયો. તેમણે કહ્યું, 'એના પર કાંઈ લગાડવાની જરૂર નથી. પાકે એટલે મારી પાસે આવજો, હું નસ્તરથી ફોડીશ. એક થઈ છે તેમાં કાંઈ ફીકર નહિં. ફરી થશે તો પીવાની દવા હું લખી આપીશ, બહુ પીડા થાય તો શેક કરજો.'

હું ઘેર આવ્યો ત્યારે અમારા કુટુંબના એક મિત્ર મને મળવા આવેલા હતા. તેમણે કહ્યું, 'ભાઈ કયાં જઈ આવ્યા? આ આંખે શું થયું છે?' મેં ઉત્તર દીધો, 'આંજણી થઈ છે, માટે દાકતર પાસે ગયો હતો. પણ, દાકતર કહે છે એને છેડશો નહિં. એની કાંઈ દવા નથી. બીજી થશે તો પીવાની દવા આપીશ.' આટલું સાંભળતાં અમારા એ મિત્ર ક્રોધે

ભરાઈ ગયા. ' હરામખોરો ! દાકતરોને સરકાર ગાંસડા ભરીને મફતનો પગાર ખવડાવે છે. વળી કહે છે કે એની કાંઈ દવા જ નથી ત્યારે એના ભણતરમાં શું પૂળો મૂકવાનો છે ? અને કહે છે કે બીજી થાય ત્યારે આવજો. બીજાની વાટ જુઓ, ને એ ભાઈસાહેબને ત્યાંથી પીવાની દવા લાવો, કે એમનાં ગજવાં ભરાય. એમાં દવા પીધે શું થાય ? તમે પણ ભલા માણસ છો. એક કોડીનું ખરચ નથી, તુવરની દાળ ઘસીને ચોપડી દો એટલે નરમ પડી જશે. '

મેં કહ્યું, ' દાકતર દવા આપવાની ના કહે છે ને તમે કહો છો કે એનાં ગજવાં ભરાય. દવા તો બજારની લાવવાની છે. '

અમારા મિત્ર બોલ્યા, 'તમે છેક ભોળા છો. એ તો ગાંધી વૈદનું સહીયારૂં. વિલાયતના દવાવાળાઓ દાકતરોને પગાર આપે છે, પગાર, અને અહીંના વેચનાર કમીશન આપે છે. '

મેં વધારે તકરાર કરી નહિં. એટલામાં પોસ્ટમેન ટપાલ લઈ આવેલો હતો તે કહે કે, ' આ શેઠ ખરૂં કહે છે. દાળ ચોપડજો સાહેબ, પણ જરા ગરમ કરજો. '

અમારા મિત્ર કહે, ' અરે જો જો, ગરમ ન કરશો. આંજણી ગરમીથી થાય, માટે ઠંડી દવા લગાડજો. '

મેં કહ્યું, ' બહુ સારૂં. '

નોકર પાસે દાળ ઘસાવી પહેલી તો ઠંડી ચોપડી. વળી સાંજે ફરી ઘસાવી ગરમ કરી ચોપડી.

બીજે દહાડે બજારમાં કાંઇ લેવા હું ગયો તો દુકાનદાર કહે, ' સાહેબ આપને આંજણી થઈ છે તો જવ ઘસીને કાં ચોપડતા નથી ? મફતની દવા છે, પણ જવ ઉભો ઘસવાનું ધ્યાનમાં રાખજો. ' તેને ત્યાં કોઈ બીજો ગૃહસ્થ આવેલો હતો.તે કહે કે ' ઉભો નહીં આડો. ' મારો તો તેવો અનુભવ છે.

મેં ઘેર જઇ એક વાર ઉભો જવ ઘસી ને બીજી વાર આડો ઘસી ચોપડવા ધાર્યું. એમાં આપણું શું જાય, જેનાથી મટવાનું હશે તેનાથી મટશે. દુકાનમાંથી નીકળ્યો એટલામાં પાડોશની ચસમાની દુકાનના માલિકે

મને દીઠો. તે મારી પાસે આવી કહે કે ' ભાઇસાહેબ, મારૂં કહ્યું માનો તો આ તમને આંજણી થઈ છે તે માટે એક ઝાંખાં ' ગોગલ્સ ' લઈ જાઓ. હું મારા સ્વાર્થ માટે નથી કહેતો. જોઈએ તો ખપ થઈ રહે એટલે એ જોડ પાછી મોકલાવજો. દુકાન આપની જ છે.' મેં ચશ્માની જોડ વેચાતી લઇ પહેરી દીધી.

ઘેર અમારા ઘરનો જુનો મુનીમ આવેલો હતો તેણે પૂછ્યું, 'ચશ્મા કેમ ધાલ્યાં છે શેઠ ? ' આંજણીની હકીકત જાણી તે કહે કે 'બધી વાત જવા દઈ કેસર ઘોળી ચોપડો. મારા બનેવીના બનેવીને, ભાણેજની ભાણેજને ને ફુઆના ફુઆને થઇ તી તે અમે તો એ ઈલાજ કર્યો હતો. રામબાણ છે. ઘડી એકમાં મટી જશે.'

કેસર મગાવી મેં લગાડ્યું.

હજામત કરવા હજામ આવ્યો તે કહે કે 'સાહેબ આ આંજણીપર શું લગાડો છો ? સહુ કરતાં સિંદુર સગાવી દાબી દો તો તરત જ આંજણી દબાઇ જશે. '

સિંદુર પણ મેં દબાવ્યું.

ઓફીસમાં અમારી સાથે કામ કરનારામાંના એક કહે કે ' ભાઈ હમણાં આંજણીના વાયરા છે તેથી થોડા દહાડા રહીને મટશે. અહીંથી રજા લઈ એક દહાડો ઓઢી પોઢીને ઘેર સૂઈ રહો, ને તે કરતાં કોઈ કરવું જ હોય તો એક ટુચકો બતાવું. તમે કોઈ વાંઝણી સ્ત્રી જાણતા હો તો રાત પડે તેને ઘેર જઇ બારણાં ઠોકજો. તે પુછે કે કોણ તો કહેજો કે—એ તો હું આંજણી રાણી. આજ મારે ઘેર ને કાલ તારે—એમ કહી ચાલ્યા આવજો. મારા સમ, ટુચકો અજમાવવા જેવો છે !'

પરાયે ઘેર કાંઈ કામ વગર રાતે એકલા જવાનું ઠીક ન લાગવાથી મેં ના કહી ત્યારે તેઓએ સાથે આવવા આગ્રહ કર્યો, ને તે રાતે મેં એ ઉપાય પણ અજમાવ્યો. પણ આંજણી તો જેમની તેમ રહી.

બીજે દહાડે મારા ઓળખાણવાળા એક શેઠની મીલનો ભૈયો કાંઇ કામસર આવ્યો, તેણે કહ્યું, ' જી ઈસમેં ક્યા બડી બાત હે ! આઠ દિન

એક છોટા કટોરા ભંગ પીના શરૂ કરના. ઠંડી તો બડી યાકુતિ હૈ. આપ ઇનકા ગુન દેખ લો. ડાકટરકી દવાઇમેં કયા પીનેકા ? '

મેં કહ્યું, 'ભૈયાજી હું ભાંગ કે બીજો કોઈ કેફી પદાર્થ પીતો નથી.'

ભૈયો કહે, 'અરે જી, વો તો દવાઈ કે લીયે કહતા હું. થોડીસી જરૂર પીના !' પરંતુ એની સલાહનો મેં અમલ કર્યો નહિં.

મારાં વૃદ્ધ માસી પૂજાનું ચંદન ઘસતાં હતાં, તે કહે કે 'ભાઈ આ ચંદન લગાડી જો !' મેં તે લગાડયું. જમતી વખત રસોઈઓ કહે, 'સુંઠ ચોપડો.' મેં સુંઠ પણ ઉપર ચોપડી. ખેપ લઈને ધોબી આવ્યો. તે કહે કે 'લવિંગ ઘસીને ચોપડો, બળતરા તો બળશે પણ આંજણી ઉભી નહિં રહે.' લવિંગ પણ લગાવ્યું. એટલામાં રૂ પિંજવા પિંજારો આવ્યો. તેણે કહ્યું કે, 'એક એદું લાવી તેની સફેતી લગાડો ને જુઓ કે હું ખરો છું કે ખોટો. આપ મોટા માણસ છો એટલે હું વધારે કહી શકતો નથી." તે ઉપાય પણ અજમાવ્યો, કેમકે દુઃખથી હું કંટાળી ગયો હતો, અને કાંઈ કરતે આરામ થાય છે, એમ જાણી આ પરદુઃખભંજન મનુષ્યોની સલાહ અમલમાં એક પછી એક મૂકતો હતો.

ઘરની દળણાવાળી લોટ લઈને આવી, તે કહે કે 'શેઠ સાહેબ, બધા ઉપાય કર્યાં હશે, એક મારો અજમાવો. આમલીનો ક્યુકો ઘસી તે ક્યુકાનો ઘસેલો છેડો આંજણીપર વળગાડી દેવો. તે મટતાં સુધી ત્યાં ચોંટી રહેશે; અને, મટશે એટલે એની મેળે ઉખડી જશે.'

આ ઉપાય પછી બીજું કાંઈ લગાડાય નહિં, તેથી તે છેલ્લો અજમાવવો ધારી મેં જવાબમાં 'ઠીક' એમ કહ્યું.

ઓટલે હું ઉભો હતો એટલે ગોળ વેચનાર મારવાડી આવ્યો તેણે કહ્યું, 'શેઠજી અમારા લોકો તો આવી આંજણી થઈ હોય તેના પર ગોળનો ચપકો દે. છરીના પાના પર ગોળ મૂકી તેને તપાવી લગાડી દેવો. ગરીબ માણસનો ઉપાય છે. અમે દાકતરના પૈસા ભરીએ તો મરી જઈએ.'

ગોળનો ચપકો તે શેક જેવો જ ધારી તે દીધો. પરિણામમાં દરદ વધ્યું. સાંજે અમારા ગોર કહે, 'ગોળ એકલો ગરમ, માટે, એલચીને ઘીમાં

ાી લગાવી દો. ઘીમાં સર્વ ગુણ રહેલા છે. હું તો દીવેલ પીવાને
દલે ઘી જ પીઉં છું.'

એલચી ને ઘી લગડાવતો હતો એટલામાં મારા એક પારસી દોસ્તદાર
ાાવી ચઢ્યા, તે કહે 'અરર! મીસ્ટર આય સું ગોજ્જું કરી મૂક્યું છ!
ાંખને ઘી ગોરના લાવરા ક્યાં ખવારોજી! એક કાંદો કાપી તેનો રસ
ગાડો અને તેનાથી ન મટે તો મને ચાર તમાચા મારજો.'

જેમ તેમ કરી કાંદાની દુર્ગંધ વેઠી મેં એ પણ લગાડ્યો. હવે તો
ાંજણીના અંદર શા હાલ હતા તે ખબર પડે તેમ નહોતું. દવાઓનાં
ડ ઉપરા ઉપરી આવી આંખની બાજુપર એક નાની ડુંગરી બની રહી
તી. તે પર છેવટે આમલીનો કચુકો પણ લટકાવી દીધો હતો. દરદ થયા
રતું હતું તેથી ખબર પડતી હતી કે આ સર્વ ઈલાજો હજી પોતાનું
ાર્ય કરી રહ્યા નહોતા. વેદનાને લીધે હું સુઈ રહ્યો અને હવે કોઈ પૂછે
ા કહેવું નહિ એવો નિશ્ચય કર્યો. એટલામાં મને ઠીક નથી જાણી મારાં
એક વિધવા ફોઈ ખબર કાઢવા આવ્યાં. તે કહે કે, 'ભાઈ તમે ઈંગ્રેજી
ભણેલા તે ગણેલા નહીં. હું તો મને કાંઈ પણ થાય ત્યારે જરા લોટ
ીમાં શેકી ખાઈ લઉં. વાત, કફ, પિત્ત બધું મને તો એનાથી હઠે છે.
ને બદામ હોય તો થોડી નાખું. નહીં તો ઘી ખાંડ ને લોટ તો ઘરમાં હોય
ર. તાવ આવે, ઉધરસ થાય કે વા આવે, માથું દુઃખે, કે સળેખમ થાય પણ
ાારો તો એક 'પેટંટ' ઈલાજ છે. પેટમાં દુઃખે તોપણ તે દહાડે નહીં પણ.
ીજે દહાડે એ ઉપાય કરવો કે દુઃખવાથી થએલી અશક્તિ મટે.' ફોઈનું
ાલ ચણોઠી જેવું શરીર જોતાં એ ઉપાયનું વાસ્તવિકપણું મારા મનમાં
ઠતર્યું. વળી શીરાનો સ્વાદ પણ કોને ન ગમે? માટે, બીજા ઉપાય કરતાં
ાણી વધારે ખુશીથી ફોઈનો ઉપાય શરૂ કર્યો અને ઘણા દિવસ ચાલુ
ાખ્યો. પણ આંજણી તો કશાને ગાંઠે નહીં. અંતે પાછો દાક્તરને ઘેર ગયો.
તેમણે આસીસ્ટંટ પાસે દવાઓનો ડુંગર સાફ કરાવ્યો. એક કલાકે અંદર-
ની આંજણી દેખાઈ, તે પર દાક્તરે નસ્તર મૂક્યું. મને આરામ થયો.

મારાં હિતેચ્છુઓએ મારી દયા ખાઈને મારા દુઃખનો ભાર ઓછો કરવા કાળજી રાખી હતી તેમનો જાહેરમાં આભાર માનવાની આ તક લઉં છું.

ઓશિંગણ.

---

૨૭

# એક વિચિત્રતા *

Fool અને દાક્તર એ categorical વિભાગ નથી એમ "જ્ઞાન-સુધા"માં કોઇ લખનાર કહે છે તો વિચાર કરતાં એમ લાગે છે કે દુનીઆનાં મનુષ્યોના મોટા ભાગનો એ જ પ્રમાણે fool સાથેનો એવો વિભાગ થઇ શકે તેમ નથી. માત્ર દાક્તર એકલા જ છે એમ નથી. ધીકતા ધંધાવાળો વેપારી, કાયદામાં પ્રવીણ ધારાશાસ્ત્રી, બહુ અભ્યાસ કરેલો હોય તેવો શિક્ષક, અનેક મિલો ચલાવનાર શેઠીઓ, ન્યાય કરનાર ન્યાયાધીશ, પાર્લામેન્ટનો મેંબર, રાજ્યકારભાર ચલાવનાર કારભારી, સેનાપતિ, સહેસુલ ઉઘરાવનાર અમલદાર, ટપાલમાસ્તર, તારમાસ્તર, સ્ટેશનમાસ્તર, વર્તમાનપત્રનો તંત્રી, પોલીસ અમલદાર, ઈજનેર, નાણાવટી, વણકર, સુથાર, લુહાર, ગોલો, ઘાંચી, મોચી, હજામ, રંગરેજ, દરજી, સોની, ધોબી, કડીઓ, માળી, કંદોઈ, ખેડુત, કુંભાર, તંબોળી, તાઈ, પિંજારો, કડીઓ, કાછીઓ, નોકર, પટાવાળો, રસોઇઓ, કલાલ, કેસાઈ, ગાંધી, ભઠીઆરો, ચમાર, ઢેડ, વગેરે વગેરે અનેક પ્રકારના ઉદ્યમ કરનારા મનુષ્યો તેમના પોતાના કાર્યમાં કુશલ હોવા છતાં fool હોઇ શકે છે એ અનુભવસિદ્ધ છે. ત્યારે fool કોણ ન હોય એ પ્રશ્ન ઉભો થયો છે. જેનામાં common sense અર્થાત્ સામાન્ય સાદી સમજ હોય અને જે ચતુર હોય તે fool નહીં. એને માટે

* "જ્ઞાનસુધા"ના સને ૧૯૧૪ના એપ્રિલથી જુન સુધીના અંકોમાં છપાયેલો લેખ.

ગુજરાતી ભાષામાં જોઈએ તેવો શબ્દ નથી. મૂર્ખ એ વધારે સખત શબ્દ છે, મૂર્ખ કરતાં મૂર્ખાઈમાં કાંઈક ઓછા દરજ્જામાં fool આવે છે. અક્કલ વગરનો પણ ન કહેવાય. કેમકે ઉપર ગણાવ્યા તેવા મનુષ્યો અક્કલ વિનાના છે એમ કહેવું વાજબી નથી. મગજનો વિકાસ કોઈ અજબ વસ્તુ છે. મગજનો અમુક ભાગ અતિશય ખીલેલો હોય અને બીજો ભાગ બીલકુલ ખીલવા વગર રહી ગયો હોય એમ બને છે. કેટલાક ગણિતવેત્તાઓનું મગજ ગણિતશાસ્ત્રમાં અત્યંત ખીલ્યું હોય છે અને બીજા વિષયોમાં અથવા દુનીઆદારીની બીજી બાબતોમાં તેઓ કેવલ અજ્ઞાન હોય છે. કેટલાક વિજ્ઞાનશાસ્ત્રીઓનું મગજ તેમના પોતાના પ્રદેશમાં પરિપૂર્ણ વિકાસ પામેલું હોય છે અને તે સિવાય જૂઓ તો શૂન્ય જ. કેટલાકની સ્મરણશક્તિ અદ્ભુત વિકાસ પામેલી હોય અને બુદ્ધિપ્રભાવ નહીં જેવો હોય. આમ અપાર વિવિધતા મગજની જુદી જુદી શક્તિઓમાં રહેલી છે. ચતુરાઇનો અંશ જેનામાં ખીલવો રહી ગયો હોય તે fool કહેવાય; વિચક્ષણતાની ખામી જેનામાં હોય તે fool કહેવાય એમ નકારવાચક લક્ષણ એનું થઇ શકે છે. સાહિત્યમાં સ્ત્રીને ચતુરા કહી છે તે પરથી એમ અનુમાન થાય છે કે foolનું પ્રમાણ સ્ત્રીજાતિ કરતાં પુરુષોમાં વિશેષ હશે. પુરુષો બુદ્ધિનાં, શોધનાં, ડહાપણનાં વગેરે મહાન્ કાર્યો કરવા સમર્થ હોય છે પણ ચતુરાઈમાં સ્ત્રીઓ તેમનાથી ચઢે એમ કબુલ કર્યા વિના ચાલે તેમ નથી. જગતનો મોટો ભાગ foolsનો છે તો દાકતરને એકલાને તેમાં ગણવો વાજબી નથી. કોઇ વાંચનાર foolનું યથાયોગ્ય લક્ષણ દર્શાવશે અને તેને ઘટતો ગુજરાતી શબ્દ શોધી કહાડશે અથવા રચશે તો ભાષા અને વિચારને તેણે સહાયતા કરી ગણાશે.

**જગતની સામાન્ય કોટીમાં આવનાર.**

---

## ૨૮

# કોયલ વિશે હદપાર કવિતા *

### અર્ઘ્યપત્ર.

મે. જ્ઞાનસુધાના તંત્રી સાહેબ,

નીચે સહી કરનાર કોકિલાની એક નમ્ર વિનંતિ તરફ દૃષ્ટિ કરવા કૃપા કરશો. આવતી સાલ સાહિત્યપરિષદ્ ભરાવાની છે એમ સંભળાય છે. તે પરિષદ્ સાથે આપને સંબંધ છે એમ પણ સાંભળ્યું છે. તો એટલી જ મારી વિનંતિ છે કે એ સભામાં એક ઠરાવ એવો પસાર કરવો કે કવિઓ અગર કવિ કહેવડાવનારાઓ હવે પછી કોયલપર કવિતા લખવાની બંધ કરે. પ્રભાતમાં કોયલ, સવારમાં કોયલ, બપોરે કોયલ, સાંજે કોયલ, રાત્રે કોયલ, મધરાતે કોયલ, પાછલી રાતે કોયલ, મીઠી કોયલ, દિવ્ય કોયલ, મધુર કોકીલ, પ્રેમી પરભૃતિકા, અવર્ણનીય કોકિલા, શહેરમાં ટુહુકાર, અરણ્યમાં કોકિલસ્વરભણકાર, આકાશમાં કૂહુરવ, પૃથ્વીપર ટુહુટુહુ, ઝાડમાં અદૃશ્ય કોયલ, વસંતની માનીતિ કોયલ, પ્રેમીઓને પ્રિય પરભૃત, આંબાના ઝુંડમાં અદ્‌ભુત ટુહુકાર, બ્હેનાં કોયલડી, વગેરે વગેરે વાંચી અમે ધરાઈ ગયાં છીએ. તમે મનુષ્યો એમ સમજતા હશો કે અમો પક્ષીઓ કાંઈ સમજતાં નથી અગર વાંચી શકતાં નથી, પરંતુ એ તમારૂં અજ્ઞાન છે. મારી એટલી જ યાચના છે કે હવે બહુ થયું. થોડાં વર્ષનો ગાળો પડવા દો. ત્યાં સુધી કોયલને છેડયા વિના ખુશીથી ચાલશે. કોયલના ટહુકાની મીઠાશની ખરી કિંમત થશે. આ તો કવિઓ કોઈને પોતાની મેળે તેનો અનુભવ કરવા દેતા જ નથી. અને, તેમને પોતાને બધાને તે દિવ્ય લાગે છે કે નહિં તે વિશે મને શંકા છે. એક કવિ લખી ગયો એટલે કવિનો પરવાનો મેળવવા એવું એવું કાંઇ લખવું જોઇએ એમ ધારી ઘણાક તો ઝુકાવે છે. તેઓ જાણુતા નહિં હોય કે જેની પ્રશંસામાં

* "જ્ઞાનસુધા"ના સને ૧૯૧૪ ના જુલાઈના અંકમાં છપાયેલો લેખ.

તેઓ આટલું આટલું લખે છે તેજ કોયલ તેમને મુછમાં હસે છે. ( મુછમાં કારણ કે કવિઓ ગમે તેમ ખોટું ખરૂં ધારતા હોય પણ અમારામાં ટહુકાર કોયલડી નહિં પણ કોયલડો એટલે નર કરે છે અને તેને એટલે નરજાતિને તો મુછમાં હસવાનો અધિકાર છે. ) એમ લાગે છે કે હજી નવીન કવિઓ ઉત્પન્ન થવાના તે કોયલપર કવિતા લખવાના. તો તેઓ ઓછામાં ઓછાં પચીસ વર્ષ સુધી એ બાબત હાથમાં ન લે તો ભવિષ્યનો કોઈ નૈસર્ગિક કવિ કોયલ સંબંધે કાંઈક અપૂર્વ કથન કહેશે. આ તો નવી કલ્પનાનો ઉદ્ભવ થવાનો સંભવ જ જતો રહ્યો છે. એનું એ ફરી ફરી સાંભળતાં તમને પણ કંટાળો આવ્યો હશે. માટે તમારા તેમ જ અમારા મનની શાંતિને ખાતર, કવિત્વના ઉલ્લાસને ખાતર અને ભવિષ્યની પ્રજા તરફથી જવાબદારીને ખાતર ઉપર જણાવ્યો તેવો ઠરાવ અવશ્ય મૂકાવશો. અને તે અમલમાં મુકવા માટે, સર્વ પત્રો તેવાં કાવ્યો દાખલ ન કરે એવી ગોઠવણ કરાવશો. જોઈએ તો તેમાં અનુમોદન આપવા હું જાતે આવી એક ટુહુકાર કરનાર અમારામાંથી લઈ આવીશ. આની વિસ્મૃતિ ન થવા યાચના છે.

લિ. તમારૂં ભલું ઇચ્છનાર
કોકિલા ઉર્ફે કોયલ ઉર્ફે પરભૃતિકા.

---

૨૯

# હિંદુસ્તાનના વીસ અધમ પુરુષો*

## ચર્ચાપત્ર

મે. જ્ઞાનસુધાના તંત્રી સાહેબ,

સુપ્રસિદ્ધ “ વસંત ” માસિકમાં કેટલાક વખત ઉપર હિંદુસ્તાનના વીસ મહાપુરુષોનાં નામની ચર્ચા ચાલી હતી. સ્વ. વીલીઅમ સ્ટેડે પ્રથમ

× “ જ્ઞાનસુધા ” ના સને ૧૯૧૪ ના અંકમાં છપાયેલો લેખ.

દુનીઆના મહાન વીસ પુરુષોનાં નામની ચર્ચા શરૂ કરેલી. થોડા વખત તો આ ચર્ચાની નવીનતાને લીધે સહુ કોઇને ઉત્સાહ થયો. પરંતુ એ ચેપ ફેલાયો. ગુજરાતના દશ મહાન પુરુષો, ગુજરાતી ભાષાની દશ ઉત્તમ નવલકથાઓ, વગેરે વગેરે ચર્ચાઓ ચાલી. આથી ‘ઉત્તમ’ અને ‘મહાન’ શબ્દોપર કાંઇક કંટાળો, અરુચિ ઉત્પન્ન થઇ અને તેને પરિણામે હિન્દુસ્તાનના વીસ અધમ પુરુષોની યાદી માગવાની હું હિંમત કરૂં છું. મહાનપણું અને ઉત્તમતાના દૃષ્ટિબિન્દુમાં કાંઇક ભિન્નતા જોવામાં આવી છે. સહુ પોતપોતાને ગમતા મનુષ્યોને મહાન ઠોકી બેસાડે છે, પણ અધમતાનું ધોરણ એકંદરે સરખું આવશે એવી આશા રહે છે. જો અધમ મનુષ્યોના નામ ગણાવવાથી પણ કાંઈ ફાયદો નથી એમ કોઇને લાગતું હોય, તો ઉત્તમ મનુષ્યોના નામ ગણાવવાથી કાંઈ ફાયદો નથી એમ કેમ ન કહી શકાય? જેમણે દેશ પર મહાન ઉપકાર કર્યા છે તેમનાં નામ ગણાય તો જેમણે દેશની અધોગતિ કરવામાં સહાયતા કરી છે તેમના નામ આપણા વિદ્વાનોને મતે કયાં છે તે જાણવું જોઈએ. બીજું કાંઈ નહિં તો તમારા પત્રને એથી ખોરાક મળશે, લોકોમાં હલમલાટ થશે, મિત્રોની વાતોમાં એ ચર્ચાના વિવાદ થશે, યુવકોમાં ઉત્સાહ પ્રેરશે, સાધારણ રીતે લેખકની ગણનામાં નહિં હોનારાને લેખક બનવાનો પ્રસંગ મળશે, દેશના છટ્ઠા ખુણામાં પડેલાં રત્નો પોતાના અભિપ્રાય સાથે તમારા પત્રમાં જ્વલંત કીર્તિમય સ્થાન પામશે. ઉછરતી પ્રજાની નીતિરીતિ પર આવી ચર્ચાઓ પુષ્કળ અસર કરી શકે એમ મારૂં માનવું છે. અશોક, અકબર, મનુ, ભાસ્કરાચાર્ય, દાદાભાઇ નવરોજી, કરસનદાસ મુળજી, દયાનન્દ સરસ્વતી, મહારાજા ગાયકવાડ વગેરે નિર્વિવાદ મહાપુરુષોના નામ તથા હકીકત જાણી તેમના જેવા થવા આપણા તરુણો યત્ન કરશે તો તે સાથે કરણરાજાનો દિવાન માધવ, કનોજનો રાજા જયચંદ, તાત્યાટોપી, બીજો બાજીરાવ પેશ્વા, અલ્લાઉદ્દીન ખીલજી, વગેરે મનુષ્યોની અધમતા તજવા અને તેમના જેવા નહિં થવા કેમ પ્રયત્ન નહિં કરે ? બેશક કરશે જ. ઈતિહાસમાંના મહાન પુરુષો સિવાય બીજા ઘણા પુરુષો એવા છે કે જેમણે દેશહિતેચ્છુઓના સર્વ પ્રયાસો ઉંધા

આગલાના અને અગાઉના મહાન પુરુષોએ કરેલી સેવાને નષ્ટપ્રાય કરવાના સારા પ્રયાસ કર્યો છે, અને દેશને સુધારણા ધર્મ તથા નીતિમાં અવનતિ પ્રાપ્ત કરવાનો ઇજારો લીધેલો છે, તે સર્વ આ યાદીમાં આવી શકશે. એ માટે સુજ્ઞ વાંચક વર્ગને વિશેષ સૂચના કરવા જેવું નથી. તેમ છતાં અમારી યાદીની યોજના આપને ન રૂચે તો લાચારીથી મુંબાઈ શહેર-ના કે અમદાવાદના દસ મહાન પુરુષોની યાદી માગવા વિનંતિ કરૂં છું. કેમકે ગુજરાતમાં પછી બીજું બાકી રહેતું નથી.

લિ. દેશનું હિત જાણનાર.

---

૩૦

## નમુનેદાર પુરુષ *

'સરસેકા તીન પાઉ' આબુ પર્વત જઈ નમુનેદાર સ્ત્રીનાં લક્ષણ જાણી આવ્યા એ જોઈ મને વિચાર થયો કે ઉક જીવ તું પણ કાંઈ અજમાવી જો. પહેલી જ તકે હું માઉન્ટ આબુ ગઇ. ત્યાં ફરતાં એક માણસ જેટલું ઉંચું મૂળાનું ઝાડ જોઈ મેં મારી સાથે કોઈ જાણીતા ગૃહસ્થ હતા તેને પૂછ્યું, ભાઈ આવડો મોટો મૂળો શો? તેમણે કહ્યું કે, એક મહાત્મા અહીં ઉભા ઉભા મૂળા ચાવતા હતા. તે ચાવતાં તે મૂળાના સ્વરૂપમાં બદલાઇ ગયા તેનું આ ઝાડ છે. એ સાંભળી મારી નિરાશાનો પાર રહ્યો નહિં. એટલામાં તે જ ગૃહસ્થ બોલી ઉઠયા, લોક કહે છે કે એ મહાત્મા હાલ હિમાલય પર્વત પર વસે છે. આ સાંભળ્યું કે મેં પોટલાં બાંધી ત્યાંથી ચાલતી પકડી. અમો બૈરાં પણ ઝપાટાબંધ મુસાફરી કરી શકીએ છીએ. ત્યાંથી નીકળી તે છેક હિમાલય પર જઈ પહોંચી ત્યાં સુધી વિરામ લીધો નહીં. ત્યાં ફરતાં ફરતાં

---

* "ગુલશને ઈલ્મ" ના માહે નવેંબર સને ૧૯૧૨ ના અંકમાં છપાયેલો લેખ. આ માસિકના ઓકટોબર ૧૯૧૨ ના અંકમાં 'નમુનેદાર સ્ત્રી' એ મથાળાનો લેખ આવેલો એના જવાબ રૂપે આ લેખ લખાયેલો છે.

એક સાધુને મોગરીના મોટા ઢગલા પર બેસી મોગરી ચાવતા જોયા, તે પરથી મેં અનુમાન કર્યું કે મૂળાની સગી માજણી બહેન તે મોગરી અને અહીં મુળા નહીં થતા હોય તેથી મોગરી ચાવતા બેઠેલા તે પેલા જ મહાત્મા હોવા જોઈએ. મારો તર્ક ખરો પડયો; કેમકે તેમણે જ મને જોઈ પ્રશ્ન કર્યો કે, 'બાઈ તું "સસ્સેકા તીન પાઉં" તરફથી આવી છે?' મેં કહ્યું, 'ના મહારાજ.' મહાત્મા બોલ્યા, 'સસ્સેકા તીન પાઉં' મારી પાસેથી સ્ત્રીનાં લક્ષણ લખી ગયા તેવા જ 'સસ્સેકા તીન પાઉં' કરી ગયા. પછી મને ખબર પડી કે ઓરત જાતને ચાહનાર તેમાં ખાસ કરીને પારસી સ્ત્રીઓની દાઝ જાણનાર તો કોઈ "ગુલફામ" છે. તારૂં નામ તો ગુલફામ નથી?' મેં કહ્યું, 'ના મહારાજ, મારૂં નામ "ગુલફામ" કે "બેફામ" કાંઈ નથી. ગુલફામ તો પુરુષ છે અને તેથી જ સ્ત્રીજાતિના આટલા મોટા ખેરખાહ છે.'

'ત્યારે તું કોઈ વિલાયતની સફ્રેજેટ છે?'

'ના મુરબ્બી, હું તો આપણા હિન્દુસ્તાનની છું, અને, સફ્રેજેટનું કાંઇ સમજતી નથી.'

'તો અહીં કેમ આવી છે? તારે ત્યાં મોગરીનો દુકાળ તો નથી પડયો ને? મારી પાસેથી તે મળવાની આશા રાખીશ નહિં.'

'મેં ઉત્તર દીધો, 'ગુરુજી, હું નમુનેદાર પુરુષ કોને કહેવો તે જાણવા આપની પાસે આવી છું.'

મહાત્મા કહે, 'પણ પુરુષવર્ગનું હિત ચાહનારી તું છે એમ શા પરથી મારે જાણવું?'

'મહારાજ! પુરુષો પ્રત્યક્ષ રીતે તેમ જ આડકતરી રીતે વ્યવહારમાં તથા મજાકરૂપે સ્ત્રીઓને હલકું પદ આપે છે તે માટે બનતા સુધી કાંઈ ન બોલતાં "નહીં બોલ્યાના નવ ગુણ" ગણી સ્ત્રીજાતિ, પુરુષો તરફ ખરા અંતઃકરણથી માનની લાગણી ધરાવે છે એ આપથી અજાણ્યું નથી. પુરુષોનું હિત ચહાવું એ તો અમારો ધર્મ જ છે. પુરુષવર્ગનું હિત ન ચહાય તેવી કઈ સ્ત્રી હોય?'

'તો સાંભળ, નમુનેદાર પુરુષ કેવો હોય તે તને ગણાવું એટલે કોઈને અન્યાય ન થાય, અને બંને કાટલાં સમતોલ થાય.

કપટીપણું, એ દુનીઆ સરજાઈ ત્યારનો પુરુષોનો કાયમનો ગુણ છે. સ્ત્રીઓને કપટજાળમાં ફસાવતાં ન આવડે તે મરદ કહેવાય જ નહિં.

ખોડખાંપણ વિનાનો પોતાને માનનાર. ખામીઓ બધી પરમેશ્વરે સ્ત્રીઓમાં જ રાખી છે એમ દૃઢતાથી માનનાર.

ગડબડખોર. અરે ગડબડખોરી સ્ત્રી તો સારી. કૉલરમાં બટન ન પરોવાતું હોય, અગર ઓફીસ જતે શૂ હોર્ન કે છત્રી ન જડતી હોય તે વખતનું ધાંધલ કયાં કોઈને અજાણ્યું છે ?

ઘધેડા જેવા વરને વેઠનાર ગાય જેવી સ્ત્રીને ન વેઠી શકનાર અને તેને હાડમાર કરનાર પુરુષોનો તોટો નથી. ધધેડા એ ઈલ્કાબના પુરુષો એકલા હકદાર છે.

ચલણી નોટો પેઠે જાતને વટાવી રૂપીઆ કરનાર. પારસી અને બીજી કોમમાં આવા પુરુષો પરણી કુટુંબમાં ચલણી નોટો પેઠે રૂપીઆ ઘસડી લાવી શકે છે.

છાકટો. છાકટો બનવું એ મરદાઈનું લક્ષણ છે. છાકટો ન બને તે મરદ શાનો ? કોઈક સ્ત્રી છાકટી થતી હશે, પણ છાકટા બનવાની મોનોપોલી તો ઈશ્વરે મરદોને જ આપેલી છે.

જરા જરામાં છેડાઇ પાડનાર. આજ રસોઈમાં મીઠું ઓછું છે, કાલ બહારથી મોડી કેમ આવી, ફલાણાના સામું કેમ જોયું, વગેરે વગેરે રીતે ડગલે ડગલે બૈરી સાથે છેડાવું એ પુરુષનું સામાન્ય લક્ષણ છે.

ઝેરીલો. આમાં વેર અને અદેખાઈ બે ગુણનો સમાવેશ થાય છે.

ટેક વગરના હોય તે જ પુરુષ સમજવા. સ્ત્રીઓ ટેકવાળી હોય છે.

ઠગારા. આહા ! આ દુનીઆમાં ઠગારા પુરુષો ન હોત તો દુનીઆ સ્વર્ગ બનત.

ડોળઘાલુ. ઢમઢોલ માંહે પોલ હોવા છતાં પૈસો, વિદ્વત્તા, હોંશીઆરી વગેરેનો ડોળ રાખતાં ન આવડે તો ખરો મરદ બચ્ચો ન સમજવો.

ઢઢ્ઢો. ઢઢ્ઢા જેવા હોવાનો અધિકાર ફક્ત પુરુષોનો જ છે. સ્ત્રીઓ ઢઢ્ઢા જેવી હોઈ શકતી નથી.

ણ અક્ષરથી મરદોની લાયકાત દેખાડનાર શબ્દ નથી, પણ, દુનીઆમાં દુર્ગુણ છે તે સઘળા પુરુષવર્ગમાં એટલા બધા ભારે પ્રમાણમાં છે કે તેના પુરાવામાં તુરંગો જોવાની તને ભલામણ કરૂં છું.

તામસી. તામસીપણું એ પુરુષો પર ઈશ્વરની ખાસ બક્ષીસ છે. બીજાજ જવો, ગુસ્સે થવું એ જેમનામાં ન હોય તે બાયલા જાણવા.

થથરાવવું. આ મરદોનો હક છે. રાંક અસીલ બૈરી પર ડોળા કહાડવાનો કરાર–વગર લેખેલો–પરણતી વખત મરદોએ કરેલો છે એ જાણવું.

દમ ભરાવવો. એ પણ ઉપરના કરારમાં સામેલ થયેલો છે.

ધણીઆણીને તરણાને તોલે ગણનાર. ધણીઆણી તે શી ગણતરીમાં. એક મરે તો બીજી, બીજી મરે તો ત્રીજી, ત્રીજી મરે તો ચોથી, ચોથી જાય તો પાંચમી and infinitum.

નગુણા. રાત દહાડો તાબેદારી ઉઠાવતી, ઘરનું વૈતરૂં કરી તાળકી ઘસી નાખનારી, ધણી કે બચ્ચાંને રખે કાંઈ અગવડ પડશે એ ખ્યાલથી સુખે સુઈ ના રહેનારી બૈરીથી કાંઈ જરા ઓછું થયું કે જોઈ લો.

પઈસા માટે તમામ યુક્તિઓ પ્રમાણિક, અપ્રમાણિક–કામે લગાડનાર પૈસા માટે ખુશામત કરનાર, પૈસાને સલામ કરનાર પુરુષો દુનીઆના કયા ભાગમાં નથી ?

ફરતો. ફરવું હરવું એ તો જન્મ્યા ત્યારથી જ પુરુષો પોતાને માટે લખાવી લાવ્યા છે. રખડવું એમાં મરદોની મરદાઈ તથા ઈજ્જત છે.

બેવચની. આ ગુણથી હજારો સ્ત્રીઓનાં હૈયાં પુરુષોએ કચરી નાખ્યાં છે.

ભોળપણનો લાભ લેનાર. સ્ત્રીજાતિના ભોળપણનો લાભ લેવામાં એક્કા.

મૂછાળા મૂર્ખ. 'મૂછાળા મૂર્ખ' એ કવિ દલપતરામના વચનના એકલા હકદાર.

યકીન વગરના. બૈરાં ભોળાં તથા યકીનવાળાં હોય છે. મરદ તેથી ઉલટા.

રમતાપંચી. આ અધિકારમાંથી બૈરાંને બાતલ કરવામાં આવેલાં છે.

લાત મારવામાં બહાદુર. મારફાડ કરવામાં પુરુષોની બરોબરી કોઈથી થાય તેમ નથી.

વેરવિખેર કરનાર. આ કામ પુરુષોનું જ છે. ગમે તેવાં ગોઠવેલાં કપડાં, ચોપડીઓ, ઘર એક મિનીટમાં વિખેરી નાખવાનો કન્ટ્રાક્ટ પુરુષોએ હંમેશ માટે લીધેલો છે.

શરમ વગરનો. નફટાઈ તે મરદાઇનું ભૂષણ છે.

સખત હૈયાનો. સખતાઈ તે મરદાઇનું બીજું નામ છે.

હુંપદમાં મરી રહેલા. આખું જગત્ જાણે પુરુષો એકલા ચલાવતા હોય નહિં?

ગાળ મોંમાં ભરેલા. સ્ત્રીઓ તો 'ળંકાર' વાપરે છે પણ પુરુષોને વાપરવા માટે ગાળ રાખેલી છે.

ક્ષમા કરવામાં પછાત—ઘણા જ પછાત. જે જે વાંક સ્ત્રીજાતિ પુરુષજાતિના સહેલાઇથી માફ કરે છે તે જ ગુનાહ માટે સ્ત્રીને કદી નહિં. માફ કરનાર

જ્ઞાનમાં પોતાના સમાન કોઇ નહિં એમ માનનાર. 'સ્ત્રીની બુદ્ધિ પાનીએ' એ કહેવત જોડનાર.

મહાત્માએ ગણાવેલા નમુનેદાર પુરુષના ગુણોની માળા 'સસ્સેકા તીન પાઉ'ની એપોલોજી માગી પુરુષવર્ગને અર્પણ કરૂં છું.

નહીં બોલ્યાના નવગુણ.

---

## ૩૧

# ચકરડી ભમરડી *

દીલ્લીના બાદશાહની સ્વારી ગુજરાતમાં હતી તે વખતે એક વેળા બાદશાહ શિકારે નિકળ્યા હતા. હરણ પાછળ ઘોડો દોડાવતાં બાદશાહ

* આ અને આ પછીની ચાર વાર્તાઓ બીજાઓને મહોડે સાંભળેલી તે અહીં લેખની શૈલીમાં ગોઠવી પ્રકટ કરી છે.

બહુ આગળ નિકળી ગયા, અને, પોતાના સાથીઓથી છુટા પડી ગયા. મધ્યાહ્નનો વખત થયો હતો. મુકામ બહુ દૂર રહી ગયો હતો. નજીકમાં કોઈ ગામ જણાતું નહોતું. ભુખ જોર કરવા લાગી, અને, તરસથી ગળું સુકાવા લાગ્યું. આગળ વધતાં અને આસપાસ નજર કરતાં આઘે એક ખેતરમાં કોસ ફરતો જણાયો. બાદશાહ ઘોડો ચલાવીને કોસ પાસે ગયા. ખેતરમાં બે પાટીદારો હતા તેમનેબાદશાહે પોતાની ભુખતરસની હકીકત કહી. પાટીદારોએ બોલવામાં તોછડાઈ ઘણી કરી, પણ, રોટલો આપ્યો તે બાદશાહે ઝાડ તળે બેસીને ખાધો, અને, પાણી આપ્યું તે બાદશાહે પીધું. જતી વખતે બાદશાહે પોતાની આંગળી પરથી રત્નજડિત વિંટી કાઢીને આપી, અને, પોતે દીલ્લીનો બાદશાહ છે તે પ્રકટ કર્યું, તથા, પાટીદારોને કોઈ વખત દીલ્લી આવી મહેલમાં મળવાનું નિમંત્રણ કર્યું.

પાટીદારો કાકો ભત્રીજો હતા. કેટલોક સમય ગયા પછી બન્ને દીલ્લી ગયા. હાથમાંના હુક્કા ગગડાવતા મહેલના દરવાજામાં પેસવા જતા હતા ત્યાં દરવાને રોકયા. ભત્રીજો ગુસ્સે થઈ બોલ્યો, ' બાદશ્યાને કહે કે ગુજ-રાતથી તારા બનેવી આયા સે. ' દરવાનના ધક્કા ખાઈ બન્નેને પાછા જવું પડત, પણ, કાકાએ પોતાની આંગળી પરની વિંટી બતાવી તે જોઇ દરવાન સ્તબ્ધ થઈ ગયો. પાટીદારોને ઉભા રાખી દરવાન પાદશાહ પાસે ગયો અને કુરનસ કરી બોલ્યો, ' જહાંપનાહ ! ગુજરાતસે દો આદમી આયે હુયે વો અંદર આનેકુ ઈંતેઝાર હયે; બડી બેઅદબ જુબાન બોલ રહે હયે, મગર બાદશાહ સલામતકી અંગુશતરી એ લોગકે પાસ હયે. '

બાદશાહે બધી એંધાણીથી બાપા ભાયડાને ઓળખ્યા અને, તેમને અંદર આવવા દેવા દરવાનને હુકમ કર્યો. કાકો ભત્રીજો મહેલમાં દાખલ થયા. દીવાનખાનામાં આવ્યા ત્યાં બાદશાહની સમક્ષ ગુણકાનો નાચ ચાલી રહ્યો હતો. દરબારીઓનાં ટોળાં બે બાજુ ઉભા રહેલાં હતાં. ગાયન અને નૃત્ય ઉપર ફિદા થઈ દરબારીઓ ડોકાં ધુણાવતા હતા, અને, 'વાહવાહ,' ' ક્યા બાત હયે.' 'શાબાશ' વગેરે હર્ષોદ્ગાર કાઢતા હતા.

પાટીદારોએ કોઇ દિવસ નાચ જોયો નહોતો; અને, આ શું ચાલે છે તે તેમને સમજણ પડી નહિ. અંતે તર્ક દોડાવી ભત્રીજાએ કાકાના કાન આગળ જઈ કહ્યું, 'કાકા!'

કાકાએ કહ્યું, 'હાંહ્આં!'

'આ બધાં માણહાં ગાંડાં ભેગાં થ્યાં સે!'

'ચ્યમ વારૂ ?'

'આ બાઈડીને ચકરડી ભમરડી થઇ સે ને મારા બેટા કોઈ હમજતા નથી. પણ હમણાં ભુહ દઈને હેઠે પડે સે!'

'તાણે ચ્યમ કરીશું ?'

'ચ્યમ તે મારા બળધ્યાનેં એવું થયું તું. પણ ડામ્યો કે ને તે ચટ લઇને હારૂં થઈ જયું.'

'તે આને ચ્યમ કરીશું ?'

'આને એ એમ જ તો. આ એ કુદ્દડી ફરતી આણીપા આવે તાણે તમે એનો ટાંટીઓ ઝાલજો ને હું આ મારા હોકાની ચલમ ચોંપી દઈશ.'

કાકાએ પોતાનો હુક્કો આઘો મુકયો, અને, બન્ને જણ સજ્જ થઇને ઉભા. ગુણકા નાચતી નાચતી અને ગાતી ગાતી પાસે આવી એટલે કાકો ભત્રીજો 'અલ્યા, ઝાલો ઝાલો!' કહી આગળ ધસ્યા. ચકિત થયેલા દરબારીઓને વિસ્મયકારણ સમજાયું તે પહેલાં કાકાએ ગુણકાનો પગ ઝાલ્યો, અને, ભત્રીજાએ તે પર હુક્કાની ઉની ઉની ચલમ ચાંપી દીધી.

અલબત્ત, ચકરડી ભમરડી બંધ થઈ ગઈ.

---

૩૨

## 'જમ્યો' કોણ કહેવાય ?

જાગનાથ મહાદેવમાં ત્રીસ મણ લાડુ થયો અને બ્રાહ્મણ જમ્યા. જમીને પાછા આવતા ભૂદેવો મને રસ્તામાં મળ્યા. મિષ્ટાન્નના ભારથી ભરપુર

થયેલી વેદમૂર્તિઓ ગજગામિની થઇ ચાલતી હતી. ત્યાં એક ભૂદેવને બે માણસોએ પાંગોઠેથી ઝાલેલા હતા. તેમણે ડોકું એક તરફ ખભે નાખેલું હતું, મહા મહેનતે પગ ઉપાડી આગળ નાખતા હતા, અને, પાંગોઠેથી ઝાલનાર ધકેલતા તથા ઘસડતા હતા ત્યારે થોડું આગળ વધાતું હતું. મેં પાસે જઈ પુછ્યું, 'કેમ, મયાશંકરભાઇ! જમ્યા ?' મયાશંકરભાઇએ ડોકાની સ્થિતિ કાયમ રાખી આંખો સહેજ મારી તરફ ફેરવી, પછી ઝીણો ઘાંટો કાઢી અને હાથ પહોળો કરી બોલ્યા,

'હું સું જમ્યો! જમ્યા તો દયાશંકરભાઇ, કે ખાટલે ઘલાઇને આવે છે!'

હું આગળ ગયો તો ખાટલો આવતો દીઠો. એક ઓટલા પર ચઢી મેં નજર કરી તો ખાટલો ચાર માણસોએ ઉપાડેલો હતો. અને, તે ઉપર દયાશંકરભાઈ ચત્તા પાટ પડેલા હતા. હાથ પગ લાંબા અને પહોળા કરી નાખેલા હતા. શ્વાસ બહુ મુશ્કેલીથી લેવાતો હતો, અને તેથી પેટ સહેજ ઉંચું નીચું હાલતું હતું એટલું જ ચૈતન્યનું ચિહ્ન દેખાતું હતું. ઓટલા પાસે ખાટલો આવ્યો એટલે મેં પુછ્યું, 'કેમ, દયાશંકરભાઈ! જમ્યા ?'

દયાશંકરભાઈ ડોકું કે આંખો મારી તરફ ફેરવી શક્યા નહિ. પણ, થોડી વાર પ્રયત્ન કરી ગળામાંથી ઘણો મંદ ઘાંટો કાઢી બોલ્યા,

'અરે હું સું જમ્યો? જમ્યા તો જયાશંકરભાઇ કે ઠામે જ રહ્યા.'

આગળ ચાલતો હું જાગનાથ મહાદેવમાં ગયો. મંદિરની પડાળીમાં બ્રાહ્મણ જમ્યા હતા ત્યાં જઈ જોયું તો જયાશંકરભાઈ ઠામ પર ફસાઈ ગયેલા હતા. તેમનાથી ઉભા થવાય તેમ નહોતું, અને, તેમને ઉભા કરાય તેમ નહોતું. પાતળા લુગડાના પોટલામાં ઠાંસી ઠાંસીને ભરેલા ગોળ ઉપર પાણી પડયા પછી પોટલું ઉચું કરવા જતાં તે ફસકી જવાની ધાસ્તી લાગે તેવી ધાસ્તી જયાશંકરભાઈને ઉંચા કરવા જતાં લાગતી હતી. તેમનાથી હલાતું નહોતું અને શ્વાસ લેવાતો નહોતો તેથી તે રૂંધાઈ ગયેલા હતા અને બહેબાકળા થઈ ગએલા હતા. મેં પાસે જઈ પુછ્યું, 'કેમ જયાશંકર ભાઈ! જમ્યા ?'



જમ્યો કોણ કહેવાય ?

“કેમ મયાશંકરભાઈ જમ્યા ?”

[પૃ. ૩૦૨]

ઉત્તર દેવાની જયાશંકરભાઈની ઇચ્છા હતી, પણ, તે ઇચ્છા પાર પાડી શકાય તેમ નહોતું. પાસેની ઓરડીમાં નવેણમાં રસોઈ હતી તે તરફ આંગળી સહેજ વાળી, અને પછી, હોઠ ફફડાવ્યા. પણ, એટલા જ શબ્દ સંભળાયા કે ' હજી બહુ બાકી રહ્યું.'

---

33

# બડા દાદાની હોંશીઆરી

જમાલ, કમાલ, બન્નુ, અહમદ વગેરે નદીકિનારે રમતા હતા. એવામાં નદીમાં લાકડું તણાતું આવ્યું. લાકડાની આકૃતિ વિચિત્ર હતી, અને, ઘણા દહાડા પાણીમાં રહેલું હોવાથી તે ઉપર લીલ બાઝેલી હતી. છોકરાઓએ લાકડું ઉચકીને બહાર કાઢયું, પણ, તે શું છે તે કોઈને સમજાયું નહિં. જમાલ કહે ' યે પોપટ હયે.'

કમાલ બોલ્યો, ' તેરેકું દીખતા હયે કે નહિ ! યે તો મોર હય !'

અહમદે કહ્યું, ' તું બી અંધા ઓર જમાલ બી અંધા. યે તો કાકાકૌઆ હયે.'

બન્નુ કહે, ' તુમ સબ હેમક હો. યે તો બીલ્લી હયે.'

લઢાઈ ચલાવી આખરે બધાએ ઠરાવ કર્યો કે, ' ઇસકુ બડે દાદેકે પાસ લે ચલો.'

છોકરાઓ લાકડું ઉપાડીને બડા દાદા પાસે લઈ ગયા. બડા દાદા લાકડું જોઈ ચકિત થયા, પણ, કાંઇ બોલે તે પહેલાં અહમદે ફરીયાદ કરી, ' દેખો બડે દાદે, મેં કહેતા હું કે યે કાકાકૌઆ હયે. મગર યે લોક નહિં માનતે.'

કમાલે કહ્યું, ' યે પોપટ હયે. ઇસકું કાકાકૌઆ કૈસા માને ?'

જમાલે અને બન્નુએ એ જ પ્રમાણે ' મોર ' અને ' બીલ્લી ' નો પક્ષ પ્રતિપાદન કર્યો.

બધાની તકરારો સાંભળી બડા દાદા બોલ્યા, 'તુમ સબ કૈસે બેવકુફ હો ? તુમારે મેં ઇતનીબી અક્કલ નહિં ? મેં મર જાઉંગા પીછે તુમારા ક્યા હોયગા ? ઇસકુ પિછાનના યે તો સહેલા હૈય ! લાવ થોડે ચોખે લાવ.'

ચોખા આવ્યા તે બડા દાદાએ હથેલીમાં લીધા, અને, હથેલી પહોળી કરી તે ઉપરના ચોખા લાકડા આગળ ધર્યા, હોઠથી ' ચુચ ચુચ ' બોલાવી ચોખા ખાવાની લાકડાને સૂચના કરી, અને, છોકરાઓ તરફ હોંશીઆરી ભરેલી આંખ કરી બડા દાદા બોલ્યા, 'દેખો, અબ ચુંગેગા તો મોર, નહિં તો પોપટ તો હઇ !'

---

## ૩૪

## સવાલ તેવો જવાબ

મુંબાઇમાં ઉંચા મકાનને સાતમે માળે છજામાં સૂરજમલ શેઠ ઉભા હતા. નીચે રસ્તા પર નજર કરતાં કોઇ માણસ ભોંય ઉપર ઉભો ઉભો હાથ ઉંચા કરી કાંઇ નિશાની કરતો હતો તથા ઉચ્ચાર કરતો હતો, તેના શબ્દ સંભળાતા નહોતા, અને, તેનો હેતુ સમજાતો નહોતો, તેથી, શેઠે ભૈયાને નીચે મોકલ્યો. ભૈયાએ નીચે જઈ આવી કહ્યું, 'કોઈ સધુ હયે તો કહતા હયે કે શેઠકુ નીચે ભેજો, બહોત જરૂરકા કામ હયે. ક્યા કામ હયે વો નહિં બોલતા. બસ, સેઠકુ ભેજો ઇતના કહતા હયે.'

કાંઈ ખાસ કારણ હોવું જોઈએ એમ ધારી શેઠ છ દાદરા ઉતરી નીચે ગયા. બાવાએ શેઠને છેક પાસે બોલાવી કહ્યું, 'મેરેકુ એક પૈસા દો !'

શેઠ બાવા સામું જોઈ રહયા, પણ, તરત વિચાર આવતાં કહ્યું, ' ઉપર આઓ ! ' શેઠ છ દાદર ચઢી પાછા ઉપર ગયા, અને, તેમની પાછળ પાછળ બાવો પણ ઉપર ગયો. સાતમે માળ પહોંચ્યા પછી શેઠે બાવાને પાસે બોલાવી કાનમાં કહ્યું, 'મેરે પાસ અબી છુટા પેસા નહિં હયે.'

બાવો મહાત થઈ ગયો અને નીચે ઉતરી ગયો.

---

## ૩૫
# ધોળી દાઢીનું મહત્ત્વ

પાણી ભરેલા મહોટા વાસણ પાસે ઉભો ઉભો ગુલાબ પતાસાં ખાતો હતો. તેવામાં તેના હાથમાંથી એક પતાસું વાસણમાં પડી ગયું. પતાસું પાણીમાં ઓગળી ગયું તેથી ગુલાબને જડયું નહિ; પણ, પોતાનું પ્રતિબિંબ દેખાયું તેથી વાસણમાં કોઈ છે એમ તેણે ધાર્યું. રોતો રોતો તે પોતાના ઘરડા કાકા પાસે ગયો, અને, રાવ ખાધી કે ' પાનીક બાસનમેં કોઈ હયે તો મેરા બતાસા ખા ગયા.' કાકા એકદમ ઉઠયા અને પોતાની ધોળી દાઢી પર હાથ ફેરવતા ફેરવતા પાણીના વાસણ પાસે આવી બોલ્યા, ' કાં હયે ? બતાવ ! '

ગુલાબે આંગળી કરી કહ્યું, ' દેખો અંદર હયે. '

કાકાએ અંદર નજર કરી તો ધોળી દાઢીવાળો માણસ દેખાયો. ક્રોધથી લાલચોળ થઈ જઈ કાકા તે માણસ તરફ હાથ કરી બોલ્યા ' તેરી સફેદ દાઢીમેં ધૂળ પડી ! તું બચ્ચેકા બતાસા ખા ગયા ! '

---

## ૩૬
# ચીઠ્ઠી

રજાનો દિવસ હતો અને હું ચોકમાં હિંચકે બેસી નવલકથાનું પુસ્તક વાંચતો હતો. નોકરે આવીને કહ્યું, ' કોઈ મળવા આવ્યું છે. ' મળવા આવનારને અંદર લાવવા મેં સંમતિ આપી. તેને મારી સામે પાટ ઉપર બેસાડી આવવાનું પ્રયોજન પુછ્યું. તેણે મારા હાથમાં પત્ર મુકયો. પત્રના અક્ષર અજાણ્યા હતા અને તેમાં સહી કરનારનું નામ પણ અજાણ્યું લાગ્યું. પત્રમાં લખ્યું હતું, ' હું ગઈ સાલ આપને આણંદ સ્ટેશને મળ્યો હતો તે યાદ હશે. એ ચહા વેચનારા પોતાની ચહાની તારીફ આપની આગળ કરતા હતા ત્યારે મેં કહેલું કે ટેબલ પર ચહાની દુકાન છે ત્યાંની ચહા બન્નેથી સારી છે. કાગળ લાવનારની હકીકત

સાંભળી તેની ઇચ્છા પ્રમાણે તેને મદદ કરવા મહેરબાની કરશો. તા૦ ક. આ માણસ મારા સગામાં છે. ' વ્હાલાનો પ્રસંગ મારી સ્મૃતિમાં નહોતો, અને આટલા જુજ ઓળખાણ પર ભારે બોજો મુકાય છે એમ મને લાગ્યું. પરંતુ **संबन्धमाभाषणपूर्वमाहुः** । ( વાતચિત થઈ એટલે તરત મૈત્રી થયેલી ગણાય છે. )એ રઘુવંશનું વચન લક્ષમાં લઈ પત્ર લાવનારને તેની હકીકત કહેવા મેં કહ્યું. તે બોલ્યો,

" મારા ભાણેજ છગનલાલ માટે વહીવટદાર સાહેબ વધારે પગારની જગાની ભલામણ નથી કરતા. છગનલાલને આ જગાએ અઢી વરસ થયાં અને વસ્તીપત્રકમાં પિંજારાના મહોલ્લામાં એને ગાળો ખાવી પડેલી. પણ છગનલાલ રૂશવત ખાય છે એમ નોંધણી કામદારે વહીવટદાર સાહેબના મનમાં ખોટો વહેમ ઘાલ્યો છે. પણ નોંધણી કામદારની મરજી એ જગા પોતાના ભાઈબંધ અમથાલાલના દીકરા છોટાલાલને અપાવવાની છે. બહારથી એમ બતાવે છે કે અમથાલાલ સાથે મારે ભાઇબંધી નથી. પણ, નોંધણી કામદાર અહીં આવ્યા પહેલાં સાવલીમાં હતા ત્યારે અમથાલાલના ઘરથી ત્રણ ઘર છેટે રહેતા હતા. એ કહે છે કે હું દસ ઘર છેટે રહેતો હતો તે ખોટું છે, ત્રણ ઘર છેટે રહેતા હતા એવો પુરાવો હું આપ સાહેબને બતાવું.

મેં કહ્યું, 'મારે એવો પુરાવો શું કામ જોવો પડે ? '

' વહીવટદાર સાહેબની ખાતરી કરાય કે નોંધણી કામદારને અમથાલાલ સાથે ભાઈબંધી છે. '

' તમારે તેમની ખાતરી કરવી હોય તો તમે કરો, '

' નાયબ ફોજદાર સાહેબને પુછશો તો તે પણ હા કહેશે ? '

' શાની હા કહેશે ? '

સાવલીમાં અમથાલાલના ઘરથી ત્રણ ઘર છેટે નોંધણી કામદાર રહેતા હતા તેની. ઊંટની ચોરીની તપાસ કરવા નાયબ ફોજદાર સાહેબ ત્યાં ગયા હતા. રાવળીઆનું ઊંટ હતું અને બજાણીઆ ચોરી ગયા એવું ચારણ લોક કહેતા હતા. '

'આ બધી હકીકત મને કહેવાની શી મતલબ છે?'

'વહીવટદાર સાહેબ ઉપર આપ સાહેબ ચીઠ્ઠી લખી આપો કે છગનલાલ રૂશવત નથી ખાતો અને બચરવાળ છે, તો એની ભલામણ કરે.'

'ક્યા ગામના વહીવટદાર અને તેમનું નામ શું!'

ચીઠ્ઠીના પ્રાર્થયિતાએ ગામ અને નામ કહ્યાં.

મેં કહ્યું, 'પણ હું એઓ સાહેબને ઓળખતો નથી. કોઈ દિવસ હું એમને મળ્યો નથી.'

'પણ આપને તો એ નામે ઓળખતા હશે. આપનું નામ તો જાણીતું છે. એટલું લખી આપો કે "છગનલાલ રૂશવત નથી ખાતો અને બચરવાળ છે માટે ભલામણ કરશો." તો ગરીબ માણસનું કામ થાય.'

'હું છગનલાલને ઓળખતો નથી. એ ગામે હું કોઈ દિવસ આવ્યો નથી. તો હું શી રીતે કહી શકું કે એ રૂશવત નથી ખાતો? એ બચરવાળ છે તે બતાવવા તો તમે વહીવટદાર સાહેબ આગળ એનાં છોકરાંને લઈ જઈ ઉભાં કરજો. મેં કાંઈ એના છોકરાં જોયાં છે?'

'નોંધણી કામદારે ખોટો વહેમ ઘાલ્યો છે તેથી એ માર્યો જાય છે.'

'જુવો ભાઈ, હું તમને નથી ઓળખતો, વહીવટદાર સાહેબને નથી ઓળખતો, નોંધણી કામદારને નથી ઓળખતો, છગનલાલને નથી ઓળખતો, હું આ કામમાં શી રીતે વચ્ચે પડું?'

'અમથાલાલની બધી ખટપટ છે. છોટાલાલને જગા અપાવવા માટે એ અમલદારોના કાન ભંભેરે છે. ઊંટની ચોરીના કામમાં પણ એણે બહુ ખટપટ કરેલી. એનો કાકો પણ ખટપટીઓ છે.'

'તેમા મારે શું?'

'ગોવિંદલાલભાઈએ આપને કાગળ લખી આપ્યો છે, આપ સિવાય મારે બીજો આધાર નથી.'

'ગોવિંદલાલભાઈ સાથે મેળાપ થયાનું મને યાદ રહ્યું નથી. પણ, એમણે મને સંભાર્યો તે મહેરબાની કરી છે. તમે એમના શા સગા થાઓ?'

'એમની દીકરીના દીકરાની સગાઈ મારા મામાની છોડી વેરે થવાની છે.'

'તમારી હકીકત મેં સાંભળી લીધી. હું ચીઠ્ઠી લખી આપી શકું તેમ નથી.'

'પણ સાહેબ મારો ભાણેજ રૂશવત ખાતો નથી અને બચરવાળ છે'

'હું ક્યાં કહું છું કે એ રૂશવત ખાય છે અને બચરવાળ નથી ?'

'તો સાહેબ ચીઠ્ઠી—'

'ચીઠ્ઠીની વાત કરશો જ નહિ. હવે બંધ કરો.'

છગનલાલના પ્રમાણિકપણા વિશે અને બહોળા કુટુંબ વિશે ઘણાં આગ્રહનાં વચનો સાંભળી મારે એ માણસને આખરે વિદાય કરવો પડ્યો.

નવલકથા આગળ વાંચવી મેં શરૂ કરી. પણ, અડધું પાન વાંચ્યું એટલામાં તો બીજો મળનાર આવી પહોંચ્યો. તેણે આપેલો કાગળ હું વાંચતો હતો એટલામાં તેણે પાટ પર બેઠાં બેઠાં ઉચું ડોકું કરી તથા લાંબો હાથ કરી બુમો પાડી કે 'જગાભાઈ! આવોને ! ભગાભાઈ ! આવોને ! મગાભાઈ ! આવોને !' એમ કહી બારણે ઉભેલા પાંચ છ માણસોને તેણે ચોકમાં બોલાવ્યા અને તેઓ આવી તેની જોડે પાટ ઉપર બેઠા. મને આપેલો કાગળ મારા ઓળખીતાનો હતો. તેથી આ પરિચય સકારણ ગણી મેં આગમનકારણ પૂછ્યું. પ્રથમ આવનારે કહ્યું,

'અમારા ગામમાં સરકાર સુધરાઇ ખાતું કાઢે છે.'

મેં કહ્યું 'બહુ સારૂં.'

બધા બોલી ઉઠ્યા 'શું બહુ સારૂં ? કર નાખે તેથી અમે વેપારી માર્યા જઈએ !'

'ગામમાં રસ્તા થશે, દીવાબત્તી થશે, નિશાળ નહિં હોય તો નિશાળ થશે, દવાખાનું થશે, એ બધું કાંઈ કર નાખ્યા વગર થાય ?'

'અમારે તો એમાંનું કાંઈ ના જોઈએ. નિશાળ તો હાલે છે તે સરકારને બંધ કરવી હોય તો બંધ કરે. છોકરા નજીકને ગામ જઈ ભણુશે, પણ સુધરાઈ ના જોઇએ. અમારૂં ગામ તો ખાડા ટેકરાવાળું છે

તેમાં સુધરાઈને શું કરવી છે? આજ લગી સુધરાઇ વિના ચાલ્યું અને હવે સુધરાઈ શા માટે કાઢે છે?'

'એ બધું મને શા માટે કહેવા આવ્યા છો?'

'દીવાન સાહેબ ઉપર ચીઠ્ઠી લખી આપો કે અમારા ગામમાં સુધરાઇ ના કાઢે.'

'એમ શી રીતે બને? રાજ દીવાન સાહેબને ચલાવવું અને હું અહીં બેઠો બેઠો ચીઠ્ઠીઓ લખું કે આમ કરજો અને આમ ના કરજો? રાજવહીવટના કામમાં માથું મારવાનો મને શો હક?'

'આપ દીવાન સાહેબને લખો કે આ ગામ સુધરાઈ કાઢવા સરખું નથી. સુધરાઈથી ગામમાં ખટપટ જાગશે માટે સુધરાઈ કાઢવી ન જોઇએ.'

'દીવાન સાહેબે તજવીજ કરીને અને કાગળો વાંચીને જે અભિપ્રાય બાંધ્યો હોય તે મારી ચીઠ્ઠીથી ફેરવી નાખે એ આપની માગણી વાજબી છે? જેને માથે રાજની જવાબદારી હોય તે નક્કી કરે કે ફલાણાં પગલાં લેવાં કે ન લેવાં. હું એમાં મારો અભિપ્રાય આપી શકું નહિ.'

'ભાઈએ તો કહ્યું કે તમે જશો એટલે ચીઠ્ઠી લખી આપશે.'

'મારે કેવી રીતે વર્તવું એ નિર્ણય કરવાની થોડી ઘણી છુટ તો મને ખરી કે નહિ?'

એ ગામમાં સુધરાઈ સ્થપાયાથી પડવાનાં દુઃખ વિશે અનેક કલ્પનાઓ સંભળાવી ડેપ્યુટેશન ઘણી આનાકાનીથી વિદાય થયું.'

નવલકથાનું પાનું હું પુરૂં કરી રહ્યો એટલે એક વહોરાને લઈ એક માણસ આવ્યો. તેણે કહ્યું,'—ભાઈએ કહ્યું છે કે આ વહોરાજીની હકીકત ખરી છે માટે એને ચીઠ્ઠી લખી આપવા જેવું છે.' સંદેશો કહી તે ચાલતો થયો અને વહોરાજીને બક્ષિસ રૂપે મૂકતો ગયો. વહોરાજીને પુછતાં માલમ પડયું કે એક કોર્ટમાં તેની અપીલ ચાલવાની હતી તે કોર્ટના ન્યાયાધીશ પર તેને ચીઠ્ઠી જોઈતી હતી. મેં કહ્યું,

'ઈનસાફના કામમાં ચીઠ્ઠી અપાય નહિ.'

'હું બી એવી ચીઠ્ઠી માગુંચ કે ઈનસાફ કરજો.'

'એવી ચીઠ્ઠીનો અર્થ એ થાય કે તમે સાધારણ રીતે ગેરઈનસાફ કરો છો પણ આ કામમાં ઈનસાફ કરજો.'

'એઓ સાહેબ હમેસ ઈનસાફ જ કરે છે.'

'ત્યારે ચીઠ્ઠીનો જરૂર શી ?'

'ફકત જમની આંખ ને ડાબી આંખ જેતલો ફરક રાખે એતલી મારી અરજ છે.'

'મતલબ કે મારે લખવું કે આ વહોરાજી તરફ પક્ષપાત કરી ગેર-ઈનસાફ કરજો.'

'નહિં સાબ, આદમ જાતને દાબા જમનીમાં ફરક કરવો પરે છે.'

'ઈનસાફ કરનારને તો જેનું ખરૂં હોય તે જમણો અને જેનું ખોટું હોય તે ડાબો. તમારું ખોટું જણાય તો પણ ન્યાયાધીશ તમને જમણા ગણે એવી ભલામણ શી રીતે કરી શકાય ?'

'ભાઈએ તો કહ્યું કે તમને જરૂર ચીઠ્ઠી લખી આપશે.'

'એઓ સાહેબ તો મહોટા માણસ છે. એમણે આવી ભલામણ કરી તેથી નવાઈ લાગે છે. પણ ઈનસાફના કામમાં ન્યાયાધીશને હું કદી ચીઠ્ઠી લખતો નથી કે ભલામણ કરતો નથી.'

ડાબી જમણી આંખના ફરકની ફીલસુફી મને અનેક પ્રકારે ફરી-ફરીથી સમજાવી વહોરાજી ઘણી નામરજીથી વિદાય થયા. પરંતુ નવલ-કથા આગળ વાંચવાનું મારા નશીબમાં નહોતું. મારો જુના વખતનો જાણીતો અને સરકારી નોકરીમાંથી બરતરફ થયેલો એક કારકુન તરત દાખલ થયો. તેની બરતરફીના હુકમમાં રહેલી ભૂલો વિશે વિસ્તારી વિવે-ચન તેણે મને અનેક વાર સંભળાવ્યું હતું અને તેની પુનરુકિત માટે હું સજજ થયો. પરંતુ હવે તેણે જુદી દિશામાં વહાણ વાળ્યું હતું. તે બોલ્યો,

'મારી પ્રથમની નોકરી પાછી મેળવવાની માથાકુટ મેં મુકી દીધી છે, મને બીજી નોકરી મળે તો બસ છે. તમે મારા છોકરાને નિશાળમાં નોકરી અપાવી પણ ઈજનેર ખાતામાં નોકરી માટે મેં અરજી કરી છે. માટે ઈજનેર સાહેબ પર મને ચીઠ્ઠી લખી આપો કે એમના ખાતામાં

જો નોકરી મારે લાયક હોય તો મને રાખે. અને ઈજનેર સાહેબના ઉપરી સાથે તમારે ઓળખાણ હોય તો તેમના પર પણ ચીઠ્ઠી લખી આપો. અને, વસુલાત ખાતાના જે મ્હોટામાં મ્હોટા અધિકારી સાથે તમારે પિછાણ હોય તેના પર ચીઠ્ઠી લખો આપો, કે તમારા તાબાના સહુ અધિકારી-ઓને ભલામણ કરજો કે રૂ. ૭૫)ની જગા ખાલી પડે ત્યારે પહેલી આ માણસને આપે. અને જંગલખાતાના જે ઉપરીને તમે ઓળખતા હો તેના પર ચીઠ્ઠી લખી આપો કે ખાલી પડતી જગા આ માણસને આપજો. અને હાલ જગા ખાલી ન હોય તો નવી જગા ક્હાડી આ માણસને આપજો. તમો લખશો તો જરૂર નવી જગા ક્હાડશે. મીઠા ખાતાના ઉપરીને તો તમે ઓળખો છો માટે તેના પર ચીઠ્ઠી લખી આપો કે સારો માણસ છે માટે એને જગા આપ્યા વગર ચાલે તેવું નથી; કોઈ એની વિરુદ્ધ કાંઈ કહે તો સાંભળશો નહિં.'

'તેના કરતાં હું તમને ગવર્નર જનરલ સાહેબ ઉપર ચીઠ્ઠી લખી આપું તો કેમ?'

'શી ચીઠ્ઠી લખી આપશો?'

'ચીઠ્ઠીમાં એમ લખું કે આ માણસને સરકારી તીજોરીમાંથી એક લાખ રૂપીઆ આપજો, કેમકે નાણાં વિના એ બહુ દુઃખી થાય છે.'

'તમારે મન તો મશ્કરી છે પણ અમે કામ ધંધા વગર હેરાન થઈએ છીએ.'

'ત્યારે તમે જુદા જુદા અમલદારો પર મારી પાસે અણઘટતી ચીઠ્ઠીઓ લખાવી મારી હાંસી કરાવવા પ્રયત્ન કરો છો એ તમારા ધ્યાનમાં નથી આવતું? એવી માગણી હું કરૂં તે તેઓ સ્વીકારી શકે ખરાકે?'

'માગણી કરવામાં તમારૂં શું જાય છે? મારૂં નશીબ હશે તો કોઈ ઠેકાણે જોગવાઈ થઈ જશે.'

'તમારે મન તો એમ કે વાગે તો તીર નહિંતર ટપ્પો! હું મુરખ ગણાઉં તેની તમને ચિંતા નથી.'

'સાહેબ, આટલી ઉમ્મરે મારી નોકરી ગઈ હવે હું શો ધંધો કરૂં ? બરતરફ થયેલા માણસને નોકરીમાં રાખવા કોઈ ખુશી ના હોય એ શું વાજબી છે ? પરમેશ્વરને કોઈ કહેનાર નથી કે એ લોકોને આવી કુબુદ્ધિ કેમ આપે છે ?'

'મને એવો વિચાર આવે છે કે બધું રહેવા દઈ હું તમને પરમેશ્વર પર ચીઠ્ઠી લખી આપું કે " આ માણસને સ્વર્ગમાં દાખલ કરજો. એણે કાંઈ પુણ્ય કર્યાનું તો મારા જાણવામાં નથી પણ એ મારો ઓળખીતો છે." પછી તમારે આ દુનિયાની વાતોની કાંઈ પરવા જ કરવાની નહિં, અને તમે સ્વર્ગમાં જઇ તમારા તરફ થયેલા અન્યાય વિશે પરમેશ્વર સાથે સવાલ જવાબ કરજો.'

'હજી તો મારે ઘણું જીવવું છે. રસ્તો ખોદનારા મજુરોની હાજરી લખવાની હંગામી નોકરી મને મળે તેવી ચીઠ્ઠી લખી આપો એટલે બસ છે. હું રૂશવત લીધા માટે બરતરફ થયો નથી પણ વગર રજાએ ગેર-હાજર રહ્યા માટે બરતરફ થયો છું એટલું ચીઠ્ઠીમાં સમજાવજો.'

ચીઠ્ઠી લઈ તે વિદાય થયો. પણ, સૂર્ય આથમે ને ચંદ્ર ઉગે તેમ તેની પીઠ અદૃશ્ય થઈને તરત એક 'કંત્રાટી' દાખલ થયો. તેણે એક મ્યુનિસિપાલિટીની નિશાળનું મકાન બાંધવાનો કોન્ટ્રાકટ રાખ્યો હતો. પણ બાંધકામમાં ચુનાને ઠેકાણે છારૂં વાપર્યું હતું, ઈંટો પાકી લાલને બદલે આમરસી વાપરી હતી, લાકડાં મલબારી સાગને બદલે વલસાડી સાગનાં વાપર્યાં હતાં, પાટીઆં આખાને બદલે ફાટોવાળાં વાપર્યાં હતાં, વળીઓ ઓછી જાડાઈની વાપરી હતી અને સ્ક્રુને બદલે ખીલા વાપર્યા હતા, પાયા શરત પ્રમાણે ઉંડા કર્યા નહોતાઃ એવા કારણોથી મ્યુનિસિપાલિટી તરફથી કોન્ટ્રાકટના પૈસા મળતા નહોતા. મેં પુછ્યું, 'મ્યુનિસિપાલિટી આ વાંધા કહાડે છે તે ખોટા છે ?'

'બીજા અદાવતીઆ કંત્રાટીઓની નનામી અરજીઓ પરથી મ્યુનિ-સિપાલિટીએ આ વાંધા કહાડયા છે.'

'પણ કોઇએ આ વાંધાના ખરા ખોટાપણા વિશે તજવીજ કરી છે ?'

'સરકારી ઈજનેર ખાતાના ઓવરસીઅરે મ્યુનસિપાલિટીના લખાણ ઉપરથી તજવીજ કરી છે.'

'તેમણે શો રીપોર્ટ કર્યો છે?'

'તેમણે તો લખ્યું છે કે મકાન તદ્દન રદ્દ છે અને પાડી નાખવું જોઈએ ?'

'એટલે આ વાંધા એમને ખરા લાગ્યા છે.'

'હા, પણ મારા અદાવતીઆની ખટપટથી આ કામ ઉભું થયું છે.'

'કામ ઉભું થવાનું કારણ ગમે તે હોય, પણ તમે કોન્ટ્રાક્ટ પ્રમાણે બાંધકામ કર્યું નહિં અને નબળું મકાન કર્યું તો તમને મ્યુનસિપાલિટી નાણાં શી રીતે આપે?'

'સાહેબ, હું તો માર્યો જાઉં છું. મારે માલ માટે વેપારીઓનાં બીલ ચુકવવાનાં છે અને કડીઆ સુનારના રોજ ચુકવવાના છે. મ્યુનિસિપાલિટી પૈસા ન આપે તો હું શી રીતે નાણું પતવું.?'

'કપટ કર્યું તો તેનું ફળ ભોગવો.'

'કપટ શાનું? બધા કંત્રાટીઓ એમ જ કરે છે. એ તો છીંડે ચઢયો તે ચોર. કંત્રાટ પ્રમાણે બધું કામ કરે તો કંત્રાટી કમાય શું? વચમાંના નાના નોકરોનાં મન મનાવવાં પડે અને હરીફાઈમાં કંત્રાટની રકમ તો ઓછી રાખવી પડે: ચશમપોશી વિના ધંધો જ ચાલે નહિ.'

'એ નીતિશાસ્ત્ર તમને મુબારક હો. પણ, હું આ કામમાં શું કરી શકું.?'

'મ્યુનિસિપાલિટીના સેક્રેટરી સાહેબ ઉપર આપ ચીઠ્ઠી લખી આપો તો મારૂં કામ થાય.'

'એવી ચીઠ્ઠી લખી આપું કે મ્યુનિસિપાલિટીનું હિત બગાડી આ માણસને નાણાં આપજો ?'

'સેક્રેટરી સાહેબ તો ધારે તે કરી શકે.'

'શું ધારે? તમારા બાંધકામ માટે એમના ઈજનેર ખાતાએ રીપોર્ટ કર્યો હશે, એમણે પોતે રીપોર્ટ કર્યો હશે, સરકારી ઓવરસીઅરે રીપોર્ટ કર્યો છે, તે છતાં તમને નાણાં આપવાનું શી રીતે ધારે?'

'બધા કાગળો એક જ તુમારમાં છે.'

'તેથી શું ?'

'એ તુમાર ગુમ થઈ જાય તો હું બીજા સારા રીપોર્ટ મેળવી શકું.'

'સેક્રેટરી સાહેબને દગો કરવાની હું ચીઠ્ઠી લખું એવી સૂચના કરતાં શરમ નથી આવતી ?'

'સાહેબ હું માર્યો જાઉં છું. બચરવાળ છું, ગરીબ માણસ છું. આપ ભલામણ ન કરશો પણ ચીઠ્ઠી લખી આપો તો બસ છે. હું તે લઈને સેક્રેટરી સાહેબને મળીશ. ચીઠ્ઠીમાં ગમે તે લખજો.'

'ગમે તે લખીશ તો ચાલશે ?'

'હા સાહેબ.'

નોટપેપર લઈ તે પર મેં ચીઠ્ઠી લખી આ પ્રમાણે વાંચી સંભળાવી.

'આ ચીઠ્ઠી લાવનાર જે માગણી કરે છે તે એવી અઘટિત છે કે હું તેની ભલામણ કરું જ નહિં. પણ ગરજવાનને અક્કલ નથી હોતી અને સ્વાર્થથી અંધાપો આવે છે તેના નમુના તરીકે આ માણસને આપની પાસે મોકલું છું. એ કહેશે એથી આપને ક્રોધ ચઢશે, પણ કામના બોજામાં રમુજ પણ થશે.'

તે બોલી ઉઠ્યો, 'સાહેબ. આવી ચીઠ્ઠી !'

'તમે તો કહો છો ને કે ગમે તેવી ચીઠ્ઠી લખશો તો ચાલશે !'

'ગમે તેવી એટલે મને ગમે તે રીતે ફાયદો કરે તેવી.'

'હવે તમે અહીંથી ચાલ્યા જાઓ, નહિં તો તમે કરવા ધારેલ દગા વિશે હું પોલીસને ખબર આપીશ.'

કંત્રાટી ચાલ્યો ગયો અને 'ગમે તેવી ચીઠ્ઠી' પડી રહી.

ચીઠ્ઠીની પ્રાર્થયિતાઓની 'લેવી' સાંજ સુધી ચાલુ રહી. નોકરી માટે, બદલી માટે, ઘર ભાડે આપવા માટે, વરકન્યાના સગપણ માટે, મફત મોતીઓ કાઢવા માટે, વેપારની ભાગિદારીમાં સામેલ કરવા માટે, કરામાં બારણું મુકવા દેવા માટે, રસોઈઓ આપી દેવા માટે, વગેરે વગેરે કામ કરવા માટે ભલામણની ચીઠ્ઠીઓ માગનારા એક પછી એક આવતા

જ ગયા. મને શક પડયો કે મારે બારણે કોઈએ પાટીઉં માર્યું હશે કે "આ ઠેકાણે ચીઠ્ઠીઓ અપાય છે." તે માટે હું ઓટલે જઈને જોઈ આવ્યો પણ એવું પાટીઉં જોવામાં આવ્યું નહિં. પ્રાતઃકાલે આશા રાખી હતી કે આજે રજા છે તેથી આરામ લેવાશે, નવલકથા વંચાશે, અને દહાડાની થોડી ઉંઘ લેવાશે તે બધી આશા વ્યર્થ ગઈ. સૂર્યાસ્ત થતો હતો ત્યારે સ્વ. મણિશંકરના 'વસંત વિજય' માંના એક શ્લોકમાંના થોડા શબ્દ બદલી હું ઉચ્ચારવા લાગ્યો:

"ઘેલી બની બધી સૃષ્ટિ ચીઠ્ઠીમાં હાલ ન્હાય છે,
હાય ! એક જ આ મારા હૈયામાં કૈંક થાય છે."

ચીઠ્ઠી લખી આપવાનો હક કોઈને વેચાતો લેવો હોય તો એક પૈસા માટે 'કુલ અભરામ ન દાવે' 'અઘાટ' વેચાણ કરી આપવા હું ખુશી છું.

૩૭

# ન્યુસપેપર કોડ

જાહેર લખાણોના સંબંધમાં રાજ્ય તરફથી થયેલા કાયદા વર્તમાનપત્રોને લાગુ પડે છે, અને તે ઉપરાંત, વર્તમાનપત્રો સંબંધે રાજ્ય તરફથી ખાસ કાયદા થાય છે. એવા રાજ્ય તરફથી થતા કાયદાનો વિષય બાજુપર રાખતાં, વર્તમાનપત્રોએ પોતાના વ્યવહારમાં કાંઈ નિયમો પાળવાની જરૂર છે કે કેમ ?

**છૂટ અને મર્યાદા.**

વર્તમાનપત્રો જનસમાજની સેવા કરે છે માટે વર્તમાનપત્રોને યોગ્ય સહાયતા કરવી એ જેમ જનસમાજની ફરજ છે તેમ જનસમાજનું હિત થાય તેવી રીતે વર્તવું એ વર્તમાનપત્રોની ફરજ છે. કદાચ એમ કહેવામાં આવશે કે કાયદા અને નીતિની મર્યાદામાં રહી પોતાને યોગ્ય લાગે તેમ વર્તવાની દરેક માણસને છૂટ છે તેમ દરેક વર્તમાનપત્રને પણ છૂટ હોવી જોઈએ, પરંતુ જેમને વિશેષ અધિકાર મળે છે તેમને માથે વિશેષ જવાબદારી ઉત્પન્ન થાય છે. અધિકારીઓ પોતાનો અધિકાર બીજાઓ પ્રત્યે વાપરી શકે છે તે કારણથી અધિકારીઓના વર્તનની છૂટ વિશેષ રીતે મર્યાદિત થાય છે. વર્તમાનપત્રોને પણ એક પ્રકારનો વિશેષ અધિકાર મળે છે. જનસમાજના વિચારને દોરવાનો અને વ્યક્તિઓ તથા સંસ્થાઓ ઉપર ટીકા કરવાનો તેમને અધિકાર મળે છે, તેથી, વર્તમાનપત્રોને માથે વિશેષ જવાબદારી ઉત્પન થાય છે, અને, પોતાને યોગ્ય લાગે તેમ વર્તવાની તેમની છૂટ કાયદા તથા નીતિ ઉપરાંત બીજી સામાજિક મર્યાદાથી સંકુચિત થવી જોઈએ એ નિઃસંદેહ છે.

**કેટલાંક દૃષ્ટાન્તો**

વિદ્યાર્થીઓના વિચારને દોરવાનું શિક્ષકોને સોંપવામાં આવે છે, અને વિદ્યાર્થીઓના આચારવિચાર પર ટીકા કરવાનો તેમને અધિકાર

આપવામાં આવે છે. તેથી, શિક્ષકોને માથે એવી જવાબદારી ઉત્પન્ન થાય છે કે તેમને વિદ્યાર્થીઓનું હિત થાય અને પરિણામે જનસમાજનું હિત થાય એ પ્રકારે વિદ્યાર્થીઓનાં મન ઘડવાં જોઇએ, ઉન્નત અને ઉદાર માર્ગ તરફ તેમના વિચાર દોરવા જોઈએ, તેમના આચારવિચાર પર ગમે તેવી ટીકા નહિં પણ યોગ્ય અને ડહાપણ ભરેલી ટીકા કરવી જોઇએ. અને, શિક્ષકોનું અનુકરણ કરતાં વિદ્યાર્થીઓને હાનિ ન થાય પણ લાભ થાય માટે શિક્ષકોએ નીતિમાન થવું જોઇએ એટલું જ નહિ પણ ગંભીર થવું જોઇએ, વિચારવંત થવું જોઇએ, અભ્યાસી થવું જોઇએ, જ્ઞાનપરાયણ થવું જોઈએ, સ્નેહાળ થવું જોઇએ, સાદા થવું જોઇએ, વિવેકી થવું જોઈએ, ઉદ્યોગી થવું જોઈએ, તેમજ તેમણે ઉડાઉ થવું ન જોઈએ, આછકલા થવું ન જોઈએ; એ વગેરે અનેક પ્રકારે તેમનું વર્તન મર્યાદિત થાય છે, અને, કાયદા તથા નીતિની મર્યાદા પાળી પછી જેમ યોગ્ય લાગે તેમ વર્તવાની છૂટ તેમને રહેતી નથી.

ન્યાય કરવાના કાર્યમાં પક્ષકારો ઉપર અને તેમના સાક્ષીઓ તથા સમર્થકો ઉપર ટીકા કરવાનો અધિકાર ન્યાયાધીશોને આપવામાં આવે છે. તેથી ન્યાયાધીશોને માથે એવી જવાબદારી ઉત્પન્ન થાય છે કે તેમણે જરૂર હોય તેટલી જ ટીકા કરવી જોઇએ, જરૂર હોય ત્યાં જ ટીકા કરવી જોઈએ; વાજબી હોય તેવી જ ટીકા કરવી જોઇએ, ન્યાયની વૃદ્ધિ થાય એવી જ ટીકા કરવી જોઈએ, નિષ્પક્ષપાત હોય એવી જ ટીકા કરવી જોઇએ, મુકરદમાને અંગે ઉપસ્થિતિ થઇ હોય એવી જ ટીકા કરવી જોઈએ, ઇત્યાદિ રીતે તેમની ટીકા કરવાની છૂટ મર્યાદિત થાય છે.

ન્યાયાસન સમક્ષ પક્ષકારોને અને તેમના સમર્થકોને એક બીજા ઉપર તથા એક બીજાના સાક્ષીઓ ઉપર ટીકા કરવાનો અધિકાર મળે છે. તેથી, તેમને માથે પણ મર્યાદા પાળવાની જવાબદારી ઉત્પન્ન થાય છે. તેમનાથી મનમાં આવે તેમ ગમે તેવું બીજા સામે કહી શકાતું નથી. પણ પોતાના પક્ષના રક્ષણ માટે જે કહેવાની જરૂર હોય, જે કહેવાનો આધાર હોય, જે પ્રસ્તુત હોય, તેટલું જ યોગ્ય વચનોવડે કહી શકાય છે.

જાહેર ભાષણોમાં. જાહેર સભાઓમાં, કાયદા બાંધનારી સભાઓમાં, અને એવા બીજા પ્રસંગોમાં વકતાઓને વ્યક્તિઓ ઉપર અને સંસ્થાઓ ઉપર ટીકા કરવાનો અધિકાર હોય છે, અને તેથી, આવા પ્રસંગોમાં પણ ટીકા કરનારને માથે સભ્ય થવાની, પ્રસ્તુતતા સાચવવાની, ડહાપણ વાપરવાની, વિવેક જાળવવાની, સુવિચારવાળું બોલવાની, તપાસ કરતાં ખરૂં જણાયું હોય તેટલું જ પ્રકટ કરવાની, નિરાધાર આપેક્ષાથી દૂર રહેવાની, ઈત્યાદિ જવાબદારી ઉત્પન્ન થાય છે.

**વર્તમાનપત્રોનો હેતુ અને કોડ.**

આ રીતે બીજાઓના વિચારોને દોરવાનો તથા બીજાઓ ઉપર ટીકા કરવાનો જેમને અધિકાર મળે છે તેમને માથે ઘણી મ્હોટી જવાબદારી ઉત્પન્ન થાય છે, જેથી રાજદ્રોહ ( Sedition ) થાય અથવા બદનકશી ( Defamation ) થાય એવાં વચન ન કહેવાં, એટલી જ મર્યાદા સાચવેથી બસ થતું નથી; પણ જે હેતુથી એ અધિકાર આપવામાં આવે છે તે હેતુ સફળ થાય અને તે હેતુ બહાર ન જવાય—અધિકારનો દુરુપયોગ ન થાય—એવી મર્યાદા પણ સાચવવી પડે છે.

વર્તમાનપત્રોમાં માત્ર દુનિયામાં બનતા બનાવોની ખબર જ આપવામાં આવતી હોય તો ખરી તથા ઉપયોગી ખબર આપવી અને ખોટી તથા નિરુપયોગી ખબર ન આપવી, અને, એ રીતની આપવા જેવી ખબર બને તેટલો એકઠી કરી વહેલી પ્રકટ કરવી, એટલો નિયમ ઉપર કહેલી ‘ સામાજિક મર્યાદા ’ માટે બસ થાય. પરંતુ, ખબર આપવા ઉપરાંત વિચારો પ્રકટ કરવા, ટીકા કરવી, ચર્ચાનાં સ્થાન ઉત્પન્ન કરવાં, લોકકલ્યાણના માર્ગ દર્શાવવા, એ કાર્ય કરવાં એ પણ વર્તમાનપત્રોનો વિષય છે. એ કાર્યથી જનસમાજનું હિત થાય તેમ છે માટે તેમ કરવાનો જનસમાજ વર્તમાનપત્રોને અધિકાર આપે છે, અને તેમ કરવા માટે જનસમાજ વર્તમાનપત્રોને મહેનતાણું આપે છે. તેથી જે હેતુ માટે વર્તમાનપત્રોને આ કાર્ય કરવાનો અધિકાર આપવામાં આવે છે તે હેતુ સફળ થાય અને તે હેતુ બહાર ન જવાય એવી મર્યાદા વર્તમાનપત્ર

માટે પણ હોવા જોઇએ. આ કાયદાના નિયમોને 'ન્યુસપેપર કોડ' નું નામ આપીશું.

અલબત્ત, આ મર્યાદાના નિયમો રાજ્યકર્તા પાસે કાયદો કરાવી સ્થાપવાના નથી, તેમજ, તેનો અમલ રાજ્યના અધિકારીઓ મારફત કે ઈનસાફની અદાલતો મારફત કરાવવાનો નથી. એ નિયમો તે માત્ર જનસમાજ અને વર્તમાનપત્રો વચ્ચેની સમજુત રૂપે જ રહી શકે. જનસમાજની પ્રસન્નતા એ જ એ નિયમો પાળવાનું ઈનામ હોઇ શકે. અને જનસમાજની અપ્રસન્નતા એ જ એ નિયમો તોડવાની **સજા** હોઇ શકે.

**પ્રતિષ્ઠા જાળવવાની જરૂર.**

બીજા અધિકારીઓ પેઠે વર્તમાનપત્રો પણ દુનિયા આગળ પોતાના દેશના નમુના રૂપે દેખા દે છે, અને તે માટે, પોતાના દેશની પ્રતિષ્ટા જાળવવા સારૂ તેમણે પોતાની પ્રતિષ્ઠા જાળવવી જોઈએ. તેમ જ વળી જેમ વર્તમાનપત્રોની પ્રતિષ્ઠા વધારે તેમ તેમની કાર્યસાધકતા વધારે હોય છે, તે કારણસર પણ વર્તમાનપત્રોની પ્રતિષ્ઠા ઉંચી હોવી જોઇએ. અર્થાત્, સુજ્ઞ જનોને માન્ય થાય એવું વર્તમાનપત્રોનું સ્વરૂપ હોવું જોઈએ. 'કોડ' પાળવાનું આ એક વિશેષ કારણ છે. વર્તમાનપત્રો 'કોડ' પાળે તો સુજ્ઞ જનોને માન્ય થઈ પ્રતિષ્ઠા પામે, એ પ્રયોજન પણ લક્ષમાં રાખવા યોગ્ય છે.

**અનુભવનાં સાધન.**

વર્તમાનપત્રોના અધિપતિઓનો અનુભવ આ 'કોડ' રચવામાં ઘણો ઉપયોગી થવો જોઈએ. જાહેર સવાલો વિશે અર્થ બાંધતાં અને વિવિધ વિષયોના સંબંધમાં જનસમાજમાંના જુદા જુદા વર્ગો તરફની ફરજો બજાવતાં કેવા સંકુલ પ્રસંગો ઉત્પન્ન થાય છે, કેવા વિરોધો ઉત્પન્ન થાય છે, કેવી અનિશ્ચિતતા ઉત્પન્ન થાય છે, એ બધાનો ખ્યાલ અધિપતિઓ બહુ સારી રીતે આપી શકે, અને તે લક્ષમાં લીધા પછી, **અધિપતિઓનાં** કર્તવ્યના નિયમો ઘડી શકાય. તેમજ વળી, મુખ્ય હેતુ લક્ષમાં રાખતાં વર્તમાનપત્રોની એક

બીજા તરફ કેવી વર્તણુક હોવી જોઈએ, અને કર્તવ્યના નિયમો પાળવા સારૂ વર્તમાનપત્રોમાં અંદર અંદર કેવું સહકારીપણું હોવું જોઈએ, એ વિશે પણ અધિપતિઓ કિંમતી સૂચનાઓ કરી શકે.

અધિપતિઓના અનુભવ સાથે વાચકોના અનુભવની પણ મદદ લેવી જોઈએ. અમુક પ્રસંગોએ અમુક વર્તમાનપત્રો તરફથી વાચકોએ કેવા વર્તનની આશા રાખી હતી અને તે આશા કેટલે દરજ્જે સફળ થઈ હતી, વાચકોને પોતાની ધારણાથી જુદા પ્રકારનું વર્તમાનપત્રોનું વર્તન કેટલું યોગ્ય અને અયોગ્ય લાગ્યું હતું, અમુક પ્રશ્નોના સંબંધમાં અમુક વર્તમાનપત્રે ગ્રહણ કરેલી વૃત્તિ વિશે જુદા જુદા મતના વાચકોએ કેવા અભિપ્રાય બાંધ્યા હતા, એ સઘળી હકીકત વાચકોના દૃષ્ટિબિન્દુમાંથી કેવી તુલના થાય છે અને કેવી તુલના થવી જોઈએ એ નક્કી કરવામાં બહુ ઉપયોગી થાય.

આ સાધનોની મદદ લઇ 'ન્યુસપેપર કોડ' ઘડવો જોઇએ. એ 'કોડ' ઘડવાનું કામ એક જ મનુષ્યને સોંપવું એ ઇષ્ટ નથી, કેમકે તેના વિચારો કેટલીક બાબતો સંબંધે અપૂર્ણ અને એકદેશીય હોવાનો સંભવ રહે. તેમ જ, અમુક મનુષ્યોની મંડળી કે કમિટી એવો 'કોડ' ઘડે તે છેવટનો ગણી સ્વીકારી લેવો એ પણ ઇષ્ટ નથી. જુદા જુદા મનુષ્યો અને જુદી જુદી મંડળીઓ પાસે તેમને ઠીક લાગે તેવા 'કોડ' ઘડાવીને તે સહુએ પ્રસિદ્ધ કરવો એ વધારે સારો માર્ગ છે. એવા નમુના કેટલાક વખત લોકોમાં વંચાય તથા જાહેર રીતે ચર્ચાય તે પછી માલમ પડી શકે કે કેટલી બાબતોમાં **એકમત** થવાનો કે બહુમતનું વજન થવાનો સંભવ છે. આવી સ્થિતિ આવ્યા પછી સર્વને માન્ય થવા યોગ્ય 'કોડ' બનાવવા સારૂ જાહેર સભા બોલાવી તે સભા મારફતે એ કાર્ય માટે નિયમો ઘડવા અને પ્રસિદ્ધ કરવા માટે કમિટી નિમી શકાય. એ કમિટી 'કોડ' ઘડે તે સામાન્ય રીતે અનુસરવા યોગ્ય ગણાય.

**પદ્ધતિ સામે વાંધા.**

કેટલાકને વખતે એમ લાગશે કે 'કોડ' ઘડવાની આ પદ્ધતિ કૃત્રિમ છે, અને, આવી બાબતમાં વર્તનના નિયમોનો કાલક્રમે ઉદ્‌ભવ

થાય તે જ બસ છે. આ વાંધાના ઉત્તરમાં એટલું જ કહેવું બસ છે કે આજ સુધી કાલક્રમે જે નિયમોનો ઉદ્ભવ થયો છે તે નક્કી કરવા અને તેનો સંગ્રહ કરવો એ જ આ 'કોડ' રચવાનો ઉદ્દેશ છે. એ નિયમોની સ્પષ્ટ વ્યાખ્યા હજી થઇ નથી, પણ મનુષ્યોના અનુભવમાં કકડે કકડે એ નિયમો ગોઠવાયા છે, તેથી, મનુષ્યોના અનુભવમાંથી એ નિયમોનું દોહન કરવું એ જરૂરનું છે. એ રીતે સ્પષ્ટ વચનોમાં એ નિયમો મુકયાથી તેનો યથાર્થ ઉપયોગ થઈ શકશે. અલબત્ત એ નિયમો અચળ સિદ્ધાન્તરૂપે નહિં થાય, પણ, વખત જતે જેમ વધારે અનુભવ થશે તેમ તે અનુભવને ધોરણે એ નિયમોમાં ફેરફાર થઈ શકશે.

બીજો વાંધો એવો પણ કદાચ કહાડવામાં આવશે કે 'કોડ' ઘડવાની આ પદ્ધતિ વ્યવહારમાં સફળ થાય એવી નથી, કેમકે આવી કમિટીઓ એકમત થતી નથી અને બહુમતે પણ કંઈ નિર્ણય કરી શકતી નથી, એમ કેટલીકવાર જોવામાં આવે છે. પરંતુ જે વિષયમાં પ્રથમથી જ ભિન્ન ભિન્ન મત પ્રવર્તમાન હોય તે વિષયમાં સર્વમાન્ય નિયમો ઘડવા માટે નિમાયેલી કમિટીઓના કાર્યમાં જ એવી નિષ્ફલતાના પ્રસંગ આવે છે. 'ન્યુસપેપર કોડ'ના વિષયમાં એવા જુદા જુદા મત કે જુદી જુદી શાખાઓ સ્થાપિત થયાં નથી કે તેમાં એવી મુશ્કેલી નડે. અને આ 'કોડ' ઘડવા માટે બીજી કોઈ પદ્ધતિ સફળ થઈ શકતી હોય તો આ પદ્ધતિ માટે આગ્રહ કરવાનું કાંઇ કારણ નથી.

બધા દેશોનાં અને બધી ભાષાઓનાં વર્તમાનપત્રો માટે આ કાર્ય લઈ બેસવું એ શકય નથી, માટે હાલ તરત ગુજરાત સરખા એકાદ પ્રાન્તના વર્તમાનપત્રો માટે આ પ્રયોગ કરવો એ સલાહભરેલું છે.

**નિયમોના થોડા નમુના.**

આ 'કોડ'માં દાખલ કરવાના નિયમો કેવા હોઇ શકે તે દર્શાવવા થોડીક છુટક સૂચનાઓ નીચે જણાવી છે, તેથી, 'કોડ'નો ઉદ્દેશ વધારે સ્પષ્ટ થશે.

સંસ્થાઓ ઉપર ટીકા કરતાં, તે સંસ્થાઓના એકાદ અંશ ઉપર જ

વાચકોનું લક્ષ જાય અને તે સંસ્થાઓનું સમગ્ર સ્વરૂપ તેમના ધ્યાનમાં તે સંબંધે ન આવે એવી રીતે વર્તમાનપત્રોએ ટીકા કરવી ન જોઈએ. અમુક સંસ્થામાં વિવિધ અંગો વડે તેનું જે સ્વરૂપ એકંદરે બંધાયેલું હોય તે લક્ષમાં રાખ્યા વિના એકાદ ગુણ કે દોષની તુલના યથાર્થ રીતે થઈ શકે નહિ.

વર્તમાનપત્રોમાં અધિપતિના ખાનગી મિત્ર કે સ્નેહીની એટલી બેહદ પ્રશંસા પ્રકટ થવી ન જોઈએ કે જેની સાર્વજનિક સેવા જોતાં પોષાય નહિં. અમુક જાહેર સવાલની બાબતમાં તેણે જે કામ સારૂં કર્યું હોય તેટલા પુરતો જ તેને ધન્યવાદ દેવો જોઈએ.

વર્તમાનપત્રે કોઇ પણ વ્યક્તિ ઉપર અઘટિત હુમલો કરવો ન જોઈએ અને વિના કારણ અક્ષેપ કરવો ન જોઈએ. જે જાહેર સવાલ ચર્ચવાનો પ્રસંગ ચાલતો હોય તે સંબંધમાં અમુક વ્યક્તિઓની જે ખામીઓ વિષે કહેવાનું પ્રસ્તુત થયું હોય તેટલી ખામીઓ વિશે ટીકા થવી જોઈએ. એવે પ્રસંગે તે વ્યક્તિઓના બીજા વર્તન કે વિચાર ઉપર અપ્રસ્તુત આરોપ થવા ન જોઇએ.

અમુક વર્તમાનપત્રોમાં અમુક વ્યક્તિઓ સાથેના ખાનગી સંબંધને લીધે કે ખાનગી અણબનાવને લીધે તેમની વારંવાર પ્રશંસા કે નિંદા આવ્યાં કરે એવો દેખાવ થવો ન જોઇએ. વર્તમાનપત્રોને કોઈ ખાનગી મિત્રો કે શત્રુઓ હોવા ન જોઇએ. જે વખતે જે જાહેર સવાલ ઉભો થયો હોય તે વખતે તે સવાલ જ લક્ષમાં રાખી ચર્ચા કરવી જોઈએ. પત્રોને અમુક જે વિચારો કે સિદ્ધાન્તો અભિમત હોય તેને અંગે અમુક મનુષ્યોના અભિપ્રાય કે વર્તન તેઓ પસંદ કે નાપસંદ કરે એ સ્વાભાવિક છે, પણ, પ્રસ્તુત ઉપરાંતની પસંદગી કે નાપસંદગી જાહેર થવી ન જોઈએ.

વ્યક્તિઓ કે સંસ્થાઓ વિરુદ્ધની ટીકા હંમેશ ખુલ્લી અને દાખલા દલીલવાળી હોવી જોઇએ. 'કેટલીક બાબતમાં એમના પ્રમાણિકપણા વિશે શક રહે છે.' 'એ મંડળની વર્તણુંક ઘણી રીતે અસંતોષકારક છે પણ તે વિશે વિસ્તાર કરવાની, અમે માથાકૂટ કરતા નથી.' એવા

મોઘમ કે ગુપ્ત આરોપ કરવા એ વાજબી નથી. એવા આરોપનો જવાબ દેવાનો સામાને અવકાશ મળતો નથી.

**સભ્યતાની જરૂર.**

કોઈની પણ વિરૂદ્ધ ટીકા કરતાં તેની તરફ સભ્યતા વાપરવી જોઈએ. માનાર્થે બહુવચનનો ઉપયોગ વાતચિતમાં થાય છે તે કરતાં પણ જાહેર લખાણોમાં વધારે થવો જોઈએ. વાદવિવાદમાં તોછડાં વિશેષણો અને અપમાનકારક વચનો દાખલ કરવાં જોઈએ નહિં. ઉદાહરણાર્થ, 'નિશાન' લખવું કે 'નિશાણ' એ ચર્ચા ચાલતી હોય ત્યાં એક પક્ષે બીજા પક્ષને 'નકારીઆ' કે 'ણકારીઆ' ન કહેતાં 'નકારવાદી' કે 'ણકારવાદી' કહેવા જોઇએ.

વર્તમાનપત્રોનાં લખાણોમાં ગંભીરતા, સુવિવેક અને વિચારવંતપણાનું દર્શન થવું જોઇએ. ઉદ્ધતતા, છાલકાપણું, અવિચારપણું, આવેશ, એ સર્વ ત્યાજ્ય હોવાં જોઈએ.

**ચર્ચાપત્રો.**

વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થતાં ચર્ચાપત્રોમાં પણ ઉપર કહેલા નિયમ પાળવા જોઈએ. અધિપતિએ કરવા યોગ્ય જે ન હોય તે ચર્ચાપત્રીને કરવા દેવું ન જોઇએ. ઉદાહરણાર્થ, 'વિલાયત ગયેલા માણસો વિશે ઠરાવ કરવા (અમુક) નાત મળી તેમાં જવા તે નાતના (અમુક) શેઠીઆ તૈયાર થયા પણ ઘરમાં સ્ત્રીએ ધમકાવ્યા તેથી તે અચક્યા અને નાતમાં હાજર જ થયા નહિં. એ માત્ર સાંભળેલી વાત છે; તેનું ખરાપણું પુરવાર કરવા અમે તૈયાર નથી–' આવી રીતે કોઈ ઉપર હુમલો કરી તેની જવાબદારીમાંથી છટકી જવા પ્રયત્ન કરવો એ કાયરપણું છે. અધિપતિએ પોતાની તરફથી એવી ખબર પ્રકટ કરવી ન જોઈએ તેમ જ કોઈ ચર્ચાપત્રીને પણ એવી ખબર પ્રકટ કરવાની છુટ આપવી ન જોઈએ. કોઇના વિરૂદ્ધ ખુલ્લા આધાર વિના લખાણ કરવું ન જોઈએ.

અધિપતિએ આપેલી ખબર કે દર્શાવેલા વિચાર વિરુદ્ધ કોઇ ચર્ચાપત્ર લખે તો ઈનસાફ ખાતર તેને સ્થાન આપવું જોઇએ. તેમજ, એક

ચર્ચાપત્રની વિરુદ્ધ લખનાર બીજા ચર્ચાપત્રીને પણ સ્થાન આપવું જોઈએ. અલબત્ત, એ ચર્ચાપત્રોમાં યોગ્યતાના સર્વ નિયમ પળાયેલા હોવા જોઇએ. તે ટૂંકા, સભ્ય, વિવેકયુક્ત અને પ્રસ્તુત હોવાં જોઈએ. અને, હરકોઇ વિષય કેટલાક સમય સુધી ચર્ચાયા પછી તેની ચર્ચા બંધ કરવાની અધિપતિને છુટ હોવી જોઈએ.

વર્તમાનપત્રોના અધિપતિઓની સામસામી અંગત લઢાઈ અણછાજતી થઈ પડે છે, તે જ પ્રમાણે, ચર્ચાપત્રીઓની સામસામી અંગત લઢાઇ અણ-ઘટતી થઇ પડે છે. તેવી લઢાઈઓને વર્તમાનપત્રમાં આશ્રય મળવો જોઈએ નહિં.

કોઈ અમુક વ્યક્તિ કે સંસ્થા તરફથી જે બાબતનો ઉપાય થઇ શકે તેમ હોય તે વ્યકિત કે સંસ્થાને વિનંતિ કર્યા છતાં ઘટતું કરવામાં આવ્યું ન હોય તો જ તે બાબતની ફરીઆદનાં ચર્ચાપત્ર વર્તમાનપત્રમાં પ્રકટ કરવાં જોઇએ. ઉદાહરણાર્થ, 'કોઇ છોકરો પરીક્ષામાં પાસ થયા છતાં તેને ઉપરના વર્ગમાં ચઢાવવામાં આવ્યો નથી એવી ફરીઆદનું ચર્ચાપત્ર કોઈ લખે તો નિશાળના ઉપરીને તથા કેળવણી ખાતાના ઉપરીને અરજ કર્યા છતાં દાદ મળી નથી એમ ચર્ચાપત્રો જણાવે તો જ તેનું ચર્ચાપત્ર વર્તમાનપત્રમાં પ્રકટ કરવું જોઇએ.

જનસમાજના હિતના વિષયો સંબંધે ઉંચા ધોરણની ચર્ચા થઈ શકે તે માટે અધિપતિએ સામાન્ય વિષયોનું સારૂં જ્ઞાન સંપાદન કરવું જોઇએ. અને, તે વિષયોનું સાહિત્ય વધતું જાય તેમ તેથી વાકેફગાર રહેવું જોઈએ. ખાસ વિષયોના લેખ તે વિષયોના અભ્યાસીઓ પાસે લખાવવા જોઇએ.

### તારનો કોપીરાઈટ.

અમુક વર્તમાનપત્રો ભારે ખર્ચ કરી પરદેશથી તાર મારફત ખબરો મંગાવી પ્રકટ કરે તે કેટલાક વખત સુધી બીજાં વર્તમાનપત્રોએ મફત ઉતારી લેવી ન જોઈએ એમ કેટલાકનું કહેવું છે. અલબત્ત, ખબર જેમ વહેલી ફેલાય તેમ વાંચકોને વધારે લાભ થાય; તેથી વાંચકોના દૃષ્ટિબિન્દુથી તો એમ જ કહી શકાય કે આ બાબતમાં કાંઈ બંધન

હોવાં જ ન જોઈએ, અને તારની ખબરો ગમે ત્યારે ઉતારી લેવાની છુટ હોવી જાઇએ, પરંતુ, બીજી તરફથી એ વાત ધ્યાનમાં લેવાની છે કે જે વર્તમાનપત્રો તાર મંગાવવા માટે ભારે ખર્ચ કરે તેમનો થોડો વખત સુધી પણ સ્વતંત્ર માલીકી હક (Copy right) હોય તો તેમના ઘરાકો વધે, અને તેમને ઘરાકોની સગવડ ખાતર ખાસ ખરચ કરવાનું પાલવે. રોઇટર જેવી તાર મંગાવનારી એજન્સીઓ એકી વખતે ઘણાં પત્રોને તારની ખબર વેચાતી આપે છે તેથી આ બાબત વિશેષ ગુંચવણ ભરેલી થાય છે એ ખરૂં, પરંતુ, વર્તમાનપત્રોની માંહેમાંહેની સમજુતીથી આ બાબતની વ્યવસ્થા થઈ શકે તેમ છે.

જાહેર ખબરો.

જાહેર ખબરો એ વર્તમાનપત્રોની વ્યવસ્થાનું ઉપયોગી અંગ છે; અને જાહેર ખબરોથી વર્તમાનપત્રોને નાણાંની સારી મદદ મળે છે; તોપણ જનસમાજનું હિત કરવાનો મુખ્ય હેતુ લક્ષમાં રાખતાં જાહેર ખબરો માટે પણ કાંઈ નિયમોની જરૂર છે. જાહેર ખબરોમાં વેપારીઓ પોતાના માલનાં વખાણ કરે તેવું વાસ્તાવિકપણું તપાસી જોવાનું અધિપતિઓથી બની શકે નહિં. પરંતુ જેમ જાહેર ખબરમાં કોઈની બદનકશી ન થાય એ જોવું પડે છે, તેમજ, જાહેર ખબરમાં જનસમાજની નીતિને હાનિકારક વાતો ન છપાય; તથા અશ્લીલ અને નિર્લજ્જ વર્ણનો ન છપાય એટલી સાવચેતી અધિપતિઓ તરફથી લેવાવી જોઈએ.

આ માત્ર દિગ્દર્શન છે, અને, ઉપર કહેલી સૂચનાઓ સર્વમાન્ય થવી જોઈએ એવો આ લખનારનો દાવો નથી. એ વિશે વિચાર થવો જોઇએ, અને નિર્ણય થવો જોઈએ એટલો જ આ લખનારની વિનંતી છે, *

---

* સંવત ૧૯૬૮ના 'ગુજરાતી'ના દીવાળીના ખાસ અંકમાં છપાયેલો લેખ

## ૩૮

# " તૈયાર છે. "

નર્મદા નદીના પુલ ઉપરથી રેલવે ટ્રેન ધીમી ધીમી પસાર થતી હતી. નીચે નદીમાં જોશબંધ પૂર વહેતું હતું અને પાણીનો પટ વિસ્તારથી ફેલાયો હતો. તે હું ટ્રેનમાં ગાડીની બારીએથી જોતો હતો; મારું ધ્યાન આ રીતે ગાડી બહાર હતું તેવામાં મારી સામે બેઠેલો ઉતારૂ બોલી ઉઠયો કે " તૈયાર છે ! "

દૃષ્ટિ અંદર લઈ તેના સામું જોઈ મેં પુછ્યું, " શું તૈયાર છે ? "

તેણે કહ્યું, ' આ નદી પેઠે દરિયો પૂરથી ઉછળી રહે અને આખી પૃથ્વી પર ફરી વળે અને પ્રલય થાય તો નવી સૃષ્ટિ કેવી બનાવવી તેની યોજના મારી પાસે તૈયાર છે. '

' તમારી યોજનામાં સૃષ્ટિ હાલ છે તેવી જ બનાવવી છે કે જુદી રીતની બનાવવી છે ? '

' હાલની સૃષ્ટિમાં તો ઘણી ખામીઓ રહેલી છે, અને પરમેશ્વરે ઘણી ભૂલો કરેલી છે અથવા કુદરતે સૃષ્ટિ બનાવી હોય તો કુદરતે ઘણી ભૂલો કરેલી છે. મારી યોજનામાં એ બધી ખામીઓ અને ભૂલો દૂર કરેલી છે; અને ઘણી સુન્દર તથા અદ્‌ભુત અને સંપૂર્ણ રીતે સુખમય સૃષ્ટિ રચાય એવી યોજના મેં ઘડેલી છે. '

' તમારી એ યોજના પ્રમાણે નવી સૃષ્ટિ બનાવશે કોણ ? '

' એટલી જ મુશ્કલી રહેલી છે. પણ એ મુશ્કેલી જેમ બને તેમ ઓછી નડે તે માટે મેં એવી યોજના કરેલી છે કે પ્રથમ ફક્ત ઘાસ ઉગે તો બીજું કાંઇ કરવું પડે નહિં. ઘાસમાંથી છોડ થાય, છોડમાંથી ઝાડ, ઝાડમાંથી પ્રાણી થાય અને પ્રાણીમાંથી મનુષ્ય થાય, એમ પોતાની મેળે સૃષ્ટિની ઉત્ક્રાન્તિ થતી જાય અને પૂર્ણ થાય. '

'ઘાસ ક્યાં ઉગે ?'

'જમીન પર'

'જમીન કોણ બનાવશે ?'

'એ પણ મુશ્કેલી છે ખરી. પણ જમીન આપોઆપ સમુદ્રમાંથી નિકળશે, અથવા પરમેશ્વર અગર કુદરત જમીન બનાવશે અને પછી ખસી જશે અને મારી યોજનાનો અમલ થવા દેશે એમ માની લેતાં શો વાંધો છે ?'

'એવો વાંધો ન ગણીએ તોપણ તમારી યોજના પ્રમાણેનું ઘાસ કોણ ઉગાડશે ? તમે ઘાસ બનાવશો ?'

'ઘાસ પણ પરમેશ્વર અગર કુદરત બનાવે ત્યારે જ બને !'

'પણ તેઓ ઘાસ બનાવે તો પોતાની યોજના પ્રમાણેનું જ ઘાસ બનાવે પરંતુ, આ પૃથક્કરણ રહેવા દઈ એક પ્રશ્ન પુછું કે તમને આ યોજના કરવાનું શાથી મન થયું ?

'સૃષ્ટિમાં રહેલી અપૂર્ણતા અને વિષમતા તરફ વારંવાર મારૂં ધ્યાન ખેંચાતું અને હાલ ચર્ચાતા ઘણા પ્રશ્નો સંબંધમાં યોજનાઓ ઘડાતી વર્તમાનપત્રોમાં વાંચવામાં આવતાં મેં પણ યોજનાઓ ઘડવાનું માથે લીધું. એ પ્રમાણે યોજનાઓ કરતાં આવતી ખામીઓ અને અડચણો દૂર કરવા જતાં યોજનાઓ ઘડી ઘડી બદલવી પડતી હતી. તેમ કરતાં આખરે મને વિચાર થયો કે સમસ્ત સૃષ્ટિની યોજના પ્રથમ સંપૂર્ણ અને બીલકુલ દોષ વગરની થાય તો સૃષ્ટિમાંના જીવનના આ જુદા જુદા પ્રશ્નો વિશેની મારી યોજનાઓ બંધબેસતી થાય. આ માટે સૃષ્ટિની યોજના આરંભથી ઘડવાની જરુર હતી, તેથી સૃષ્ટિની યોજના મેં નવેસરથી ઘડી અને બીજી યોજનાઓ એ નવી સૃષ્ટિયોજનાના પાયા ઉપર ગોઠવી. હવે તો બધી પરિપૂર્ણ યોજનાઓ ઘડેલી મારી પાસે તૈયાર છે.'

'શાની શાની યોજનાઓ તમે તૈયાર કરી છે ?'

'મારી પાસેથી બહુ જ થોડા સમયમાં અને ઘણી જ થોડી મહેનતે દુનિયાના એકે એક વિષયનું સંપૂર્ણ જ્ઞાન રમત પેઠે સહેજમાં થઈ જાય

એવી રીતે કેળવણી આપવાની યોજના તૈયાર છે; દ્રવ્ય મેળવવાનો કાંઇ પણ પ્રયાસ કર્યા વિના એકદમ કરોડોના અધિપતિ થઈ જવાની યોજના તૈયાર છે, બીલકુલ કર ઉઘરાવ્યા વગર વિશાળ રાજ્ય ચલાવવાની યોજના તૈયાર છે; જખમના જોખમ વિના અને શરીરના શ્રમ વિના યુદ્ધ કરવાની યોજના તૈયાર છે; વિમાન કે પવનપાવડી કે એરોપ્લેન વિના ફક્ત શરીરને ઉંચો આંચકો મારી આકાશમાં લાખો ગાઉ સુધી ઉંચે ઉડવાની યોજના તૈયાર છે; કાનમાં ફુંક મારી પરમેશ્વરનું દર્શન કરવાની યોજના તૈયાર છે; જીભ પર એક ટીપું મૂકતાં અમર થઈ જવાય એવું અમૃત બનાવવાની યોજના તૈયાર છે; પશુ, પંખી, માછલાં, ઝાડ, ઘાસ, ડુંગરા, પથરા, પાણી, પવન, કોયલા, ધૂળ, માટી, વગેરે સઘળાં પદાર્થો એકદમ મનુષ્યભાષામાં બોલવા માંડે એવો અક્કલગરો બનાવવાની યોજના તૈયાર છે; ખરૂં ખોટું, ડાહ્યું, ગાંડું, સંભવિત અસંભવિત જે કંઇ કહીએ તે જ્ઞાની અજ્ઞાની, પંડિત મુર્ખ, સમજુ અણસમજુ ન્હાના મ્હોટા સર્વ કોઈ વિચાર સરખો કર્યા વગર એકદમ માને અને લટ્ટૂ બની જઈ વાક્યે વાક્યે “ જી મહારાજ ! ” કહેવા માંડે એવું વશીકરણ બનાવવાની યોજના તૈયાર છે; યોજનાઓનાં કબાટ મારી પાસે ભરેલાં છે. ’

‘ ક્ષયરોગ કેમ મટાડવો, મરકી કેમ અટકાવવી, જનસમુહને સ્વચ્છતા અને આરોગ્યના નિયમ પાળવાની ટેવ કેમ પાડવી, સુખ અને સગવડ વધે એવી નગરરચના કેમ કરવી, જ્ઞાન પાકું થાય અને જાણનારને જ્ઞાનમાં રસ રહે એવાં વિદ્યાપીઠ કેમ બનાવવાં, સાંસારિક જીવનમાં પ્રેમ અને પવિત્રતા શી રીતે પુષ્ટ કરવાં, રાજ્યબંધારણમાં સ્વાતંત્ર્ય અને સામર્થ્યનો શી રીતે યોગ કરવો, વેપાર અને ઉદ્યમનું રક્ષણ શી રીતે કરવું, મોંઘવારીનો શો ઉપયોગ કરવો, દારિદ્રી, નિરૂદ્યમી અને નિરાધાર જનોને પાળવા શા ઈલાજ લેવા, કારીગરો અને કામદારોનું શ્રેય શી રીતે વધારવું, પ્રજાઓ વચ્ચે સંપ અને સલાહ શી રીતે પ્રવર્ત્તાવવા, એ વગેરે વિષયો માટે તમે કાંઈ યોજના કરી નથી ? ’

'સૃષ્ટિના બંધારણ સુધી કલ્પના દોડાવવામાં રોકાતાં એવા અલ્પ વિષયો ઉપર ધ્યાન દેવાનું બનતું નથી. પણ, મારી મુખ્ય યોજના પ્રમાણે નવી સૃષ્ટિ બને અને મારી બીજી યોજનાઓનો અમલ થાય તો તમે કહો છો એવા પ્રશ્નોનો નિકાલ સહજમાં આપોઆપ થઈ જાય.'

'તમારી યોજના પ્રમાણે નવી સૃષ્ટિ બને તે સારૂ હાલની સૃષ્ટિ જલદી નાશ પામે એવી ઇચ્છા તમને થાય છે?'

'એ માટે હું ઘણો ઉત્સુક છું. જ્યારે જ્યારે સૃષ્ટિનો નાશ નજીક આવ્યાની ભવિષ્યવાણી બહાર પડે છે, અથવા કોઈ ઠેકાણે જવાળામુખી પર્વત ફાટયાની અથવા ભારે ધરતીકંપ થયાની હકીકત પ્રકટ થાય છે, ત્યારે સૃષ્ટિનો ધ્વંસ હવે પાસે આવ્યો છે એ વિચારથી મને ઉમંગ થાય છે!'

'પરંતુ, સૃષ્ટિનો નાશ થતી વેળા પૃથ્વી પર કેટલાં દુઃખ અને કષ્ટ પ્રવર્તશે એ ખ્યાલથી તમને દયા નથી ઉપજતી?'

'મારી નવી સૃષ્ટિ એવી સારી થવાની કે તેની પ્રાપ્તિ માટે દુઃખ અને કષ્ટ વેઠી લેવાં જોઈએ અને દયાની લાગણી દાબી દેવી જોઈએ એમ હું માનું છું.'

'પણ જે એમ ન માનતા હોય અને તમારી નવી સૃષ્ટિ માટે ઈન્તેજાર ન હોય તેમનું શું?'

'એવા લોકોની દરકાર મારે શા સારૂ કરવી? મારી યોજના પર મારી સંપૂર્ણ શ્રદ્ધા છે.'

'મારી એવી સંપૂર્ણ શ્રદ્ધા હોય કે આ ટ્રેનમાંથી એંજીન ડાઈવર અને ગાર્ડને ઉતારી પાડ્યા હોય અને ટ્રેનને રેલના પાટાના બન્ધનમાંથી મુક્ત કરી ભોંય ઉપર યથેચ્છ ચલાવવાનું મને સોંપવામાં આવે તો હું ટ્રેન બહુ ઉત્તમ રીતે હંકારૂં, તો એ યોજનાનો અમલ કરવામાં મારી ફતેહ થાય એમ તમે ઇચ્છો? પણ ટ્રેન કેમ ઉભી રહી?'

'બારીમાં વાંકા વળીને નજર કરતાં જણાય છે કે ટ્રેન ચાલે છે તે સડક ઘણી ઉંચી છે. બે તરફ ઉંડા ખાડા છે, રસ્તો વાંકમાં છે, વરસાદના પાણીથી રેલના પાટાની જમીન વખતે પોચી થઈ ગઈ હોય એ માટે સાવચેતી લેવાતી જણાય છે.'

'એંજીન ડ્રાઈવર અને ગાર્ડ મસલત કરી ટ્રેન દોડાવી મૂકે તો કેવું સારૂં!'

'એ બદમાશો જીવતા રહે તો સખત સજા પામે.'

'પણ ટ્રેન દોડાવવાથી મારી યોજના સફળ થવાનો સંભવ આવે તેનું કેમ?'

'તમારા સિવાયના ટ્રેનના ઉતારૂઓનો વિચાર કર્યો?'

'એક જણની ઇષ્ટ યોજના અમલમાં મુકવા જતાં બીજા હજારોનું શું થાય તે વિશે વિચાર કરવાની યોજના તમારી પાસે તૈયાર છે?'

'તૈયાર નથી.'

- ૨૧,૩૮૪ -